“વૈદ્યકલ્પતરૂ” માસિકની ૩૦ મા વર્ષની ભેટ.

# અનુભૂત ચિકિત્સા પદ્ધતિ.

## A Treatise on Experienced Remedies.

કિંમત રૂ. ૧-૮-૦.

# અનુભૂત
# ચિકિત્સા પદ્ધતિ.

## A Treatise on Experienced Remedies.


લેખક,

**વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર,**

**અમદાવાદ.**

વડોદરા રાજકીય સંસ્કૃત કોલેજ, જયપુર રાજકીય સંસ્કૃત આયુર્વેદિક કોલેજ, બનારસ સંસ્કૃત કોલેજ અને જૈનસંઘ વિગેરે સંસ્થાઓ તરફથી વૈદ્યશાસ્ત્રી, ભિષગ્વર, આયુર્વેદ ભૂષણ, આયુર્વેદાચાર્ય અને ધનવંતરી વિગેરે ડીપ્લોમાઓ સંપાદન કરનાર અને નિખિલ ભારતાયુર્વેદ વિદ્યાપીઠ તરફથી લેવાતી પરીક્ષાઓના પરીક્ષક, પ્લેગ સુદર્શનચક્ર, ક્ષય ચિકિત્સા અને જ્વર ચિકિત્સાના કર્તા, આયુર્વેદ ચિકિત્સાલયના વ્યવસ્થાપક, અમદાવાદ વૈદ્ય સભાના અને આયુર્વેદ પાઠશાળાના પ્રમુખ.



પ્રકાશક,

**વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.**

તંત્રી "વૈદ્યકલ્પતરૂ," ૭૪ રીચીરોડ; **અમદાવાદ.**

આવૃત્તિ પહેલી સંવત ૧૯૮૧ સને ૧૯૨૫. નકલ ૨૦૦૦.

**કિંમત રૂા. ૧-૮-૦.**

आसीत्पार्वणशर्वरीशरुचिरस्फीतस्वकीर्त्या दिशाम् ॥
भागानुज्ज्वलयन्नशेषविदुषां मान्यो धिया गी:पतिः
विप्रः सेवकरामनामविदितः श्रीदेवशंभोः पिता ॥
तत्पौत्रोऽखिलधारिशास्त्रकुशलो नारायणाख्यो भिषक् ॥ १ ॥
श्रीमद्वंकाख्यपृथ्वीसुरकुलमणयो मानिता लोकवृन्दै ॥
रायुर्वेदीयशास्त्राम्बुधितलगततत्त्वज्ञबुद्धिप्रभावाः ॥
श्रीमद्राधेशपादाम्बुजसुरभिरतस्वान्ततुङ्गद्विरेफा ॥
वैद्या नारायणाख्या जनितजनहिता एत ईड्याः प्रकामम् ॥ २ ॥



वैद्यशास्त्री नारायणशंकर देवशंकर

मिनर्वा प्रिन्टरी, पांचकुवा–अमदावाद.

# પ્રકાશકનું નિવેદન.

"**વૈદ્યકલ્પતરૂ**" માસિક ૩૦ વર્ષથી ગુજરાતી ભાષા જાણનારાઓની યથાશક્તિ સેવા બજાવતું રહ્યું છે અને તેના સ્થાપક સ્વ. **વૈદ્ય જટાશંકર લીલાધરની** કાબેલ કલમ જે ઘાટી, શૈલી અને જુસ્સો ધરાવતી હતી તે વિરલ થઇ પ્રડી છે. ભેટનાં જે જે પુસ્તકો તેમણે પોતે લખ્યાં હતાં તેમની એકથી વધુ આવૃત્તિઓ થવા પામી છે અને આવાં જ પુસ્તકો વૈદ્યકલ્પરૂતના ગ્રાહકોને ભેટ તરીકે અપાય એવી અમારી ધારણા હોઇને વર્ષોવર્ષ ગ્રાહકને કયું પુસ્તક ભેટ આપવું અને તે પુસ્તક કોના હાથે સારામાં સારૂં લખાય એ પ્રશ્નનો ઉકેલ અમારે કરવો પડે છે. ઘણી બાજુથી એવી માગણીઓ થવા લાગી કે ઘરમાં બેઠાં કે ઘરમેળે કરી શકાય તેવા ઉપાયો અને ખાસ કરીને અનુભવસિદ્ધ ઉપાયો બતાવવામાં આવે તો ઠીક.

આ બિના અમારા શુભેચ્છક અને ૪૦ વર્ષથી વૈદ્યક ધંધો કરનાર અત્રેના પ્રસિદ્ધ વૈદ્યશાસ્ત્રી મુરબ્બીશ્રી **નારાયણશંકર દેવશંકર** જેમને પોતાના વૈદ્યક જ્ઞાન માટે ઘણા પ્રમાણપત્રો, ચાંદો અને માનપત્રો મળ્યાં છે અને જેઓ અમદાવાદની વૈદ્યસભાના પ્રમુખ છે, તેમને જણાવતાં તેમણે ઘણા ઉત્સાહથી "અનુભૂત ચિકિત્સા પદ્ધતિ" નામનું આ પુસ્તક લખી આપ્યું છે જે માટે અમે તેમના ઘણા આભારી છીએ. તેમણે પોતાના બહોળા અનુભવના તેમજ ગુરૂગમ્ય અનેક ઉપાયો બતાવ્યા છે એટલું જ નહીં પણ દરદોનાં કારણ, લક્ષણ અને વિશેષ ઉપચારો સંક્ષેપમાં અને સરળતાથી સમજી શકાય તેવી ઇબારતમાં દર્શાવ્યા છે. ગામડાંમાં કે બીજે જ્યાં વૈદ્ય દાક્તરની મદદ કે સલાહ મળી શકે તેમ ન હોય ત્યાં ઘરમાંથી, બજારમાંથી કે વગડામાંથી મળી શકે અને દરદ ઉપર ધાર્યું કામ કરી શકે એવી ચીજો પણ બતાવી છે એટલે આ પુસ્તક વૈદ્યકલ્પતરૂના વાંચનારા-

ઓને જ નહીં પણ ગમે તેને ઘણું ઉપયોગી અને હમેશા ઘરમાં કે મુસાફરીમાં સાથે રાખવા જેવું થઇ પડશે.

ભેટનું પુસ્તક સામાન્ય રીતે ૧૫૦ થી ૧૬૦ પૃષ્ઠનું અપાય છે છતાં આ પુસ્તકનું કદ ૨૪૦ પૃષ્ઠનું એટલે દોઢું થયું છે માટે તેની કીમત રૂ. ૧ ને બદલે રૂ. ૧॥ રાખવી પડી છે. વાર્ષિક રૂ. ૩ ના લવાજમમાં રૂ. ૧॥ નું પુસ્તક ભેટ મળે તે ખાતર અમે અમારા વાંચકોને મુબારકબાદી આપીએ છીએ અને તેમને આ પુસ્તક પસંદ પડશે એમ માનીએ છીએ. છેવટમાં અમારી એટલી જ ઇચ્છા છે કે અમારા સુજ્ઞ ગ્રાહકો 'વૈદ્યકલ્પતરૂ' માટે નવા ગ્રાહકો મેળવી તેમને પણ આ પુસ્તકનો લાભ લેતા કરે.

અમદાવાદ.
તા. ૨૫-૨-૧૯૨૫ } વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.

---

# પ્રસ્તાવના.

**भिषग्नारायणस्येयं राजपत्तनवासिनः ।**
**अनुभूतप्रयोगाणां चिकित्सापद्धतिः शुभा ॥**

આયુર્વેદ શાસ્ત્રમાં વનસ્પતિની દિવ્યૌષધિઓ અને રસાદિ ઓષધિઓ એ પ્રમાણે બે ભાગ છે. પ્રાચીન કાળથી આ બે વિભાગો માનવામાં આવેલા છે. શાસ્ત્રકારોએ બંને ઔષધિઓના સંબંધમાં જુદા જુદા રોગ પર અસંખ્ય પ્રયોગો બતાવેલા છે. દેશ, કાળ, ક્રિયા, પ્રકૃતિ અને દોષનો વિચાર કરીને ઔષધ યોજના કરવી પડે છે. આયુર્વેદનો સિદ્ધાન્ત ત્રિદોષ અને ત્રિધાતુ પર છે. રોગ નિર્ણય કરવા માટેના આઠ અંગ જેવાં કે નાડી, મળ, મૂત્ર, જીવ્હા, નેત્ર, રૂપ, શબ્દ અને સ્પર્શની તપાસ કરી ચિકિત્સા કરવાની જરૂર પડે છે. જ્યાં સુધી રોગનો નિર્ણય ન થાય ત્યાં સુધી ચિકિત્સાપર ધ્યાન આપવું નકામું છે. એટલા માટે રોગનો નિર્ણય બરાબર થયા પછી ચિકિત્સા કરવાની જરૂર છે. ચિકિત્સાના સંબંધમાં જણાવવું પડે છે કે અનેક રોગો અને તેની ચિકિત્સા પણ અનેક પ્રકારની હોવાથી દરદીને દવા આપતી વખતે દોષ સિદ્ધાન્ત તરફ નજર કરી ઔષધયોજના કરવી પડે છે. અમુક રોગમાં કયા કયા ઉત્કટ દોષો છે? તે દોષોની શોધન, શમન વગેરે ક્રિયા કેવા પ્રકારે કરવી? કયા કયા ઔષધો દીપન, પાચન, શોધન અને સંશમન કરનારાં છે? તેનો વિચાર કરી ઔષધ યોજના કરવા આયુર્વેદશાસ્ત્રનું શાસન છે.

આયુર્વેદ શાસ્ત્રમાં રોગોપર ઔષધ પ્રયોગો ઘણા પ્રકારના બતાવેલા છે, તેમ અનુભૂતસિદ્ધ ઔષધપ્રયોગોની પણ યોજના કરવામાં આવેલી છે, તે પણ રોગનો વિચાર કરી તેમાં કયા કયા ઉત્કટ દોષોનું બળાબળ છે, તેમ કયા કયા ઔષધો તે દોષોનું શમન કરે છે એ બાબતપર સંપૂર્ણ વિચાર કરી ઔષધયોજના કરવામાં

આવી છે. અમુક રોગપર અમુક દવાનો પ્રયોગ અકસીર છે એ ઉપરથી તેના કારણોનો પ્રયોગમાં આવેલાં ઔષધોપર વિચાર કરીએ છીએ તો જણાય છે કે અમુક દોષોની વિક્રિયાથી અમુક રોગ ઉત્પન્ન થાય છે, અને તે દોષોનું શોધન, સંશમન વગેરે ક્રિયા કરનારા અમુક અમુક ઔષધો છે તો પછી તે રોગોની શાસ્ત્રની મર્યાદાને અનુસરી ચિકિત્સા કરવામાં આવે તો અવશ્ય તે ચિકિત્સા સફળ થયા વિના રહેતી નથી. ઉપરનાં કારણોનો સંપૂર્ણ વિચાર કરી દરેક કુટુંબના માણસોથી પોતાની મેળે સહેલાઇથી રોગનાં કારણો અને લક્ષણોપરથી રોગનો નિર્ણય કરાય, તેમ તેના ઉપાયો નિર્ભયપણે કરી શકાય તેને માટે **અનુભૂત ચિકિત્સા પદ્ધતિ** નામનું આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં મારા પૂજ્ય ગુરૂ, વૈદ્યવાચસ્પતિ, શ્રીકૃષ્ણરામ કુંદનજી કે જેઓ ત્રણ પેઢીથી જયપુર મહારાજાના રાજવૈદ્ય અને સંસ્કૃત આયુર્વેદ પાઠશાળાના મુખ્ય અધ્યાપક હતા, તેમની પાસેથી વૈદ્યકજ્ઞાન ક્રિયાજ્ઞાન સાથે મેળવી, તેમની સંપૂર્ણ કૃપાથી સંપાદન કરેલા ગુરૂગમ્ય પ્રયોગોનો, તેમજ મારા ઘણા વર્ષના વૈદ્યકીય ધંધાના અનુભવમાં આવેલા રોગોની દવાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે અને તે સાથે સિદ્ધ વૈદ્યોએ અનુભવ કરેલા ઘણાખરા રોગો પરના અકસીર ઇલાજોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. જ્યારે અંગ્રેજી વૈદ્યકમાં પ્રીસ્ક્રીપશનની હજારો બુકો છપાઇ બહાર પડી છે ત્યારે દેશી વૈદ્યકશાસ્ત્રમાં અનુભૂત ચિકિત્સા પદ્ધતિનું હજુ સુધી એકે પુસ્તક બહાર પડ્યું મારા જાણવામાં નથી.

ગામડાઓમાં તેમ શેહેરોમાં રહેનારા લોકોના ઉપયોગને માટે ઘેર બેઠે સહેલાઈથી પુસ્તક વાંચી પોતાની મેળે ઉપાયો કરી શકે તેવા વનસ્પતિના અનુભવસિદ્ધ પ્રયોગો અને કેટલાક સહેલાઈથી થાય તેવા અનુભવસિદ્ધ રસાદિ પ્રયોગોનો સંગ્રહ આ ગ્રંથમાં

કરવામાં આવ્યો છે. ચિકિત્સાના સંબંધમાં દરેક મનુષ્ય દરેક રોગમાં પોતાની મેળે રોગનાં કારણો અને લક્ષણોની તપાસ કરી તેના ઉપાયો વૈદ્ય દાકતરોના અભાવે સારી રીતે સહેલાઇથી કરી શકે તેવી ગોઠવણુ કરવામાં આવી છે. જે રોગમાં જે કારણો અને લક્ષણો જણાય તેના ઉપાયો માટે ઉપચાર પદ્ધતિ સાથે સવિસ્તર હકીકત સમજાવવામાં આવી છે, કે જેથી સહેલાઇથી ચિકિત્સા થઇ શકે.

તે ઉપરાંત દરેક રોગનું પથ્યાપથ્ય ( પરહેજ ) બતાવવામાં આવ્યું છે, અને વિશેષમાં ઘણાખરા રોગ પર વિશેષ ઉપચાર તરીકે સહેલાઇથી મળી આવે તેવા વગડાઉ વનસ્પતિનાં જુદાં જુદાં ઔષધો વાપરવાની ભલામણ કરવામાં આવી છે, કે જેમાંનું એકજ ઔષધ કેટલીકવાર અદ્દ્ભૂત ચમત્કાર બતાવે છે.

આર્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે કેટલાક રોગોનાં કારણો, લક્ષણો અને ઉપાયો વગેરે જણાવ્યા પછી તે સાથે પાશ્ચિમાત્ય પદ્ધતિનું ઐક્ય જણાવી વિશેષમાં તે પદ્ધતિને અનુસરી કેટલાક રોગોના ઉપાયોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પુસ્તક જરા વધારે વિસ્તારથી લખવા ધાર્યું હતું પણ કદ વધી જવાથી બને તેટલો સંકોચ રાખી ઘણાખરાં દરદોના ઉપાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

મારી દવાશાળાની કાર્ય પ્રવૃત્તિને લીધે ઉતાવળથી પુસ્તક લખવામાં તેમ પ્રુફ સુધારવામાં ભૂલ થઇ હોય તો તે માટે **પ્રમાદો માનુષો ભાવઃ** એ સૂત્ર ધ્યાનમાં લઈ વાચકવૃન્દ ક્ષમા કરશે એવી આશા રાખું છું.

**અમદાવાદ.** તા.૨૨-૨-૨૫
**ઠે. સ્વામિનારાયણના મંદિર પાસે, આયુર્વેદ ચિકિત્સાલય.**

**વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર.**

# અનુક્રમણિકા.

# ઔષધોની અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| અશુદ્ધિ | પૃષ્ઠ | શુદ્ધિ. |
| --- | --- | --- |
| આધા | ૭ | આહ્વા |
| જવની | ૧૯ | જવરની |
| લીંટી ૨૧ | ૨૨ | અને શોધેલો ગંધક. |
| વાઢી | ૨૮ | વાટી |
| એરંડીયું | ૩૦ | એરંડીયામાં |
| પુરપાક | ૩૨ | પુટપાક |
| લીંટી ૧૮ | ૩૩ | સર્વેના વજને શોધેલાં ઝેરકોચલાં મેળવી. |
| જેવી | ૩૬ | લેવી |
| સફરા | ૪૦ | સફરો |
| થેથર | ૪૩ | થોથર |
| નથા-ગોળ | ૪૫ | નથી-ગોળો |
| કરવા. સુંઠ | ૪૫ | કરવો-સુંઠ |
| ઓછી | ૫૭ | ઓછાં |
| અનાવ્યા | ૭૧ | બતાવ્યાં |
| પાંપર | ૭૪ | પીંપર |
| વાલભાર | ૭૫ | મગના દાણા જેવડી |
| ત્રણની | ૭૯ | ત્રણથી |
| ક્ष | ૮૪ | क्रु |
| सृश्रां | ૮૪ | सृग्मां |
| માંખલ | ૯૧ | માંખણ |
| લોદન | ૧૨૮ | લોમન |
| ધમાં | ૧૨૯ | મધમાં |

| | | |
|---|---|---|
| અક્રાન | ૧૪૩ | અક્રામ |
| ફ્ળ | ૧૪૬ | ફુલ |
| લાંપડી | ૧૬૯ | લાંબડી |
| થતી | ૧૯૪ | થતું |
| નામિશ | ૨૧૬ | નામિકા |

---

વૈદ્ય જટાશંકર લીલાધર કૃત.

# વૈદ્યકગ્રંથો તથા નિબંધો.

## ઘરવૈદું.

### વૈદ્યકના અભ્યાસીઓ માટે ઉપયોગી ગ્રંથ.

વૈદ્યકના ગુજરાતી ગ્રંથોમાં આ ગ્રંથ સૌથી ઉપયોગી, સસ્તો, સચિત્ર, ઉત્તમ ગ્રંથ સિદ્ધ થઇ ચુકયો છે. આ ગ્રંથ વૈદ્યો, ડૉકટરો અને દવાના વેપારીઓને અતિ ઉપયોગી છે. આ ગ્રંથમાં સૃષ્ટિક્રમ, શરીર–જીવ, શારીર સ્થાન (રચના), ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, સૂત્રસ્થાન, ખાનપાન, નિદાનસ્થાન, દેશી તથા અંગ્રેજી નિદાનનું સ્વરૂપ, ઔષધયોજના, અનુપાન, પથ્યાપથ્ય, વનસ્પતિ, ઔષધો, યુનાની ઉપાયો, નુસ્ખાઓ, અંગ્રેજી ઔષધો, નુસ્ખાઓ, ચિકિત્સાસ્થાન (ઘણીજ છુટ ચર્ચા સાથે), વિષચિકિત્સા વગેરે અનેક ઉત્તમ વિષયોનો સમાવેશ કરી ગ્રંથને જેમ બને તેમ ઉપયોગી કરવામાં આવ્યો છે.

ઘરમાં રાખવાથી વૈદ્ય ડૉકટરની ગરજ સારે તેવો આ ગ્રંથ છે. રોયલ ૮ પેજી, ૮૦૦ પૃષ્ઠ, આવૃતિ ૬ ઠ્ઠી, કીંમત રૂા. ૬–૦–૦

## સારી સંતતિ.

સુદ્દઢ, સુંદર અને સદાચારી બાળકો ઉત્પન્ન કરવાં એ વાત આર્ય વૈદ્યક અને અંગ્રેજી વૈદ્યકના **પ્રમાણો** સાથે સિદ્ધ કરી આપનાર શાસ્ત્ર. પરણેલાં જોડાંઓએ જરૂર વાંચવા યોગ્ય આ ગ્રંથ છે. આવૃત્તિ ત્રીજી, કિંમત ૨–૦–૦

## ધાત્રી શિક્ષા.

### સુવાવડ સંબંધી સંવાદરૂપે શાસ્ત્રીય ગ્રંથ.

ગર્ભાવસ્થામાં થતાં દરદોના ઉપાયો તથા પાળવાના નિયમો, પ્રસવ માટે પ્રાથમિક તૈયારીઓ, પ્રસવની ત્રણ અવસ્થાઓનું વર્ણન. કસુવાવડનાં કારણો અને ઉપાય, સુવાવડીની સારસાર તથા બાળક ઉછેરવાના નિયમો એક સુવાવડીને મીડવાઇફ સમજાવે છે. આવૃત્તિ ૨ જી, કિ. ૨–૦–૦

# રોગી પરિચર્યા

**દરદીની સારવાર, અને માંદાની માવજત વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવાનો ગ્રંથ.**

દરેક કુટુંબમાં આ ગ્રંથ હોવો જોઇએ. ગુજરાતી ભાષામાં આ વિષયનો આ પ્રથમ ગ્રંથ છે. કિંમત રૂ. ૨–૦–૦

# બાળકોનો વૈદ્ય.

**બાળકોનાં ખાસ દરદોનાં લક્ષણો, કારણો તથા ઉપાયો.**

બાળકોના અકાળ મરણની સમજુતી, તેની માવજત, શરીર સ્થિતિ, બાળકો સુંદર અને સુદઢ કેમ બની રહે, તથા મોટપણે લાંબુ આયુષ્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકે એ દરેક વિષયોની ચર્ચાથી આ પુસ્તક ઉપયોગી બન્યું છે. કિંમત રૂ. ૨–૦–૦

# જ્વર ચિકિત્સા.

સર્વ પ્રકારના તાવોનું શાસ્ત્રીય અને પાશ્ચિમાત્ય પ્રદ્ધતિ પ્રમાણે વર્ણન, લક્ષણો, અને ઉપાયોનો ગ્રંથ. કિંમત રૂા. ૨–૦–૦

# યુવાવસ્થાનો શિક્ષક.

**યુવાન સ્ત્રીપુરૂષોનાં કર્તવ્ય તથા ફરજનો આદર્શ શિક્ષક.**

આ ગ્રંથ નીતિ તથા સદાચારનું ઉંચું શાસ્ત્ર તથા સંસાર સાગરની એક દીવાદાંડી સમાન છે. વાંચનારને ઉંચી ભૂમિકામાં લઇ જનારો ગ્રંથ છે. દરેક યુવાન સ્ત્રી પુરૂષે અવશ્ય વાંચવો. આવૃત્તિ ચોથી કિં. રૂ ૧–૮–૦

# દિનચર્યા.

મનુષ્યે પોતાની ચર્યા સવારથી રાત્રી પર્યંત કેવી રાખવી કે જેથી સંપૂર્ણ તંદુરસ્તી જળવાઇ રહે, તથા આહાર વિહાર અને ૠતુઓના નિયમો સમજી પોતાની પ્રકૃતિને અનુકુળ વર્તન કરી શકે તે સંબંધી સંપૂર્ણ માહિતી આ પુસ્તકની અંદર આપવામાં આવી છે. આ પુસ્તક યુવાનોને માર્ગદર્શક જેવું છે અને પુખ્ત ઉંમરના માણસો માટે પણ સલાહકાર જેવું છે. કિં. રૂા. ૧–૪–૦

**મળવાનાં ઠેકાણાં**–ગુ. આ. ફાર્મસી, અમદાવાદ અને મુંબઈ નં. ૨

# અનુભૂત
# ચિકિત્સા પદ્ધતિ.

## જ્વર-તાવ ( Fever. )

**કારણ**—વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો, અયોગ્ય આહાર વિહારથી, આમાશયમાં રહેલા રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉષ્ણતાને બહાર કાઢી દેહ, ઈંદ્રિયો અને મનને સંતાપ કરી જ્વર ઉત્પન્ન કરે છે; એટલે શરીરની જે સ્વાભાવિક ગરમી હોય છે, તે ઉપરાંતની ગરમી તાવ ગણાય છે. ઋતુના ફેરફારથી, હવા દૂષિત થવાથી, વિષજન્ય સૂક્ષ્મજંતુઓથી, ઉજાગરો થવાથી, બહુ શ્રમ કરવાથી, અજીર્ણથી, ઝાડાની કબજીયતથી, તડકો વેઠવાથી, ભારે ખોરાક ખાવાથી, વિગેરે કારણોથી શરીરના ધાતુઓ વિકાર પામી તાવને ઉત્પન્ન કરે છે. આયુર્વેદશાસ્ત્ર પ્રમાણે વાત, પિત્ત, અને કફની સમાનતા એ આરોગ્યતાનું ચિન્હ છે, અને વિષમતા એ રોગનું ચિન્હ છે. આ ત્રણે દોષની વિષમતા અથવા ન્યૂનાધિક્યતા આહાર વિહાર પર આધાર રાખે છે. એ ધોરણ તરફ નજર કરતાં શરીરનું વાતનું આધિકય વાતજ્વરને, પિત્તનું આધિકય પિત્તજ્વરને, અને કફનું આધિકય કફજ્વરને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, વાતપિત્તજ્વર, કફપિત્તજ્વર, સન્નિપાતજ્વર, વિષમજ્વર અને જીર્ણજ્વર વગેરે જુદા જુદા જ્વરો ઉત્પન્ન થાય છે.

**સામાન્ય લક્ષણ**—અન્ન પર અરૂચિ, થાક લાગવો, મોઢાનું બેસ્વાદ થવું, પેટમાં બોજો, ઝાડાની કબજીયત, માથાનો દુઃખાવો, શરીરના તમામ સાંધાનો દુઃખાવો, રૂંવાટાં ઉભાં થવાં, ટાંઢી, વાયુ અને તડકાની વારંવાર ઇચ્છા અને અભાવ, પરસેવો આવે નહિ,

ચક્કર આવે, વાંસાની ફાટ, આંખોમાં ગરમી, ઉબકા સાથે ઉલટી, વિગેરે લક્ષણો થવા માંડે છે. તાવમાં પિત્ત અથવા ગરમીનો વિશેષ ઉપદ્રવ થાય છે. તાવ ભરાયા પછી શરીરની ઉષ્ણતા થવાની સાથે ઉપર લખ્યા પ્રમાણે લક્ષણો થાય છે.

## વાતજ્વર.

**લક્ષણ**—વાત પ્રકોપ કરનાર આહાર વિહારથી વાયુ આમાશયમાં જઇ, રસને દૂષિત કરી, જઠરાગ્નિની ઉષ્ણતાને બહાર કાઢે છે. બગાસાં આવવાં, શરીરમાં કંપારો છુટવો, ઘડીકમાં તાવ વધારે આવવો અને ઘડીકમાં ઉતરી જવો; કંઠ, હોઠ, અને મોઢું સુકાઇ જવું, ઉંઘ ન આવવી વિગેરે લક્ષણો વાતજ્વરનાં છે.

**ઉપાય**—(૧) લાંઘણ દરેક તાવમાં હિતકારક છે, તોપણ ઋતુ, દોષ, પ્રકૃતિ અને દરદીની શક્તિનો વિચાર કરીને લાંઘણ કરાવવી. વાતજ્વરમાં લંઘનની મુદત વૈદ્યકશાસ્ત્રે ૬ દિવસની ઠરાવી છે. આમવાળા વાતજ્વરના દરદીને લંઘન કરાવવાથી સુખ થાય છે. તાવમા દોષનું જોર વધારે હોય તો વધારે દિવસ લંઘન કરાવવું. ( ૨ ) કરીઆતુ, નાગરમોથ, લીંબડાની ગળો, વિરણનો વાળો, રીંગણી, ભોંયરીંગણી, ગોખરૂ અને સુંઠનો સરખા વજને કરેલો દીપન પાચન કવાથ આપવો. તેમજ ( ૩ ) એરંડાના મૂળ, રાસ્ના, વરીઆળી, કાળીજીરી, એલાયચી, અને નાગકેસરનો સમભાગે કરેલો દીપન પાચન કવાથ આપવો; તેથી તાવનું પાચન થઇ તાવ ઉતરી જશે. ( ૪ ) સુંઠ, મરી, ગળો અને પીંપળીમૂળનો ઉકાળો પીવો. આ પ્રમાણે લંઘન તથા સામાન્ય ઉપાયથી તાવ ન ખસે તો પછી સાતમે દિવસે ( ૫ ) ચિંતામણિ રસ–રતિ રતિ ભાર સવાર સાંજ તુલસીના પાનના અડધા રૂપીઆભાર રસમાં દિવસમાં બે વખત લેવો. **ચિંતામણિ રસ**—જીરૂ, શાહજીરૂ, લીંડીપીપર, સુંઠ, પંચલવણ (સિંધવ, સંચળ, બીડલવણ, વડાગરૂ મીઠું, ગસીયુ મીઠું–કાચલવણ) મરી, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, ટંકણ, જવખાર, સાજીખાર, શુદ્ધ પારો

એ તમામ ચીજો પા પા રૂપીઆ ભાર લઇ અને તેથી અડધો ભાગ શુદ્ધ વછનાગ લેવો. એ બધાને ખરલ કરવો. (૫) લંઘનથી દોષનું જોર નરમ પડયા પછી મગનું ઓસામણ, જીરૂ, ધાણા અને સિંધાલુણ નાખી આપવું તથા સારી રીતે ચઢેલો ભાત ઓસામણ સાથે આપવો.

## પિત્તજ્વર.

**લક્ષણ**—હાથે પગે અને આંખોમાં દાહ થવો એ પિત્તજ્વરનું લક્ષણ છે. તે સિવાય ઝાડો, ઉલટી, બડબડાટ, તૃષા, મોં આવી જવું, ઝાડો પેસાબ પીળાં થવાં વિગેરે ચિન્હો છે. શરદઋતુમાં આ તાવનો વિશેષ ઉપદ્રવ થાય છે.

**ઉપાય**—( ૧ ) દોષનો વિચાર કરી એક બે ટંક લંઘન કરાવવું (૨) ઇંદ્રજવ, નાગરમોથ અને કડુનો કવાથ આપવો. ( ૩ ) કાળી દ્રાક્ષ, વરીઆળી, જેઠીમધ, બનફ્સા, ખુબકલા, ગરમાળાનો ગોળ, મક્કો, ગુલાબનાં ફુલ એ સમભાગે લઇ તેનો ઉકાળો કરી પીવાથી પિત્તજ્વર, તથા શોષ, દાહ, ભ્રમ, મૂર્છા, વિગેરે મટે છે અને દસ્ત સાફ આવે છે. ( ૩ ) વરીઆળી, મક્કો, બનફ્સા, અને સાકરનો કવાથ પીવો. ( ૪ ) ખડસલીયો, મોથ, ધમાસો, કરીઆતુ, અને ઇંદ્રજવનો કવાથ પીવો. દાહ બહુ થતો હોય તો ( ૫ ) રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખેલા ધાણા તથા વરીઆળીનું હીમ પીવાથી પિત્તજ્વરનો દાહ શાંત થાય છે. ( ૬ ) બનફ્સાનો કવાથ પિત્તજ્વરના દાહને શાંત કરે છે. ( ૭ ) બનફ્સાનું શરબત પિત્તજ્વરને શાંત કરી શરીરે થતો દાહ મટાડે છે. પિત્તજ્વરમાં શરીરે દાહ વધારે થાય છે માટે ( ૮ ) સુખડ, કપુર, અને વાળાનો લેપ કરી શરીરે ચોપડવો. ( ૯ ) માથા પર ગુલાબજળનાં પોતાં મુકવાં અથવા ( ૧૦ ) લવન્ડર વૉટર અથવા કૉલન વૉટરનાં પોતાં મુકવાં. કાળી માટી ટાંકાના પાણીમાં પલાળી માથા પર તેની થેપલી મુકવી.

( ૧૧ ) સુરોખાર પાણીમાં નાખી તેના પોતાં માથા પર મુકવાં. અગર તાવનું જોર હોય ત્યાં સુધી માથાપર બરફ રાખવો કે ઘસવો. ( ૧૨ ) લંઘનથી દોષ નરમ પડયા પછી મગનું ઓસામણ, ચોખાની ચઢેલી કણકી, મગ ચોખાની પાતળી ખીચડી અને સાઠુ ચોખાની કાંજી આપવી.

## કફજ્વર.

**લક્ષણ**—શરદી થવાની સાથે ખોરાક પર અરૂચિ થવી. તે સિવાય શરીરમાં આળસ, ટંડી, મોંમાં મીઠાસ, સળેખમ, શરીરના સાંધા અકડાઇ જવા, છાતીમાં કફ અને દુ:ખાવો, મંદાગ્નિ, ઉબકો વગેરે લક્ષણો થાયછે. આ તાવ વસંતઋતુમાં વિશેષે કરીને જોવામાં આવેછે.

**ઉપાય**—(૧) કફનો દરદી લંઘન વધારે સહન કરી શકે છે; માટે દોષપર વિચાર કરી લંઘન કરાવવું. દોષનું પાચન થવા માટે (૨) ભારંગમૂળ, ઘોડાવજ, કરીઆતુ, પડકચુરો, મરી, દેવદાર, અજમો, ચવક, ઉપલેટ, સુંઠ, ભોંયરીંગણી, પોખરમૂળ અને કાકડાસીંગીનો સમભાગે કરેલો કવાથ પીવો, (૩) ગળો, મોથ, લીંબડો, કડુ અને નાગરમોથનો કવાથ મધ નાખીને પીવો. (૪) કાકડાસીંગી, પીંપર, કાયફળ, અને પોખરમૂળ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી તેમાંથી પા પા રૂપીઆભાર લઈ મધમાં ચાટવાથી કફજ્વર સાથેની ખાંસી, શ્વાસ, તથા કફ દુર થાય છે. (૫) કફ કાચો હોય અને છાતીએ અમુંઝણ થતી હોય તો ( ૬ ) અરડુસીનાં પાન, ભોંયરીંગણી, અને ગળોનો ઉકાળો, વાલના દાણા જેટલો જવખાર અને મધ નાંખીને પીવો. (૭) **ચિન્તામણિરસ** (જુવો પાનું ૨) રતિરતિ ભાર તુલસીના પાનના રસમાં દિવસમાં બે વખત આપવો. (૮) ગાયના મૂત્રમાં અરડુસીનાં પાન નાંખીને છાતીએ સેક કરવો અથવા પોસના ડોડાનો સેક કરવો. (૯) લંઘનથી દોષ નરમ થયા પછી મગનું ઓસામણ, ચોખાની કણકી અને સાઠુચોખાની કાંજી આપવી.

**બબ્બે દોષવાળા તાવનાં કારણો તથા લક્ષણો** પર વિચાર કરી તેની ચિકત્સા કરવી.

## વાતપિત્તજ્વર.

આ તાવમાં વાતહર, પિત્તહર અને જ્વરઘ્ન ઔષધોની યોજના કરવી જોઇએ. (૧) ગળો, લીંબડાની અંતરછાલ, ધાણા, પદ્મકાષ્ટ, અને રતાંજલીનો ક્વાથ પીવો. (૨) કરીઆતુ, કડુ, આંબળા, પડકચૂરો, દ્રાક્ષ, મરી, સુંઠ અને ગળોનો ક્વાથ કરી જુનો ગોળ નાંખી પીવો.

## કફવાતજ્વર.

આ તાવમાં કફ તથા વાયુનું જોર વિશેષ હોય છે. માટે કફહર, વાતહર, અને જ્વરઘ્ન ઔષધોની યોજના કરવાની જરૂર છે. (૧) દેવદાર, ભોંયરીંગણી, સુંઠ, અને પોખરમૂળનો સમભાગે ક્વાથ પીવો. (૨) ગરમાળાનો ગોળ, પીંપળમૂળના ગંઠોડા, નાગરમોથ, કડુ અને હરડેનો સમભાગે ક્વાથ મધ નાંખીને પીવો. (૩) **દશમુળાદિકવાથ**—૧ સાલવણુ, ૨ પીઠવણુ, ૩ ઉભી રીંગણી, ૪ બેઠીરીંગણી, ૫ ગોખરૂ, ૬ બીલી, ૭ અરણી, ૮ અરડુસો, ૯ શીવણુ, ૧૦ પાડળ. આ પ્રમાણે દશમૂળનો ક્વાથ આપવાથી સારો ફાયદો કરે છે.

## કફપિત્તજ્વર.

આ તાવમાં કફ અને પિત્તનું જોર વધારે હોય છે માટે કફહર, પિત્તહર, અને જ્વરઘ્ન ઔષધોની યોજના કરવાની જરૂર છે. (૧) અરડુસીનાં પાનનો સ્વરસ કાઢી સાકર નાખી પીવો. (૨) મોથ, પિત્તપાપડો, વિરણનો વાળો, દેવદાર, સુંઠ, ત્રિફળા, ધમાસો અને કરીઆતુ, તેનો ક્વાથ કરી પીવો. (૩) સુંઠ, પીપર, પીંપળીમૂળ, હરડે, મોથ, કડુ, ધાણા અને કરીઆતાનું ચૂર્ણ સવાર સાંજ પા પા રૂપીઆભાર ગરમ પાણી સાથે આપવું. આ તાવમાં પણ દોષપર વિચાર કરીને મગનું ઓસામણ, ચોખાની કણકી તથા ચઢેલો ભાત આપવો.

## સન્નિપાતજ્વર.

સન્નિપાતજ્વરના ૧૩ પ્રકારો છે, માટે તેનાં સામાન્ય લક્ષણો અને ચિકિત્સા નીચે પ્રમાણે છે.

**(૧) સંધિગ**—આ રોગ થતાં પહેલાં શૂળ ઉભું થાય છે. વાયુની વેદના, ઘણી તરસ અને કફ થાય છે, તથા શરીરના તમામ સાંધાઓ દુઃખે છે. ઉપરનાં લક્ષણોપર વિચાર કરી ઔષધ યોજના કરવાની જરૂર છે. આ રોગને આપણા લોકો ટુંટીયું કહે છે.

**ઉપાય**—આ તાવમાં દરદીને હલકો જુલાબ આપવો. તાવની ગરમી વધારે હોય તો માથે બરફ મુકવો અગર ગુલાબજળનાં પોતાં મુકવાં. ઝાડો સાફ લાવવા માટે (૧) હીમજ, અતિવિષ, સિંધાલુણ, સંચળ, અને સોનામખીની સમભાગે કરેલી ચૂર્ણની ફાકી સવાર સાંજ બે ટંક પા પા રૂપીઆભારની લેવી. તાવ માટે (૨) ગળો, એરંડાના મૂળ, સુંઠ, દેવદાર, રાસ્ના અને હરડેનો ક્વાથ આપવો. શરીરના સાંધા એટલા બધા જકડાઈ જાય છે કે શરીરનો કોઇપણ સાંધો ઉંચો નીચો થઇ શકતો નથી માટે (૩) **નારાયણતેલ**, માલીસ કરાવવું. ઉપર પ્રમાણે સામાન્ય ઉપાય કરતાં પણ તાવ નરમ ન પડે તો (૪) **મહામૃત્યુંજયરસ**ની માત્રા રતિ રતિ સવાર સાંજ તુલસીના પાનના અડધા રૂપીયાભાર રસમાં આપવી. આ રોગ ચાલતો હોય ત્યાં માણસની અવરજવર થવા દેવી નહિ.

**(૨) અંતક**—શરીરમાં બળતરા, બેશુદ્ધિ થવી, માથું કંપવું, હેડકી અને ખાંસી, આ લક્ષણો અંતક સન્નિપાતનાં છે.

**ઉપાય**—આ અસાધ્ય છે. છતાં પણ કેટલીક વખતે નીચે પ્રમાણે ઉપાયોથી સાધ્ય થયાના દાખલા મલ્યા છે, (૧) હરડે, અરડુસી, રાસ્ના, દેવદાર, ગળો, કડુ અને કઠનો ઉકાળો આપવો અને (૨) માથાપર ચણાનો લોટ લશણના રસમાં મેળવી તેની ભાખરી તેલમાં અથવા ઘીમાં અથવા એરંડીયા તેલમાં શેકીને ગરમ કરી બાંધવી. છતાં તાવ હલકો ન પડે તો (૩) **મહામૃત્યુંજય રસ** એક રતિ, આદાનો રસ તો. ૦। અને બેઆનીભાર મધ નાંખી આપવો.

**(૩) રૂગ્દાહ**—લવરી, સંતાપ, ફેર ચઢવા, શ્વાસ, હેડકી, અને ઉધરસ થવી વગેરે. આ સન્નિપાતવાળો દરદી ભાગ્યેજ બચે છે.

**ઉપાય**—આ રોગમાં (૧) નાગરમોથ, રતાંજલી, સુંઠ, વાળો, કાળોવાળો, અને પિત્તપાપડો તેનો ક્વાથ પાવો. અને (૨) કૃષ્ણાગરૂ, કપૂર, નખલાં, તગર, વાળો, ચંદન અને રાળનો ધૂપ આપવો. પિત્તજ્વરમાં બતાવેલા ઉપાયો તમામ કરવા.

(૪) **ચિત્તભ્રમ**—ચિત્ત ભમી ગયાની પેઠે થાય છે, બેભાનપણું, ગાંડપણુ, આંખો ચઢાવી દેવી, વિકાળ થવું, હસે, નાચે. કુદે, ગાય, અને લવારો કરે વિગેરે.

**ઉપાય**—આ રોગમાં (૧) બ્રાહ્મીનો સ્વરસ મધ નાંખીને આપવો તથા (૨) **બ્રાહ્યાદિકવાથ**-બ્રાહ્મી, વજ, શતાવરી, ત્રિફળા, ગરમાળો, કરીઆતુ, લીંબડો, પટોળ અને દ્રાક્ષનો ઉકાળો આપવો.

(૫) **શીતાંગ**—શરીર ઠંડુ થઇ જાય, કંપારો, હેડકી, ઉલટી, ઝાડો, ઉધરસ, અમુંઝણુ અને હાથેપગે ગોટલાં વગેરે થાય છે.

**ઉપાય**—આ રોગમાં પ્રથમ (૧) **અર્કાદિકવાથ** નીચે બતાવ્યા પ્રમાણે સવારસાંજ આપવો. આકડાનાં મૂળ, જીરૂં, ત્રિકટુ, (સુંઠ, મરી, પીંપર ) ભોંયરીંગણી, કાકડાસીંગી અને પોખરમૂળનો ઉકાળો આપવો. શરીર બહુ ટાઢું જણાય તો (૨) કસ્તુરી અડધી અડધી રતી સવાર સાંજ આદાના રસમાં આપવી.

( ૬ ) **તંદ્રિક** ( ટાઇફાઇડ ફીવર )—લક્ષણ–આ સન્નિપાતમાં આંખોનાં પોપચાં મીંચાએલાં રહે છે, શૂળ તથા તાવ ચોવીસે કલાક રહ્યા કરે છે, જીભ પર કાતરા પડે છે, અને તે કઠણુ અને કાળી પડે છે, આ તાવ શરૂ થતાં ટાઢ બહુ આવે છે, કોઇ વખતે ઝાડો અને ઉલટી થઇને તાવની શરૂઆત થાય છે. મન, બેચેન રહે છે, મસ્તકમાં પીડા, જીભ પર ધોળી છારી, નાડી ઉતાવળી ચાલે છે, અને એક મીનીટમાં ૧૨૦ થી ૧૪૦ સુધી નાડીના ધબકારા થાય છે. આ તાવમાં નિયમ પ્રમાણે ગરમી વધે છે અને તે ૧૦૨ થી ૧૦૫ ડીગ્રી સુધી વધે છે. સવાર કરતાં સાંજરે બે ડીગ્રી વધે છે. અને બીજે દિવસે એકાદ ડીગ્રી કમી થાય છે. આ તાવમાં દિવસે

દિવસે નબળાઇ વધે છે, ઉંઘ આવતી નથી, તૃષા બહુ લાગે છે, વાંસો ફાટે છે, અને ચહેરો વિચિત્ર થઈ જાય છે. આ પ્રમાણે બીજા અઠવાડીઆમાં શરૂ થયા પછી આઠથી દશમે દિવસે પેટ તથા છાતી પર ગુલાબી રંગના દાણા દેખાય છે, અને તે એકાદ બે દિવસ રહીને અદ્દશ્ય થઈ જાય છે. અને બીજે ઠેકાણે દેખાય છે. બીજું અઠવાડીયું પુરૂ થયા પછી દાળના છોતરા જેવા લોહી સાથેના ઝાડા શરૂ થાય છે. અને તેથી દરદી અશક્ત થઇ જાય છે. આ તાવનું ત્રીજું અઠવાડીયું પુરૂં થાય તો રોગીના બચવાનો સંભવ રહે છે. આ તાવ ૨૧ દિવસનો છે.

**ઉપાય**—આ તાવ ઝેરી છે. પ્રથમ તો દરદીને ખુલ્લી હવા વાળા ઓરડામાં સુવાડવો. ત્યાં આગળ માણસોની ગીરદી અને ઘોંઘાટ થવા દેવો નહિ. દરદીને બેસવા ઉઠવા દેવો નહિ. તેનું મોઢું તથા દાંત ઉંના પાણીથી કોગળા કરાવી સાફ રાખવા. તાવનું જોર બહુ રહેતું હોય તો માથાના વાળ કઢાવી નાખી માથા પર ઠંડા ઉપચાર કરવા. તાવના જોરથી માથે બહુ ગરમી રહેતી હોય તો માથા ઉપર ગુલાબજળનાં પોતાં મૂકવાં. તરસ બહુ લાગતી હોય તો કાળી દ્રાક્ષનું પાણી ઉકાળી તેનું ઠંડુ કરેલું પાણી થોડું થોડું પીવા આપવું. આ તાવમાં પ્રથમ (૧) ભારંગમૂળ, ગળો, નાગરમોથ, રીંગણી અને અરડુસીનો કવાથ સવાર સાંજ બે વખત પાવો અને તે સાથે (૨) **પિત્તભંજીરસની** બબે ગોળી સવાર સાંજ તુલસીના પાનના રસમાં આપવી. **પિત્તભંજીરસ**-શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીંપર, ફુલાવેલો ટંકણ, ફુલાવેલી ફટકડી એ સર્વે સમભાગે લઇ પારા ગંધકની કજલી કરી બાકીની વસ્તુઓ તેમાં મેળવી બારીક ખરલ કરીને આદાના રસમાં અને ચિત્રાના રસમાં ત્રણ ત્રણ દિવસ ખરલ કરીને મરીના દાણા જેવડી ગોળીઓ કરવી. આ પ્રમાણે ગોળી આપવાથી તાવનું જોર વધશે નહિ અને તાવની મુદત પુરી થયા

સુધી સુખ શાંતિ રહેશે. આ તાવમાં ઝાડા થાય છે માટે **તેને રોકવા અફીણ વાળી કોઈ દવા આપવી નહિ,** પણ, ઉપરની ગોળીઓ ( ૩ ) અતિવિષનું ચૂર્ણ કરી તેમાંથી વાલ પુર લઇ ગોળીઓને વાટી તે સાથે મેળવી તુલસીના પાનના રસમાં આપવી, આ પ્રમાણે કર્યા છતાં તાવનું જોર વધતું જાય તો પ્રથમ બતાવેલો (૪) ( **ચિંતામણી રસ** પાનું ૨) માત્રા રતી રતીની મધ સાથે ચટાડવી. આ તાવની મુદત ૨૧ દિવસની છે માટે તે મુદત દરમીયાન જે જે ઉપદ્રવો માલુમ પડે તેના ચાલતા ઉપાયો યોગ્ય વિચાર કરીને કરવા.

( ૭ ) **કંઠકુબ્જ**—કપાળ અને ગળામા દુઃખાવો, બેશુદ્ધિ, કંપારો, લવારી અને મૂર્છા આ લક્ષણો સાથે તાવનું જોર હોય છે. આ સન્નિપાત કષ્ટસાધ્ય છે.

**ઉપાય—ભુગ્નનેત્ર**માં બતાવ્યા પ્રમાણે કરવા.

( ૮ ) **કર્ણિક**—કાને બેહેરાશ, તથા કાનના મૂળમાં ભયંકર સોજો ચઢી આવે છે, અને અત્યંત વેદના થાય છે.

**ઉપાય—ભુગ્નનેત્ર**માં બતાવ્યા પ્રમાણે કરવા.

( ૯ ) **ભુગ્નનેત્ર**—દૃષ્ટિ ટરડાઈ જાય, બરાબર જોઇ શકાય નહિ, બેભાન થવું, સોજા ચઢવા વગેરે.

**ઉપાય**—આ તાવમાં **પ્રથમ** તો (૧) કાકડાસીંગી, કડાછાલ, હરડે, ગળો, પોખરમૂળ, ભોંયરીંગણી, દેવદાર, ચવક, સુંઠ અને અરડુસીનો કવાથ સવારસાંજ આપવો. આ કવાથમાં દશમૂળ વધારીને **કર્ણિક**માં આપવાથી વિશેષ ફાયદો થાય છે. વિશેષમાં કાનનાં મૂળમાં જે સોજો આવેલો હોય છે તેનાપર (૨) કાળીજીરી, કાળીપાટ, ઘોડાવજ, સોનાગેરૂ અને ઊપલેટનો લેપ નવસેકો સવાર સાંજ કરવો, અગર તો આંબલીનાં પાન કે નગોડનાં પાન વરાળીયાં કરી બાંધવાં. આ તાવમાં બેશુદ્ધિ વધારે રહે છે માટે (૩) **નસ્ય**—સિંધવ, મરી, અને લીંડીપીંપરનું ગરમ પાણીમાં ઘસી આપવું. **ભુગ્નનેત્રમાં** પણ ઉપર બતાવેલો ક્વાથ સારો ફાયદો કરે છે; છતાં

તેનાથી ફાયદો ન જણાય તો (૪) દારૂહળદર, નાગરમોથ, કડવા પંડોળાં, હળદર, કડુ, રીંગણી, લીંબડાની ગળો અને ત્રિફળાનો ઉકાળો આપવો. આ પ્રમાણે સામાન્ય ઉપાય કરવાથી પણ ફાયદો ન જણાય તો (૫) **પંચવક્તરસની ગોળી** આકડાના મૂળના ક્વાથ સાથે સવારસાંજ એકેકી આપવી. **પંચવક્તરસ**—શુદ્ધપારો, શુદ્ધવચ્છનાગ, શુદ્ધગંધક, મરી, શુદ્ધ ટંકણ, સર્વે સમભાગે લઇ પ્રથમ પારા ગંધકની કજલી કરી બીજી વસ્તુઓ મેળવી ધંતુરાના રસમાં ચણોઠી જેવડી ગોળીઓ કરવી.

**રક્તષ્ઠીવી (ન્યુમોનીયા) કારણ અને લક્ષણ**—આ રોગની શરૂઆતમાં સળેખમ થઇ ફેફસાં સુજી આવી વરમ થાય છે; અને ટાઢીયો તાવ એકાદ દિવસમાં ચઢી આવે છે. તેની સાથે ખાંસી આવીને કફ થાય છે, શ્વાસ લેવાતો નથી અને છાતીમાં અત્યંત વેદના થાય છે. નાડી ઘણી જલદી ચાલે છે. છાતીમાંથી લોહી પડે છે. અરૂચી, માથામાં દુઃખાવો, પેસાબ લાલ અને થોડો થોડો ઉતરે છે, ઝાડાની કબજીયત, અશક્તિ, બકવા વગેરે થાય છે, તાવ ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી સુધી વધે છે. આ પ્રમાણે પાંચ સાત દિવસ સુધી રહે છે. પરસેવો આવતો નથી, જીભ સુકાય છે અને જીભપર ધોળી છારી બાઝે છે, અને કાંટા પડે છે. નાડીના ધબકારા ૧૨૦ થી ૧૪૦ સુધી થાય છે. ઉપર પ્રમાણે ત્રિદોષના તમામ લક્ષણો થયા પછી તાવ ધીમે ધીમે નરમ પડે છે. પરસેવો આવે છે, ઝાડો પેસાબ થાય છે, અને ફેફસાંનો સોજો દિવસે દિવસે ઓછો થઇ વરમ ઉતરી જાય છે. જો દરદ વધવા માંડે તો દરદીની નાડી ક્ષીણ થઇ તે બેભાન થતો જાય છે, અને ગળામાં કફની તાંત બોલે છે પણ કફ છુટી શકતો નથી. આ રોગની મુદ્દત દિવસ ૧૨ થી ૩૦ દિવસની છે.

**ઉપાય**—આ તાવમાં ઘણી કાળજી રાખી ઉપાયો કરવાની જરૂર છે. (૧) તીક્ષ્ણ વરમને લીધે દરદીને પથારી બહાર જવા દેવો નહિ, અને ઓરડાની આગળ પાછળ એક સરખી ગરમી રાખવી,

અને ઠંડી તથા પવનને આવવા દેવાં નહિ. દરદી આગળ બહુ માણસોની ગીરદી થવા દેવી નહિ, તેમજ બહુ બોલવા દેવું નહિ. (૨) આ તાવમાં છાતીના આગળ પાછળનાં બન્ને ફેફસાંઓમાં જ્યારે વરમ પડે છે, ત્યારે તેને ડબલ ન્યુમોનીયા કહે છે. એ પ્રમાણે બન્ને તરફના ફેફસાંનો વરમ હોય તો બન્ને બાજુએ (૩) અળસીને ખાંડી તેની પાણીમાં પોટીસ કરી વારાફરતી પોટીસનો ટરપેન્ટાઇન છાતીપર લગાડી શેક કરવો. એક તરફ હોય તો પણ વારંવાર અળસીની પોટીસ કરવી. જેમ અળસીની પોટીસ વધારે થશે તેમ જલદી આરામ થવાનો સંભવ છે. અથવા ખસખસના ડોડા પાણીમાં ઉકાળી છાતીપર વરાળીયો સેક કરવો. સેક કરીને છાતી ખુલ્લી નહિ રહેવા દેતાં તેના ઉપર ફલાલીનનો પાટો બાંધવો. (૪) આ તાવમાં ગરમીનું જોર વધારે હોય તો શીતોપચાર કરવા અથવા તાવની ગરમી ઓછી થાય ત્યાં સુધી, બરફ માથાપર મૂકતા રહેવું. બરફની પોટલી કરી માથા ઉપર મૂકવાથી તાવની ગરમી ઓછી થાયછે. તાવની ગરમી ૧૦૦ ડીગ્રી થાય તો બરફ મૂકવો નહિ. બરફ મૂકતાં ઓચાની નીચેથી અગર આગળ પાછળથી બરફનું પાણી છાતીએ ઉતરવું જોઇએ નહિ, કારણ તેથી શરદી થવા સંભવ રહે છે.

**આ તાવમાં નીચે પ્રમાણે ઉપાયોની યોજના કરવી.**
**(૧) જ્વરાંકુશ**—એકેક રતિ સવાર બપોર ને સાંજ તુલસીના પાનના રસમાં આપવો. **જ્વરાંકુશ**-ફુલાવેલી ફટકડી, તો. ૧, સમુદ્રફીણ, તો. ૧, સિંધવ તો. ૧, શોધેલો વછનાગ તો. ૧, શોધેલાં ઝેરકોચલાં તો. ૧, મરી તો. ૧, એ વસ્તુઓનું ચૂર્ણ કરવું. આ સાથે (૨) કાયફળ, મોથ, ભારંગમૂળ, ધાણા, રોસાનું ઘાસ, ખડસલીયો, વજ, હરડે, કાકડાસીંગી, સુંઠ અને દેવદારનો કવાથ આપવો. આ પ્રમાણે આપવા છતાં તાવનું જોર વધારે રહેતું હોય તો (૩) **ધમ પ્રસરણેશ્વર**—અતિવિષની કળી તો. ૧, સુરોખાર તો.૧, ફુલાવેલી ફટકડી તો. ૧, સોનાગેરૂ તો ૦ા, ટંકણ ફુલાવેલો તો, ૧, એ સર્વને ખરલ કરી તેમાંથી બબે રતીની માત્રા મધ સાથે

આપવી. (૪) **અર્કમૂલાદિકવાથ** મધ નાંખીને આપવો. તે છતાં ફેફ્-સાંના વરમ સાથે તાવનું જોર નરમ ન પડે તો (૫) **દ્વાત્રિંશાંગ કવાથ** શૂળ, શ્વાસ, કફજ્વર તથા બીજા ઉપદ્રવો સાથેના જ્વરોમાં તેમ ન્યુમોનીયામાં ઘણો ફાયદો કરે છે; તે કવાથ મધ નાંખીને આપવો. અથવા (૬) **ચિંતામણિ** રસ (૭) **ત્રિભુવનકીર્તિ રસ**-(૮) **મહામૃત્યુંજયરસ** આ રસો પૈકી ગમે તે રસ તુલસીના પાનના અગર આદાના રસમાં પ્રથમ બનાવેલા માપ પ્રમાણે સવાર સાંજ આપવો. આ તાવમાં શકિત રાખવા માટે કસ્તુરી અડધી અડધી રતી સવાર સાંજ મધમાં આપવી. શરીર ઉપર ગરમ કપડાં રાખવા. ઘરની બહાર જવું નહિ, હલકો ખોરાક આપવો, ખોરાકમાં મગનું ઓસામણ આપવું અથવા વાવડીંગ, પીંપળીમૂળ, અને દશમૂળથી ઉકાળેલું દુધ આપવું. છાતી અગર પીઠ ઉપર અગર જે ભાગ ઉપર ફેફસાં નો સોજો હોય ત્યાં અળસીની પોટીસ અડધા અડધા કલાકના અંતરે મૂકવી, અથવા ખસખસના ડોડાવાળાં ગરમ પાણીમાં નાંખી શેક કરવો. સવાર સાંજ ટરપેંટાઇન લગાડી સેક કરવો.

**(૧૧) પ્રલાપક—(ટાઇફસફીવર)** આ ચૌદ દિવસનો તાવ છે. તેના ઘણાખરા લક્ષણો તંદ્રિક સન્નિપાતને મળતાં છે. આ ભયંકર વ્યાધિથી ઘણાઓનું મૃત્યુ નીપજે છે. આ તાવમાં ઝાડો થતો નથી, તેમ લોહી પડતું નથી, તેમ પેટ હલકું રહે છે. આ તાવમાં ચારપાંચ દિવસે ઓરી જેવા દાણા ફુટી નીકળે છે, અને તે નીકળ્યા પછી તાવ ઉતરે ત્યાં સુધી કાયમ રહે છે, અને ચામડી કાળી પડી જાય છે.

**ઉપાય**—આ તાવમાં તંદ્રિક સન્નિપાતના જેવી ચિકિત્સા કર-વાની છે. તે ઉપરાંત વિશેષ ઉપચારો નીચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે. ટાઇફસ ફીવરમાં ઝાડા થતા નથી પણ અશક્તિ વધારે માલમ પડે છે, માટે શક્તિ સાચવવા. (૧) **સંજીવની**—વાવડીંગ, સુંઠ, પીંપર, ત્રિફળા, વજ, ગળો, ભિલામાં, શુદ્ધ વછનાગ એ દશ વસ્તુઓને ગોમૂત્રમાં ઘુંટી રતિ રતિની ગોળી કરવી. તેમાંથી એકેકી

ગોળી પાણી સાથે સવારસાંજ આપવી. આ તાવ ૧૪ દિવસનો હોય છે, માટે શક્તિ સાચવી રાખવી જોઇએ. ઝાડો કબજે રહેતો હોય તો (૨)**મળશુદ્ધિચૂર્ણ**-હરડેદળ,સંચળ,સોનામખી અને સુંઠની ફાકી આપવી. આ તાવમાં હલકો પચે તેવો સારો ખોરાક આપવાની જરૂર છે.

**(૧૨) જીવ્હક (૧૩) અભિન્યાસ (૧૪) હારિદ્રક**—પહેલામાં જીભ ઉપર કાંટા પડે છે, જીભ તોતડી થાય છે, અને ટુંકી થઇને બોલાતું નથી, બીજામાં હાલવુ ચાલવું, અને બોલવું બંધ થઇ જાય છે. શ્વાસ લેવાતો નથી, અને ત્રીજામાં દેહ, નખ, નેત્ર, હાથ. પગ, એ પીળાં થઇ જાય છે. આ રોગથી મરણ થાય છે.

**ઉપાય**—આ તાવમાં ( ૧ ) ધોડાવજ, રીંગણી, ધમાસો, રાસ્ના, ગળો, સુંઠ, કરીઆતુ, કડુ, કાકડાસીંગી, પોખરમૂળ, બ્રાહ્મી, ભારંગમૂળ અને અરડુસીનો કવાથ આપવો. આ ઉપરાંત ( ૨ ) **વિરભદ્ર રસ**-શુદ્ધ પારો ૧ ભાગ, અભ્રક ૧ ભાગ, ગંધક ૧ ભાગ મરી ૧ ભાગ, પીંપર ૧ ભાગ, પંચલવણ ૫ ભાગ, વરીઆળી ૧ ભાગ, જીરૂ ૧ ભાગ, શાહજીરૂ ૧ ભાગ, સર્વેને ખાંડી આદાના રસમાં ઘુંટી અડદના દાણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી એકેકી ગોળી ચિત્રાના કવાથ સાથે અગર તુળસીના પાનના રસમાં આપવી. આ પ્રમાણે રસની માત્રા તથા કવાથ અભિન્યાસ જ્વરમાં તથા હારિદ્રક સન્નિપાતમાં પણ સારૂં કામ કરે છે, માટે રોગની સ્થિતિનો તપાસ કરી જે જે વખતે જે જે લક્ષણો જણાય તે પર ધ્યાન આપીને ઉપચાર કરવા.

## વિષમ જ્વર.

**કારણ-ભેદ-લક્ષણ**-વિષમ જ્વર શરદૃઋતુમાં જોવામાં આવે છે. એક વખત તાવ આવી ગયા પછી જ્વરનો બરાબર ઉપચાર કર્યા વિના જ્વરને રોકવાથી, તે જ્વર શરીરની ધાતુઓ (રસ, રક્ત, માંસ વગેરે) માં અંતરગત રહી જવાથી ફરીને આહાર વિહારથી દોષ કોપ પામી **તાવ** ઉત્પન્ન કરે છે; અને તે ઉથલો ખાધેલો જ્વર તે વિષમ

જ્વર છે. અંગ્રેજી વૈદ્યક પ્રમાણે "મેલેરીયા" નામની ઝેરી હવાથી આ જ્વર ઉત્પન્ન થાય છે. અને તે ટાઢીયા તાવ સાથે નિયમિત વખતે આવીને ઉભો રહે છે. જમીનમાં પાણી એકઠું થવાથી કાદવમાં સડો થાય છે, તેમ ખાડામાં પાણી ભરાઇ રહેવાથી તેમાં ઝાડપાલો પડવાથી તે સડે છે; અને મેલેરીયાના જંતુઓ મચ્છરના ડંખ મારફતે માણસોના શરીરમાં પ્રવેશ કરે છે. મેલેરીયાનું ઝેર અને જંતુઓ લોહીમાં મળવાથી તે લોહી **વિષમય** થાય છે. આ બાબતનું વર્ણન આયુર્વેદ શાસ્ત્રમાં પણ **કીટકલ્પાધ્યાયમાં** સવિસ્તર આપવામાં આવ્યું છે. વિષમ જ્વરના બીજા કેટલાક ભેદો નીચે પ્રમાણે છે. (૧) સંતત (રીમીટંટ ફીવર)-(૨) સતત જ્વર (ડબલ કવોટિડીયન ફીવર) (૩) અન્યેધુષ્ક જ્વર (કવોટીડીયનફીવર) આ તાવ ચોવીસ કલાકના આંતરે આવે છે. (૪) તૃતીયક જ્વર (એકાંતરીયો તાવ ટર્શિયન ફીવર) (૫) ચાતુર્થિક જ્વર (ચોથીઓ તાવ કવૉર્ટન ફીવર) આ પ્રમાણે કેટલાક તાવ રાત દિવસ અગર રાત દિવસમાં એક વખત, અગર બે વખત અથવા ત્રીજે દિવસે, ચોથે દિવસે આવે છે. આ બાબતનું સવિસ્તર વર્ણન **જ્વરચિકિત્સા** નામના ગ્રંથમાં કરેલું છે જેથી તે વાંચવા ભલામણ કરીએ છીએ.

**ઉપાય**—જ્વરની સ્થિતિ ચાર પ્રકારની છે, માટે તે દરેક સ્થિતિમાં ઉપાયો કરવાની યોજનાનો ક્રમ જાણવાની જરૂર છે.

**વિષમ જ્વરની પ્રથમ સ્થિતિ**—તાવ ચઢીને આવે છે તે વખતે દરદીને પથારીમાં સુવાડી ટાઢ પ્રમાણે ગરમ કામળો, ધુંસો, અગર ગોદડાં ઓઢાડી ટાઢ બંધ કરવાના ઉપચારો કરવા. દરદીની પથારી આગળ દેવતાનો તાપ કરવો, અને લગાર ટાઢ નરમ પડયા પછી રાઈ નાખી ગરમ પાણીમાં પગ બોળાવવા તથા ગરમ કરેલી ઈંટોથી હાથે પગે તપાડવું. પાણીનો શોષ બહુ પડે તો ઉકાળેલું પાણી ઠંડુ કરીને આપવું તથા (૧) કાળી દ્રાક્ષ સિંધાલુણ નાખીને આપવી. કેટલાક દરદીને ટાઢના જોર સાથે ઉલટીના ઉછાળા આવે

છે, અને ઉલટી થવાથી દરદીની ગભરામણ તથા તાવનું જોર નરમ પડે છે. માટે ઉલટી થાય તો થવા દેવી. એટલું જ નહિ પણ ઉલટી કરાવવા મોંમાં આંગળી ઘાલી ઉલટી કરવી. ( ૨ ) મીંઢળના ગરભને વાટી અડધા રૂપીઆ ભારના આશરે એઆની ભાર મીઠા સાથે ફકાવવાં. ( ૩ ) વાટેલી રાઇ એક મોટો ચમચો, અને મીઠું એક નાનો ચમચો, તેને પોણોશેરથી દોઢશેર ગરમ પાણીમાં નાખી અધું પાણી પાઇ દેવું એટલે પાંચ સાત મિનિટમાં ઉલટી થશે. આ પ્રમાણે ઉલટી થયા પછી સાદા પાંણીથી મોં સાફ કરવું.

**બીજી સ્થિતિ**—ટાઢ આવી ગયા પછી ઉનો તાવ ભરાય છે, અને કેટલીક વખતે ટાઢ આવી ગઇ હોય તો ત્યાર પછી થોડા વખતે તાવ એની મેળે પણ ઉતરી જાય છે. તાવ બરાબર આવી ગયા પછી બીજી સ્થિતિમાં તાવને હલકો પાડવાના ઉપાયો કરવા. તાવની ગરમીને નરમ પાડવાના બે પ્રકાર છે. (૧) બાહ્યોપચાર અને (૨) અંદરનો ઉપચાર. **બાહ્ય ઉપચાર**મા આખા શરીરે ગરમ પાણીમાં વાદળી બોળીને ફેરવવી અગર (૩) લીલી ચાહ, નગોડનાં પાન, અને અજમો પાણીમાં નાંખી તેને ઉકાળી તેનો નાસ લેવરાવવો. આ પ્રમાણે શરીર ઉપર ગરમ ઉપચારો કરવા; અને માથા ઉપર ઠંડા ઉપચારો કરવાથી તાવની ગરમી કમી થાય છે, અને દરદીને રાહત મળે છે. શરીરે દાહ થતો હોય તો તેના ઉપાયો નીચે પ્રમાણે છે. (૪) સુખડ, કપુર તથા વાળાનો લેપ કરવો. (૫) હજાર વખત ધોયેલા ઘીનો લેપ કરવો. (૬) અરીઠાનું ફીણ ચોપડવું. આ પ્રમાણે દાહ માટે લેપ કર્યા પછી માથા ઉપર (૭) ગુલાબજળ-નાં પોતાં મુકવાં. (૮) લવન્ડર વૉટર તથા કોલન વૉટરનાં પોતાં માથે મુકવાં. (૯) સુરોખારનાં પાણીનાં પોતાં મૂકવાં. કાળી માટી ટાંકાનાં પાણીમાં પલાળીને તેની થેપલી મુકવી, તે ઉપર પાણીનું પોતું મુકતા રહેવું. પિત્તજ્વરમાં બહુ દાહ થતો હોય અને ગરમી વધારે હોય તો માથા ઉપર એટલે તાળવે, કપાળે, અને લમણા

ઉપર બરફની પોટલી ફેરવ્યા કરવી. આ પ્રમાણે ઉપાયો કરતાં પણ કેટલીક વખતે તાવની ગરમી ઓછી થતી નથી તેને હલકી પાડવા નીચેના ઉપાયો કરવા.

**અંદરના ઉપચારમાં-(૧૦) શ્રીકૃષ્ણ ચૂર્ણ**—કાલંબો, અતિ વિષની કળી, કાંકચીયાનાં બીજ, લીંબોળી, કડુ. ત્રાયમાણ, ઇંદ્રજવ, કાળીજીરી, મરી અને કરીઆતાની પાંદડી સમભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાંથી અડધા રૂપીઆભાર ચૂર્ણ સવારસાંજ બે વખત આપવું અગર તેનું હીમ તથા ફાંટ કરી આપવો. અને તે સાથે (૧૧) [1]**ગોદન્તિ હરતાલ** (ગોદન્તિ હરતાલને કુંવાર પાઠાના રસમાં ગજ-પુટ આપવો એટલે તે તૈયાર થશે. તેમાંથી વાલવાલની માત્રા સવાર બપોર ને સાંજરે મધમાં આપવી, તેથી પરસેવો થઈ તાવ ઉતરશે; અથવા પરસેવા માટે (૧૨) **ધર્મપ્રસરણેશ્વર** ( જુવો પાનું ૭ મું) દરરોજ સવાર, બપોર ને સાંજ બબે વાલ મધમા આપવું. આ પ્રમાણે બે ત્રણ દિવસ આપ્યા પછી તાવ ઉતરી જાય છે.

**ત્રીજી સ્થિતિ**—ઉપર પ્રમાણે દવાઓ આપવાથી તાવ ઉતરી જાય છે. પણ તેની મુદતે પાછો ખડો થાય છે, માટે એક વાર તાવ ઉતરી જાય અને પાછો આવે તે દરમીયાન તાવ વિનાની મુદતને તાવ-ની ત્રીજી સ્થિતિ ગણવી. એ મુદતમાં તાવ ફરીને, ન આવે તેના ઉપાયો નીચે પ્રમાણે છે—(૧) **સત્યાર્થ જ્વરાંકુશ**—શુદ્ધ કરેલાં ઝેરકોચલાં તો. ૪, સંચળ તો. ૨, મરી તો. ૨, એ ત્રણને એક કરી ખાંડી તેનું ચૂર્ણ સવાર સાંજ વાલ વાલ પાન સાથે આપવું.

( ૨ ) **જ્વરઘ્ની વટી**—શોધેલાં ઝેર કોચલાં તો. ૧, મરી તો. ૧, એ બંનેને ખાંડી તેનું ચૂર્ણ થાય તેને ઇંદ્રવાયણાના રસમાં ખરલ કરી મગ જેવડી ગોળીઓ કરવી. આ ગોળી સવાર બપોરને સાંજરે એકેકી ટાઢા પાણી સાથે આપવી.

( ૩ ) **કુમુદેશ્વર રસ**ની રતિ રતિ માત્રા કપુરી પાન સાથે

---

[1] ધાપાણ.

આપવાથી તાવ રોકાય છે. **કુમુદેશ્વરરસ**—તબકીયા હરતાળ તો. ૪ ના કકડા કરી કાળા અભ્રકના વચમાં મુકી તેને માટીની ઢીબમાં મુકી તે અભ્રકના છિદ્રો બોરડીના કલ્કથી પુરી તે ઉપર કાંઠા સુધી ભેંસના છાંણાં મુકી અગ્નિ કરવો. આ પ્રમાણે કરવાથી તાવ ન રોકાય તો ( ૪ ) **મલ્લપર્પટી**—સવાર સાંજ એકેક ચોખા ભાર દવા મધમાં ચટાડવી—( **બનાવટ** ) રાળ તો. ૧૬ ને કડાઇમાં નાખી ઉની કરી તેમાં શોધેલો સોમલ તો. ૨ વાટીને નાખવો. પછી સહજ હલાવી એક રસ થાય ત્યારે ખરલમાં નાંખવું, એટલે પર્પટી રસ તૈયાર થશે. દરદીને દવાઓ આપતાં પહેલાં પેટ સાફ હોવું જોઇએ. માટે પેટ સાફ કરવા ( ૫ ) **દીનદયાળ ચૂર્ણ**—મીઠીંઆવળ તો. ૨, અજમો તો. ૨ અને સંચળ તો. ૧ નું ચૂર્ણ કરીને તેમાંથી દરરોજ રાત્રે અડધા રૂપીઆભારની ફાકી ટાઢા પાણી સાથે આપવી. અગર પ્રથમ બતાવ્યા પ્રમાણે ( ૬ ) **મળશુદ્ધિ ચૂર્ણ** ( પાનું ૧૩ ) આપવું. તેથી પણ ઝાડો ન થાય તો ( ૭ ) **વાજીવર્મારસ** વાલ એક અને ગોળનું પાણી અડધા રૂપીઆભાર બંને લગાર ગરમ કરીને પી જવાં, ઉપર તજ, એલાયચી અને સુંઠનો સમભાગે કરેલો ઉકાળો પીવો. આથી ચાર પાંચ વખત ઝાડા થઇ પેટ સાફ થશે. ટાઢીયો તાવ રોકવાને સોમલ, હરતાલ, અને મનસીલ વગેરે દવાઓ સારૂં કામ કરે છે. માટે તે મિશ્રણવાળા જ્વરાંકુશો આપવા. તેમજ (૮) **શીતજ્વર-હર ક્વાથ**—ઉભીરીંગણી, ધાણા, ગળો, મોથ, પદ્મકાષ્ટ, રતાંજલી, કરીઆતુ, કુકડવેલનાં પાન, અરડુસીનાં પાન, પોખરમૂળ, ઇંદ્રજવ, લીંબડાની અંતરછાલ, ભારંગમૂળ અને પિત્તપાપડો સમભાગે ક્વાથ કરવો, આ ક્વાથ સવાર સાંજ આપવો.

**સંતત જ્વર, સતત જ્વર, એકાંતરીયો, તરીયો, અને ચોથીયો જ્વર, જીર્ણજ્વર, વગેરે જ્વરો વિષમજ્વરના અંતર્ગત જ્વરો છે માટે તેની ચિકિત્સા પણ ઉપર પ્રમાણે કરવી.** વિશેષમાં **સંતત જ્વર** કે જેને પાશ્ચિમાત્ય વિદ્વાનો **રીમી-**

ડૉ. ટીવર કહે છે તે જ્વરમાં પિત્તદોષનું પ્રાધાન્ય વધારે જોવામાં આવે છે; એટલે કે પિત્ત પ્રકોપ થવાથી આ જ્વરની ઉત્પત્તિ થાય છે, માટે પિત્તજ્વર પ્રકરણમાં બતાવેલા ઉપાયો કરવાની ભલામણ કરીએ છીએ. તાવની પ્રથમની સ્થિતિમાં બતાવ્યા પ્રમાણે ટાઢ વાઇને તાવ આવે છે, પણ તેમાં કેટલોક ફેરફાર નીચે બતાવ્યા પ્રમાણે છે. આ સંતત જ્વર, વાત, પિત્ત, અને કફ એ ત્રણ દોષોથી થાય છે, તેમાં વાત દોષથી સાત દિવસે, પિત્ત દોષથી દશ દિવસે અને કફ દોષથી બાર દિવસે તાવ ઉતરે છે એવો આર્યવૈદ્યક શાસ્ત્રનો સિદ્ધાંત છે. જે દિવસે તાવ આવ્યો હોય તે દિવસથી ઉપર બતાવેલી મુદતે તાવ કમી થઈ જાય છે. આ તાવમાં સ્વેદલ ( પરસેવાની ) દવા આપી તાવ ઉતારવાની જરૂર નથી પણ જે દોષનું આ તાવમાં પ્રાધાન્ય હોય તે દોષનું શમન કરવાના ઉપાયો કરવાની જરૂર છે. આ તાવમાં મળ પ્રકોપ થાય છે, માટે મળપાક જ્યાં સુધી ન થયો હોય ત્યાં સુધી તાવ ઉતરતો નથી, માટે મળપાક થવાના ઉપાયો કરવા. અને **પેટ ઉપર બંધારણો** નીચે બતાવ્યા પ્રમાણેનાં કરવાં (૧) મહુડાં શેર ૦।, એરંડાના ગોળા શેર ૦।, ઉસ (ખારો) શેર ૦।, બકરીની લીંડીઓ શેર ૦।, એળીયો રૂ. ૧ ભાર, દેશી સાબુ રૂ. ૦। ભાર, રેવંચીનો શીરો રૂ. ૦। ભાર, આ વસ્તુઓને પાણીમાં ખદખદાવી લુગડાના બેવડમાં રાખી પેટ ઉપર દિવસમાં દશબાર વખત બંધારણ કરવું; અથવા (૨) અળસીની પોટીસ પેટ ઉપર બાંધવી. આ પ્રમાણે બંધારણ કરવાથી મળ પાકીને નીકળી જશે. જેમ જેમ મળદોષ પાકી નીકળતો જશે તેમ તેમ તાવની ગરમી ઓછી થતી જશે. આ તાવમાં (૩) પટોલાદિ ક્વાથ સવાર સાંજ આપવો—**પટોલાદિ ક્વાથ**-પટોલ, ઇંદ્રજવ, હરડેદળ, બેહેડાં, આંબળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો, અને અરડુસીના પાનનો ક્વાથ કરવો. આ પ્રમાણે ક્વાથ સાથે (૪) **ત્રિભુવન કીર્તિરસ** એકેક રતિ સવાર સાંજ તુલસીના પાન સાથે આપવો. આ તાવની

જેમ જેમ મુદત લંબાતી જાય છે, તેમ તેમ દરદી બહુ નબળો પડે છે. મૂર્છાનાં લક્ષણો જણાય છે, જીભ સુકાય છે, નાડી નબળી ને ઉતાવલી ચાલે છે, અને તેની સાથે બકવા જેવું થાય છે. માટે તે દબાવવા (૫) કસ્તુરી સવાર સાંજ અડધી અડધી રતિ મધમાં ચટાડવી, અથવા (૬) **મહા મૃત્યુંજયરસ**ની એકેકી ગોળી આપવી. **સતત જવની ચિકિત્સા**માં જે જે પ્રમાણે જે લક્ષણો માલુમ પડે તે ઉપર વિચાર કરીને ઉપર બતાવેલા ઉપાયોની યોજના કરવી. **તરીઆ અને એકાંતરીઆ તાવમાં** પ્રથમ ટાઢ આવીને તાવ આવે છે માટે ટાઢ આવતાં જે ઉપાયો પ્રથમ બતાવ્યા છે, તે કરવા અને તે ઉપરાંત (૧) મોથ, સુંઠ, ગળો, રાતી સુખડ, વાળો, પીંપર અને અરડુસીનાં પાનનો કવાથ મધ તથા સાકર સાથે સાત દિવસ આપવો. એક બે વખત કવાથ આપતાં તાવ ન રોકાય તો (૨) [1]બે રૂપીઆભાર દહીં તથા મધ સાથે ધંતુરાના પાનના રસનાં ત્રણથી ચાર ટીપાં નાંખી તે દહીં તાવ આવતાં પહેલાં આપવું. (૩) એમ કહેવાય છે કે શતાવરીનું મૂળ રવિવારે લાવી, કુંવારી છોડીના હાથે કાંતેલા સુતરથી બાંધી, તે કોટમાં અગર હાથે બાંધવું. (૪) અરડુસી, પટોળ, ત્રિફળા, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ અને લીંબડાની અંતરછાલનો કવાથ મધ અને સાકર નાંખી આપવો. (૫) હરડેદળ, શુદ્ધ સોમલ, અને મરી સરખા વજને લઈ પાણીમાં સરસવના જેવડી ગોળીઓ કરવી. તેમાંથી તાવ આવતાં વહેલાં એકેકી ગોળી આપવી. (૬) તેમજ **મહારાજ રસ**ની ગોળીઓમાંથી એકેકી ગોળી તાવ આવતાં પહેલાં ગાયના દુધ સાથે આપવી. **બનાવટ**—પચીસ વંત્યાકમાં સિદ્ધ કરેલો સોમલ, લીંડીપીંપર અને હીંગળોક એ ત્રણને ચોખાના ધોવરામણમાં ત્રણ દિવસ ખરલ કરી તેની બાજરીના દાણા જેવડી ગોળી કરવી. (૭) શુદ્ધ સોમલ કરતાં બમણો હીંગલોક લેવો. તે બન્નેની

---

**૧ रसं धत्तूर पत्रस्य पलार्धं दधिना सह ॥ पीत्वा मधुयुतं हन्ति महदेकांतरज्वरम् ॥ वैद्यामृत.**

ભાંગરાના રસમાં થેપલી બનાવી તેને ઘીથી તપેલી તાવડીમાં સુકાવી ફરીને ભાંગના રસમાં થેપલી બનાવી ઘીથી તપેલી તાવડીમાં સુકાવવી. આ પ્રમાણે ત્રણ વખત કરી સરસવના દાણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી અકેકી ગોળી એકાંતરીયો, તરીયો, અને ટાઢીયો તાવ આવે તે પહેલાં આપવી. તરસ બહુ લાગે તો ગાયનું દૂધ પીવું. ચોથીઆ તાવમાં ઉપરની કેટલીક દવાઓ લાગુ પડે છે.

તે સિવાય **ચોથીયા તાવમાં** નીચે બતાવેલી દવાઓ ઘણું સારૂં કામ કરે છે. ( ૧ ) **ચાતુર્થિક કેસરી રસ**ની માત્રા ચોખા ભાર સવાર સાંજ બેઆની ભાર પતાસાના ભૂકા સાથે મેળવીને લેવી. **બનાવટ**—મનસીલ તો. ૧, તેથી ત્રણ ગણો સાજીખાર લેવો. તેને ખાંડી તે સાજીખારમાંથી અડધો સાજીખાર માટીના કોડીઆમાં પાથરી તે ઉપર મનસીલના કકડા મુકી તેના ઉપર બાકી રહેલો અડધો સાજીખાર પાથરી સંપુટ કરવો અને તે સંપુટના છિદ્રો માટીથી કપડછાણ કરી તડકે સુકાવી પાંચશેર છાંણાંનો અગ્નિ આપવો. **પથ્ય**—ઘઉંનું ચુરમું નીચે બતાવ્યા પ્રમાણે કરેલું આપવું. ઘઉંનો લોટ તો. ૧૬, તો. ૨ ગાયનું ઘી અને સાકર સરખા વજને અગર અડધી લેવી. એક દિવસ રસનું સેવન કરવામાં આવે તો ત્રણ દિવસ પથ્ય પાળવું. અને ત્રણ દિવસ સેવન કરવામાં આવે તો નવ દિવસ પથ્ય પાળવું. અને પંદર દિવસ તેલ, આંબલી, મરચું, અને હીંગ વગેરે ખાવું નહિ, અને ૭ મહીના સુધી કડાઇ પર ચડાવેલું અન્ન ખાવું નહિ. આ રસથી હજારો ચોથીયા તાવના દરદીઓ સારા થયા છે. ( ૨ ) **નારાયણ જ્વરાંકુશ** નીચેના વિધિ પ્રમાણે આપવો. **બનાવટ**—મનસીલ તો. ૦ll, સોમલ તો. ૦ll, કાથો તો. ૦ll, અને પીંપર તો. ૦ll; એ ચારને લીંબુના શેર ૧ રસમાં ખરલ કરી જ્યારે ગોળી વળાય તેવું થાય ત્યારે બાજરીના દાણા જેવડી ગોળીઓ કરવી. **સેવનવિધિ**—ચોથીયો તાવ આવવાનો હોય તે દિવસે તાવ આવતાં પહેલાં ત્રણ કલાક આગમચ,

જીરા અને સાકરના પાણી સાથે એકથી બે ગોળી ગળાવવી. તે ઉપર સાકરનો શીરો અગર દુધ ભાત આપવો. એકાંતરીયા તાવમાં પણ ઉપર પ્રમાણે આપવાથી તાવ રોકાય છે. ગોળીઓ ત્રણ દિવસથી વધારે આપવી નહિ. સ્ત્રીઓને એક દિવસથી વધારે આપવી નહિ. દુધ, ઘી, ઘઉં, સાકર અને ચોખા સિવાય કાંઇ ખાવા આપવું નહિ. ( ૩ ) ફુલાવેલી ફટકડી અને ગોદંતિ હરતાલની ભસ્મ સરખા વજને લઇ ધંતુરાના રસમાં ખરલ કરી ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી તાવ આવતાં પહેલાં બબ્બે ગોળી લેવાથી એકાંતરીયો, તરીયો, અને ચોથીયો તાવ મટે છે. આ પ્રમાણે તરીયો, એકાંતરીયો અને ચોથીયા તાવની ચિકિત્સા બતાવ્યા પછી પાશ્ચમાત્ય વિદ્વાનો જેને મેલેરીઆ ફીવર કહે છે, તે પણ વિષમ જ્વર છે. તેની ચિકિત્સા નીચે પ્રમાણે કરવી, વિષમ જ્વરના પ્રકરણમાં તાવની પ્રથમ સ્થિતિમાં, બીજી સ્થિતિમાં અને ત્રીજી સ્થિતિમાં બતાવવામાં આવેલા ઉપાયો કરવા. આ તાવમાં જંતુનાશક દવાઓ ઉપર વધારે ધ્યાન રાખવાની જરૂર છે. આ તાવમાં સોમલ, હરતાલ અને મનસીલ વાળી જે જે દવાઓ પ્રથમ બતાવી છે તે પૈકી દવાઓ આપવા ભલામણ કરીએ છીએ. આ તાવ ઘણા દિવસ સુધી આવે છે તો બરોલની ગાંઠ ઉત્પન્ન કરે છે. બરોલની ગાંઠ વધીને ધીમી ધીમી મોટી થાય છે, અને તેવી રીતે યકૃત ( કલેજાનો સોજો ) વધે છે, ત્યારે પ્લીહોદર અને યકૃદાલ્યુદરનાં લક્ષણો સાથે પાંડુ રોગ જેવા ભયંકર વ્યાધિઓ થાય છે. આ રોગમાં દરદીનું લોહી ધીમે ધીમે બગડતું જાય છે, અને લાલ રજકણો સફેત થઇ શરીર ધોળી પુંણી જેવું થઈ જાય છે. આ પ્રમાણેના તાવમાં પૂર્ણ વિચાર કરી પ્રથમ બતાવેલ ( ૧ ) **તાવહર ચૂર્ણ** સાથે (૨) **કુમારિકાસવ** ( ૩ ) **લોહસવ** એ બન્ને સાથે આપવાં. ઝાડો સાફ ન આવે તો ( ૪) **મળશુદ્ધિ ચૂર્ણ** (પાનું ૧૩) તથા (૪) **દીનદયાલચૂર્ણ** (પાનુ ૧૭) આપવું. તાવ ઉતરી ગયા પછી પાશ્ચિમાત્ય વિદ્વાનો તાવ રોકવા

માટે (૫) કવીનાઇન આપવા ભલામણ કરે છે. કવીનાઈન આપવાની બે ત્રણ રીત છે. કવીનાઇનનું પાઉડર, પ્રવાહી અગર ગોળી અપાય છે, અથવા ત્વચામાં તેની પીચકારી મરાય છે. (૬) કવીનાઈન ૨૪ ગ્રેન, એસીડ સલ્ફયુરીક ડાલ્યુટ ૩૦ ટીપાં, પાણી ૮ ઔંસ; ઉપરની દવા મિશ્રણ કરી દિવસમાં ત્રણથી ચાર વખત એકેક ઔંસ ફરી તાવનો સમય આવે ત્યાં સુધી ડાકટરો આપે છે, અથવા કવીનાઇન ૨૪ ગ્રેનની ભૂકી લીંબુના રસમાં અગર તેના શરબતમાં અથવા દ્રાક્ષના પાણીમાં આપે છે, સીંકોનાની છાલનું સત્વ કવીનાઈન છે. જેવી રીતે ગળોનું સત્વ, કરીઆતાનું સત્વ તેવું કવીનાઇન છે. કવીનાઈન ઉપરે પ્રમાણે ટાઢીયા તાવમાં, તરીયા તાવમાં, એકાંતરીયા તાવમાં અને ચોથીયા તાવમાં પણ અપાય છે. કવીનાઇન **મેલેરિયા-ફીવર**માં વધારે અસર કરે છે. એમ પાશ્ચિમાત્ય વિદ્વાનોનો મત છે.

**ચોથી સ્થિતિ**—વિષમજ્વર ઘણા દિવસ સુધી લંબાય છે. ત્યારે તેની ચોથી સ્થિતિ ગણાય છે. આ જ્વરની ચિકિત્સાના સંબંધમાં વિશેષ કાળજી રાખવાની જરૂર છે. વિષમ જ્વરને લાંબો વખત થયા પછી (૧) ગળો, આંબળાં, સુંઠ, મોથ, અને રીંગણીનો કવાથ મધ સાથે આપવો. (૨) **ગળોસત્વ** મધ સાથે આપવું. (૩) **મહાસુદર્શન ચૂર્ણ** સવાર સાંજ આપવું. (૩) **સુવર્ણ વસંતમાલતી** સવાર સાંજ મધ પીંપરમાં આપવી. વિષમ જ્વરમાં વિશેષ ઉપચાર તરીકે (૪) **શીતભંજી** રસની રતિ રતિ માત્રા તુલસીના પાનના રસમાં આપવી. **બનાવટ**.—કડુ, કાળીજીરી, કોલંબો, શોધેલો વછનાગ, શોધેલો પારો; પારા ગંધકની કજલી કરી બીજી વસ્તુઓ મેળવી ખરલ કરવો.

**મોતી ઝરો** (સંનિપાતજ્વરનો ભેદ છે) આ દેશમાં કોઇ કોઈ વખતે જોવામાં આવે છે. (૧) નાનાં મોતી ગળવાં અગર સોનાના વરખ મધમાં ચાટવાં. (૨) લવીંગ અને બ્રાહ્મીનો કવાથ પીવો. (૩) બાજરી અને ફુદીનાનો કવાથ આપવો.

**સુતિકાજ્વર—લક્ષણ અને કારણ**—તાવ, કંપારો, તૃષા,

સોજો, શૂળ અને શરીરે દુઃખાવો. આ સૂતિકા રોગનાં લક્ષણો છે. સુવાવડી સ્ત્રીઓએ સમજ્યા વિના અન્નપાન કરવાથી તેમ વિષમ-અજીર્ણ, ભોજન, કરવાથી જ્વર ઉત્પન્ન થાય છે.

**સૂતિકા જ્વરના ઉપાય**—(૧) **દેવદાર્વ્યાદિ કવાથ** (૨) **દ્વાત્રિશાંગ કવાથ** (૩) ધાણા, મોથ, કાળો વાળો, મોટો અરડુસો, ગળો, અતિવિષની કળા, બળબીજ, પિતપાપડો, અને ધમાસો એ ઔષધો સમભાગે લઇ કવાથ આપવો. (૪) **દશમૂળનો કવાથ** આપવો. આ પ્રમાણે ઉપાયો કરતાં જે જે દોષોનું બળાબળ જણાય તે તે પ્રમાણે ઉપર બતાવેલા ઉપાયોની યોજના કરવી. આ તાવમાં **પ્રતાપલંકેશ્વર** નામના રસની માત્રા વાલપુરની સવાર સાંજ મધ સાથે અગર આદાના રસમાં આપવી. **બનાવટ**—શુદ્ધ પારો ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, મરી ૩ ભાગ, લોહભસ્મ ૪ ભાગ, શંખ ભસ્મ ૮ ભાગ, અડાયા છાંણાની રાખ ૧૫ ભાગ, આ ઔષધોનો ખરલ કરવો. જીર્ણજ્વર, ધાતુગત જ્વર, ગ્રંથી સંનિપાત જ્વર, અને કફોલ્બણ સંનિપાતજ્વર વગેરેની ચિકિત્સા **જ્વરચિકિત્સા** નામના પુસ્તકમાં જોવી.

**તાવમાં પથ્યાપથ્ય**—( પથ્ય ) લાંઘણ કરવી, પરસેવો કાઢવો, ઉલટી કરવી, હલકું અને પચી શકે તેવું અન્ન તથા મગનું પાણી ધાણા, જીરૂ અને સિંધાલુંણ નાંખીને લેવું, ચોખાની કણકી, સાળુ ચોખાની કાંજી, ડાંગેરની ધાણી, વગેરે. કડવા અને તીખા રસથી જ્વરનું પાચન કરવું એ હિતકર છે.

( અપથ્ય ) પાણીથી નાહાવું, દોષ પાક્યા વિના રેચ આપવો, સ્ત્રી સેવન, કસરત, દિવસની નિદ્રા, ભારે ભોજન, બહાર ફરવું, ઘી, કઠોળ, માંસ, દારૂ, છાશ, વગેરે અહિતકર છે.

**સૂચના—સોમલ, મનસીલ વગેરે ઝેરી દવાઓ જે જે પ્રયોગોમાં બતાવવામાં આવી હોય તે તે પ્રયોગો સારા અનુભવી વૈદ્યની દેખરેખ નીચે કરવા. પથ્યની બાબતમાં પણ બરાબર સાવચેતી રાખવી જોઇએ.**

**સામાન્ય જ્વર માટે નીચે બતાવેલી વનૌષધિઓ પૈકી કોઇ પણ આપધીનો ઉપયોગ કરવામાં આવે તો તે તાવને માટે અકસીર છે.**—ગળો, અરડુસી, કરીઆતુ, ઇંદ્રજવ, કાલીજીરી, કાંચકી, અતિવિષ, પિત્તપાપડો, દીકામાળી, કડુ, પટોળ,હરડે, ભોંય-રીંગણી, નાગરમોથ, વાવડીંગ, લીંબડો, સાટોડી, લીંડીપીંપર, આંબળાં, શતાવરી.

**દાહજ્વર માટે**—વીરણનો વાળો, અરીઠા, અંકોલ, લીંબડો, ધાણા, ધમાસો.

**ચોથીયા તાવ માટે**—અઘેડો, અગથીયો, ખપાટ, ગળો,ધંતુરો, મોથ, સટિાડી, હીંગ.

**આગંતુક જ્વર**—તુલસી, કપાસ; અવક, ચિત્રો; ધમાસો, ત્રાયમાણ, જેઠીમધ.

**શીતજ્વર**—ઝેરકોચલાં, કાકચીયાં, કાળીજીરી, કડુ, અરણી, આકડાનાં મૂળ, પરોળ, જીરૂ, કાલીપાટ, પીળો ધંતુરો, ફુદેનો શતાવરી, રાસ્ના, કરીઆતુ, લીંબડો, વાવડીંગ, વજ, પિત્તપાપડો, સપ્તપર્ણ, પદ્મકાષ્ટ, સુગંધી ચાહ, હરડે.

**ધાતુગત જ્વર**—શતાવરી, ગળો, લીંબડો, કાળીજીરી, કરી-આતુ, ધમાસો, અરડુસો, પંચસાર; આંબળાં; દશમૂળ.

**સ્વેદલ દવાઓ**—અજમો; લીંબડો; નગોડ; બનફસા;હરડે; સુગંધી વાળો; લીલી ચાહ; હળદર; દારૂ હળદર; સુરોખાર; નવસાર; ટંકણ; ગંધક; વછનાગ; ઉપલસરી; પંચલવણ; દશ ક્ષાર; ઉસ્નેખુદુસ; રસવંતી; પિત્તપાપડો; ફટકડી વગેરે.

**જ્વરઘ્ન**—કોલંબો; લીંબડો; કડુ; ધંતુરો; કરીઆતુ; ગળો, સોમલ; મનસીલ; ફટકડી; કડવી જીરી; ઝેરકોચળું; ઇંદ્રજવ; ઇંદ્રવાયણાં; કાંસકી; સાત્વિનની છાલ; પટોળ; પિત્તપાપડો, ધમાસો; અતિવિષ; સુરોખાર; નવસાર; અરણી વગેરે.

# અતિસાર તથા મરડો.

## Diarrhœa & Desentery.

### અતિસાર-ઝાડા.

**કારણ**—ઘણા ભારે પદાર્થનું સેવન કરવાથી, ચીકણા પદાર્થોનું સેવન કરવાથી, ઠંડી વસ્તુ ખાવાથી, મિષ્ટાન્ન ખાવાથી, અજીર્ણ ઉપર ખાવાથી, વિષનું યુક્તિ વગર ભક્ષણ કરવાથી, શોક, ભય, ખરાબ પાણી, મદ્યપાન અને કરમીયાના ઉપદ્રવથી જળ ક્રીડાથી, ઝાડો પેસાબ રોકવાથી વગેરે કારણોથી ઉપરાછાપરી ઝાડા થાય છે, તેને અતિસાર કહે છે. ક્ષયરોગ વગેરે કેટલા દરદોમાં પણ ઝાડા થાય છે તેના જુદા જુદા ભેદ પાડવામાં આવ્યા છે. વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, ત્રિદોષાતિસાર, શોકાતિસાર. રક્તાતિસાર અને આમાતિસાર.

**લક્ષણ**—ઝાડા પાતળા રેચ જેવા ઉતરે છે. આ રેચ જુલાબ નહિ પણ એની મેળે ઉતરે છે. હ્રદય, નાભિ, ગુદા, પેટ અને કુખોમાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાય, હાથે પગે કળતર થાય, ગોટલાં ચઢે, ઝાડાની સાથે મોઢે મોળ અથવા અરૂચી હોય છે. ઝાડા આમવાળા કાચા થાય, વાછુટ થાય નહિ, પેટમાં ચુંક આવે, આફરો ચઢી આવીને ઝાડા શરૂ થાય, જીભ ઉપર સફેદ અને પીળી છારી બાઝે, પેસાબનો ખુલાસો થાય નહિ, અન્ન વગેરે પચતું નથી, પેટમાં, પેઢામાં, અને કુખોમાં ગડગડાટ બોલે છે, ઝાડો દોષપરત્વે લાલ, પીળો, કાળો, રાતો, ફીણ વાળો અને કફ મિશ્રિત થાય છે. **શોકાતિસાર**માં સ્ત્રી, દ્રવ્ય, મિત્ર સંબંધી વગેરેનો નાશ થવાથી અત્યંત દુઃખ થવાથી થાય છે. **રક્તાતિસાર**માં લોહી પડે છે. આ લોહી ક્યાંથી આવે છે તેનો નિશ્ચય કરવો જોઇએ. તે પ્રમાણે **આમાતિસાર**માં પણ અન્નનું પાચન નહિ થવાથી, આંતરડામાં બીગાડ થઇ વારંવાર અમળાટ થઇ આમ સાથે લોહી પડે છે. **ભયાતિસાર**માં ચોરી, ખુન, અને રાજ્ય વિરૂદ્ધ ગુન્હાના ભયથી પાતળા ઝાડા થાય

છે. ઉપર પ્રમાણેનાં લક્ષણો ધ્યાનમાં લઈ અતિસાર અને આમાતિસારના ઉપાયો કરવા.

**ઉપાયો**—ઝાડા તથા મરડાના ઉપાય કરતાં પહેલાં તે બંનેના ઝાડાની પરીક્ષા કરવી જોઇએ. ઝાડાનો ઉત્તમ ઇલાજ લંઘન છે. લંઘન કરતાં દરદીને બહુ તરસ લાગે છે, માટે તે શમાવવા ( ૧ ) ધાણા, વાળો, નાગરમોથ અને સુંઠનો કવાથ આપવો અગર તેનું હિમ કરી પાવું. કેટલીક વખત આંતરડાંની અંદર કઠણ મળ ભરાઈ રહે છે અને થોડો થોડો પાતળો ઝાડો ઉતર્યા કરે છે. તેની સાથે ચૂંક પણ આવે છે. આવા દરદીને ઝાડો બંધ થવાનાં ઔષધો આપવામાં આવે તો, ફાયદાને બદલે નુકશાન થાય છે. માટે આવા દરદીને સાફ ઝાડો ઉતારવા માટે ( ૧ ) **મળશુદ્ધીચૂર્ણ** (પાનું ૧૩) આપવું અથવા સુંઠના કવાથમાં બે ત્રણ તોલા એરંડીયું તેલ આપવું.

**વાયુનો ઝાડો**—( ૧ ) ધાવડીનાં ફુલ, સુંઠ, બીલાંનો ગરભ, મોચરસ અને અતિવિષનો, સમભાગે કવાથ કરી પીવો. ( ૨ ) જાયફળ અને સુંઠના દશ દશ લસરકા પાણીમાં ઘસી તેનું પાણી રૂ. ૧ ભારના આશરે સવાર સાંજ પીવું. ( ૩ ) સુંઠ, કેરીની ગોટલી, વરીઆળી, પોસના ડોડા એ બધા સમભાગે લઇ લગાર ઘીમાં શેકી નાખી એ સર્વનો એક ભાગ, ૧ શેકેલું જીરૂં, એ સર્વેનાથી બમણી સાકર નાંખી તેનું ચૂર્ણ કરવું, તેમાંથી સવાર બપોર ને સાંજરે પા પા રૂપીયાભાર ચૂર્ણ લેવું. આ પ્રમાણે કરતાં પણ પેટમાં ચૂંક આવી ઝાડો ઉતરતો હોય તો નીચેની દવાઓ આપવી. અફીણવાળી દવાઓ ઝાડા ઉપર સારો ગુણ કરે છે પણ યુક્તિસર આપવી જોઇએ. (૪) અફીણ બે રતિ—કાથો ચાર રતિ—અને સુંઠ આઠ રતિ એ ત્રણને વાટી ચૂર્ણ કરી તેની ત્રણ પડીકીઓ સરખા વજને કરવી. તેમાંથી એકેકી પડીકી સવાર બપોર ને સાંજરે ચોખાના ધોવરામણ સાથે લેવી. (૫) [1]**આનંદભૈરવ રસ**ની ગોળી સવાર બપોર ને

---

૧ સિદ્ધભેષજમણિમાલા

**સાંજરે એકેકી** છાશ સાથે લેવી. (**બનાવટ**) શુદ્ધ વચ્છનાગ તો. ૧, **હીંગલોક**, તો. ૨ મરી, તો. ૪ પીંપર તો. ૨ લીંબુના રસમાં સાત દિવસ ખરલ કરવો અને મગ જેવડી ગોળીઓ કરવી.

**પિત્તનો ઝાડો**—(૧) આંબલીના કચુકા, વરીઆળી, અને સેકેલું જીરૂ એકેક ભાગ, દાડમની છાલ બે ભાગ અને સાકર પાંચ ભાગનું ચૂર્ણ કરી તેમાંથી પા પા રૂપીઆભાર ચૂર્ણ સવાર બપોર ને સાંજરે લેવું. (૨) અતિવિષ, કડાછાલ, અને ઇંદ્રજવનું ચૂર્ણ પા પા રૂપીઆભાર, ચોખાના ધોવરામણમાં મધ નાંખી આપવું. (૩) રાળ તો. ૦ાા સાકરમાં મેળવી આપવી. ઉપર પ્રમાણે ઉપચાર કરતાં ન મટે તો પછી (૪) હીંગલોક, હીરાબોળ અને અફીણ સરખા વજને લઈ નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. સવાર બપોર ને સાંજરે એકેકી ગોળી જીરાસાકરના પાણી સાથે લેવી.

**કફનો ઝાડો**—દોષ પ્રમાણે લંઘન કરવું. (૧) મરડાસીંગી, ઇંદ્રજવ, વરીઆળી, હરડેદળ અને સુંઠનું સમભાગે ચૂર્ણ કરી તેમાંથી પા પા રૂપીઆભાર ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે લેવું. (૨) વાવડીંગ, વજ, કાયફળ અને બીલીનો ગરભ સમભાગે લઇ તેનો કવાથ પીવો. (૩) જીરૂ, શાહજીરૂ, કાકડાસીંગી અને બીલીના ગરભનું સમભાગે ચૂર્ણ કરી પા પા રૂપીઆભાર ચૂર્ણ લેવું. **આ પ્રમાણે બબે દોષોનું મિશ્રણ હોય તો, તેના ઉપાયો તે પ્રમાણે કરવા.** (૧) બોડીઅજમો, સુંઠ, મોચરસ, અને ધાવડીનાં ફુલ સમભાગે લઈ તેનું ચૂર્ણ કરવું. તેમાંથી અડધા અડધા રૂપીઆભારની ફાકી ગાયની છાશ સાથે લેવી. કેટલીક વખતે ઝાડાના દરદીને પેટ ચઢીને આફરા જેવું જણાય છે, માટે દરરોજ દવા લેતાં પહેલાં દરદીએ વિચાર કરીને દવા લેવી. ઝાડો બરાબર ન થતો હોય તો પ્રથમ બે ત્રણ દિવસ (૨) હરડે, અતિવિષની કળી, સિંધવ, સંચળ, વજ અને હીંગનું સરખા વજને ચૂર્ણ કરી તેમાંથી પા પા રૂપીઆભાર ચૂર્ણ ઉના પાણી સાથે પીવાથી વાછુટ સાથે ઝાડા સારા આવશે. ત્યાર

પછી ઝાડો બંધાઇને આવે અને અન્ન પચે તેને માટે (૩) કંકોલ, દેવદાર, તજ, મીઠું, બીલાં, મરી, જાયફળ, જીરૂ, શાહજીરૂ અને સુંઠનું સમભાગે કરેલું ચૂર્ણ સવાર બપોર ને સાંજરે છાશ સાથે લેવું એથી ઝાડો બંધ થશે.

ઝાડો થઈ આવે ત્યારે પરહેજી રાખવાની વધારે જરૂર છે. પ્રથમ બતાવ્યા પ્રમાણે લંઘન કર્યા પછી હલકો અને પાચન થાય તેવો ખોરાક લેવો. ભારે અનાજ ખાવું નહિ, ઠંડીમાં બેસવું કે સૂવું નહિ. પેટમાં દુઃખે તો ટરપેન્ટાઇન લગાડી ગરમ પાણીનો સેક કરવો અગર આકડાના પાન ઉપર દીવેલ લગાડી ઉના કરી બાંધવા અને ઉપર ઉના પાણીથી શેક કરવો. અતિસારમાં (ઝાડામાં) ઉપર બતાવેલાં ઔષધો લાગુ પડે છે તે સિવાય બીજાં કેટલાંક ઔષધો નીચે આપ્યા છે તેનો ઉપયોગ કરવો. (૪) બીલાં, અતિવિષની કળી, વરીઆળી, ગુલાબનાં ફુલ તેનો સમભાગે કરેલો કવાથ પીવો. (૫) દાડમના પુટપાકના રસમાં તો. ૦। અફીણ નાંખી તેની ગોળી મગ જેવડી કરી તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ આપવી. (૬) શાહજીરૂ, જીરૂ અને મરીનું સમભાગ ચૂર્ણ દહીંમાં ખાવું. (૭) અરડુસાની છાલનું ચૂર્ણ કરી તેમાંથી અડધા રૂપીઆભાર ચૂર્ણ નવટાંક છાશમાં નાંખી પી જવું. આ પ્રમાણે સાત દિવસ કરવાથી ઝાડો મટે છે. **પથ્ય**–ગાયની છાશ અથવા કણકી ને છાશ–બીજું કંઇ નહિ લેવું. (૮) સારા નાળિએરની કાચલી દેવતા ઉપર મુકી તે કાચલીમાંથી જ્યારે તેલ નીકળે ત્યારે તો. ૧ અફીણનો ભુકો કરી કાચલીમાં નાખી તે તેલ અને અફીણનો ભુકો એક થાય ત્યારે તેને ઉતારી કાચલી ટાઢી થયા પછી તેને વાઢી તેમાંથી વાલ વાલ માત્રા સવાર સાંજ લેવી. (૯) પોસના ડોડા અને આંબળાં સરખા વજને લઈ તેને શેકી તેનું ચૂર્ણ કરી તેમાંથી બબેઆનીભાર ચૂર્ણ સવાર સાંજ ચોખાના ધોવરામણમાં લેવું. કેટલીક વખતે ઝાડા થતાં ચૂંક ઘણી આવે છે તેને માટે (૧૦) લવીંગ, કેસર, અને ગુંદર એ ત્રણનો લેપ ડુંટીએ

કરવો અથવા (૧૧) નવસાર અને મરી સમભાગે લઈ ચૂર્ણ કરી પાણીમાં મગ જેવડી ગોળીઓ કરી તેમાંથી અકેકી ગોળી સવાર બપોર ને સાંજે પાણીથી ગળવી.

**રક્તાતિસાર**—(૧) પિત્તના અતિસારના ઉપચારો કરવા, (૨) વરીઆળી તો. ૪, એલાયચી તો. ૧ અને સાકર તો. ૫ લઇ તેનું ચૂર્ણ કરી સવાર, સાંજ પા પા રૂપીઆભાર લેવું. (૩) ભાંગ તો.૧, તેને ઉંબરાના દુધમાં ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર બપોર ને સાંજરે અકેકી ગોળી જીરા સાકરના પાણી સાથે લેવી. (૪) **જાતિફલાદિ ચૂર્ણ**—બએ વાલ ચોખાના ધોવરામણ સાથે લેવું. **(બનાવટ)** જાયફળ, સુંઠ, અફીણ અને ખારેક સરખે વજને લેવું અને તે સર્વેના વજને અડાયા છાંણાની રાખ લેવી. તે સર્વેને વાટી ચૂર્ણ કરવું. (૫) ગાયનું દુધ તો. ૧૦માં એક લીંબુ નીચોવી તુરત પી જવું. (૬) શાહજીરૂ તો. ૧ રાત્રે નવટાંક પાણીમાં પલાળવું. સવારમાં સાકર ચારઆની ભાર નાંખી ચાટી જવું. આ પ્રમાણે કરવાથી લોહી સાથેનો ઝાડો બંધ થશે.

**શોકના અતિસારમાં** અને **ભયના અતિસારમાં** ઉપર બતાવેલા ઉપચારો સાથે શોક અને ભય જેમ દૂર થાય અને મન આનંદમાં રહે તેવી યોજના કરવી.

## આમાતિસાર-મરડો.

**વિશેષ લક્ષણ**:—અતિસારના ઝાડામાંથી મરડો થાય છે. ઝાડાની હાજત વારંવાર થાય છે અને પેટમાં આંકડી આવીને ઘડીએ ઘડીએ ઝાડે જવું પડે છે. ઝાડો થોડો થોડો થાય છે, કરાંજવું પડે છે અને તેમાં પરૂ અને લોહી આવે છે. તે સાથે થોડો ઘણો તાવ પણ આવે છે. જીભ ઉપર થર બાઝે છે, ઝાડો લગાર થાય છે, ફક્ત બે ચાર ટીપાં લોહી અને પરૂનાં પડે છે. ઝાડે જોર કરી પેટમાં અમળાઇને જવું પડે છે. તે વખતે દરદીનો જીવ જવો બાકી રહે છે એવી વેદના થાય છે. જેમ દરદ લંબાય છે તેમ લોહી, પરૂ વિશેષ પડે છે.

**ઉપાય**—આ દરદ ઘણું સાધારણ છે પણ તે કોઈ કોઇ વખતે ભયંકર રૂપ પકડે છે. દરદીના પેટના જે ભાગમાં દુ:ખતું હોય અગર ચુંક આવતી હોય તે ભાગ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું, ગરમ પાણીનો શેક કરવો અગર અળસીની પોટીસ કરવી. અંદરના આંતરડાંનો મળ ખસેડવા સારૂ પ્રથમ તો (૧) સુંઠના કવાથમાં બે ત્રણ રૂપીઆભાર એરંડીયું તેલ આપવું. અગર (૨) હીંમજ તો. ૦॥ અને સુંઠ તો. ૦॥ એ બન્નેમાં એરંડીયું તળી નાખી તેમાં બેઆનીભાર સંચળ મેળવી તેની ફાકી લેવી. કેટલીકવાર આ સાધારણ શોધનથી મરડો બેસી જાય છે. એરંડીયા સિવાય બીજો જુલાબ લેવો નહિ. ઉપર પ્રમાણે કરવાથી ઝાડો ન થાય તો (૩) એરંડીયા તેલમાં તળેલી હીમજ તો. ૧, સુંઠ તો. ૦।, સોનામખી તો. ૦।, અને સાકર તો. ૦॥, એ બધાનું ચૂર્ણ કરી તેની ફાકી તો. ૦। લેવી. (૪) મરડાવાળા દરદીએ ખોરાક સાદો અને હલકો લેવો, તેમ દહીંભાત, દુધભાત, દાળનું ઉપરનું પાણી, પાતળી કાંજી અને કણકીની ભઇડકી લેવી. એ સિવાય કંઈ લેવું નહિ.

ઉપર પ્રમાણે સાદો જુલાબ આપ્યા પછી નીચેના ઉપાયો કરવા. (૫) લવીંગ તો. ૧, હીંગ તો. ૧, કેસર તો. ૧, અને અફીણ તો. ૧, તેની ગોળીઓ કપુરી પાનના રસમાં મગ જેવડી કરવી, તેમાંથી એકેકી ગોળી સવાર બપોર ને સાંજરે ચોખાના ધોવરામણમાં લેવી. (૬) ખસખસ તો. ૦॥, જાયફળ તો. ૦।, સુંઠ તો. ૦। અને સાકર તો. ૦। ની ફાકી સવાર સાંજ લેવી. (૭) તાજાં ગુલાબનાં ફુલ, વરીઆળી, એલાયચી, જીરૂ અને રૂમીમસ્તકી સમભાગે લઇ તેનું ચૂર્ણ સવારસાંજ પા પા રૂપીઆભાર સેવન કરવું. (૮) આંબલીની સુકી છાલનું ચૂર્ણ ૦॥ રૂપીઆભાર ગાયના દુધના દહીં સાથે લેવું. (૯) **બાળકુટજાવલેહ**—કડાછાલ તો. ૮ ને આઠગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે ગાળી તેમાં અતિવિષ, કાળીપાટ, જીરૂ, બીલાં, આંબલીની ગોટલી, સુવા, ધાણા, મોથ અને

જાયફળ, અકેક તોલો મેળવી ધીમે આંચે પકાવી જ્યારે ગોળીઓ વાળવા જેવું ઘટ થાય ત્યારે અકેક વાલની ગોળીઓ વાળવી. તેમાંથી સવાર બપોર ને સાંજરે અકેકી ગોળી લેવી. અફીણવાળી દવાઓ મરડા ઉપર સારો ગુણ કરે છે પણ તે યુક્તિ સાધ્ય હોવી જોઇએ. મરડા ઉપર (૧૦) **બીલીનો મુરબ્બો** તથા **સફરજનનો મુરબ્બો** સારો ફાયદો કરે છે. મરડામાં ઘણી ચુંક અને અમળાટ આવતો હોય તો ઝાડાના પ્રકરણમાં બતાવેલો લેપ ડુંટી ઉપર કરવો અને નીચે બતાવેલી દવાઓનો ઉપયોગ (૧૧) **અફીણની ભસ્મ**–અફીણને તાવડીમાં ધીમા તાપે સેકવી ફુલી જાય ત્યારે તેને હેઠે ઉતારી વાટી બારીક ભુકો કરવો. તેમાંથી સરસવ જેટલી લઇ મધમાં ચાટવી. (૧૨)હીંગ,અફીણ અને કાથો સમભાગે લઈ તેની ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર સાંજ અકેકી ગોળી લેવી, (૧૩) હીંગ, અફીણ, અને કેસર, સમભાગે લઇ તેની ટીકડી કરી તાવડી ઉપર લગાર સેકી તેમાંથી ચણાના દાણા જેટલી સવાર સાંજ લેવી. (૧૪) ***કેશરાદી ગુટીકા** સવાર સાંજ અકેકી ગોળી લેવી. **(બનાવટ)** જાયફળ, જાવંત્રી, લવીંગ, મોચરસ, કેરીની ગોટલી, લોધર, બીલીનો ગરભ, ધાવડીના ફુલ, સુંઠ અને દાડમનાં છોડાં; એ દશ વસ્તુઓ અકેક તોલો, કેસર તો. ૦ાા, અફીણ તો. ૩, ભાંગ સેકેલી તો. ૩; એ બધી વસ્તુઓને ખાંડી એક દિવસ કોરી ઘુંટી પછી ભાંગના ઉકાળામાં ઘુંટી, મરીના દાણા જેવડી ગોળીઓ કરવી. (૧૫) **કુંકુમવટીની** અકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે ચોખાના ધોવરામણમાં આપવી. **(બનાવટ)** કેસર તો. ૧, અફીણ તો. ૧ અને પીળું મીણ તો. ૧. પ્રથમ કેસરને ઝીણું વાટી પછી અફીણ સાથે મેળવી વાટવું. પછી મીણને ગરમ કરી તેમાં અફીણ અને કેસરનું ચૂર્ણ

---

* કેશરાદિ ( દેવ કુસુમાદિ ) નામની ગોળીઓ જેમાં રસકપુર પડે છે તે ગોળીઓ અને આ ગોળીઓની બનાવટ અને ગુણ અલગ છે તે વાંચકોએ ધ્યાનમાં રાખવું. તંત્રી.

નાંખી મેળવી ચોખાપુરની ગોળીઓ કરવી. (૧૬) અંબર વાલ ૧, કસ્તુરી વાલ ૧, જાયફળ, જાવંત્રી, અકલકરો, લવીંગ, તજ, પીપર, વંશલોચન અને અફીણ એ સર્વે અડધો અડધો તોલો લઇ વાટી પાણી સાથે મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી સવાર બપોર ને સાંજરે અકેકી ગોળી લેવી. (૧૭) ×**કેશરાદિ ચૂર્ણ**ની માત્રા ૦॥ વાલથી ૧ વાલ સુધીની જીરાસાકરના પાણી સાથે લેવી. ( **બનાવટ** ) કેસર, જાવંત્રી, જાયફળ, એલચી, અફીણ, સુવા, ગુંદર અને બીલાં સમભાગે વાટીને ચૂર્ણ કરવું. આ પ્રમાણે ઉપરની દવાઓ આપતાં છતાં પણ જો મરડાનું જોર ઓછું થતું ન હોય અને અમળાટ સાથે લોહી પરૂ આવતું હોય તો (૧૮) **હરિતક્યાદિ ચૂર્ણ** ઝાડાના પ્રકરણમાં બતાવ્યું છે તે આપવું; અથવાં શરૂઆતમાં બતાવ્યા પ્રમાણે સુંઠના કવાથમાં એરંડીયેલ બે ત્રણ રૂપીઆભાર ફરીને લેવું; અને ત્યારપછી (૧૯) એક કળીનું લસણ લઇ તેને ચીરી તેમાં અફીણ ભરીને પુરપાકની રીત પ્રમાણે પકાવી મગ જેવડી ગોળીઓ કરી તે અકેકી સવાર સાંજ લેવી. (૨૦) હીંગ તો. ૧ કાથો તો. ૧ અફીણ તો. ૧ અને તુળસીના પાન તો. ૧ એ ચારને વાટીને ઘુંટીને મગ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી બબે ગોળીઓ દિવસમાં બે વખત લેવી. (૨૧) હીંગળોક, હીરાબોળ, અને અફીણ સરખા વજને લઈ નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી સવાર, બપોરને સાંજરે અકેકી ગોળી લેવી. (૨૨) **કેસરાદી વટી નં. ૨**- કેસર, જાયફળ, એલચી, સુંઠ, લવીંગ, અફીણ, અને હીંગળોક સમભાગે લઇ બારીક વાટી પછી પોસના ડોડાનો કવાથ કરી અષ્ટમાંશ બાકી રહે ત્યારે ગળી લઈ ઉપરના ચૂર્ણમાં નાંખી ઘુંટી ચનોઠી જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર બપોરને સાંજરે અકેકી ગોળી ચોખાના

---

× ચાંદી, વિસ્ફોટક અને પ્રમેહ ઉપર જે કેસરાદીવટી નામની ગોળીઓ આવે છે તેમાં રસકપુર આવે છે તેના કરતાં આ પાઠ જુદો છે.

ઘોવરામણુ સાથે લેવી. જ્યારે દરદી શક્તિહિન થતો જાય ત્યારે તે બાબત ઉપર વિચાર કરી શક્તિ લાવવા માટે (૧૯) **વસંતમાલતી** (૨૦) **દ્રાક્ષાસવ** (૨૧) કે **લોહાસવ** વાપરવા. જુના મરડાના દરદીને હવાની વધારે જરૂર છે. મરડાના દરદીએ પરહેજી રાખવી અને શ્રમ લેવો નહિ.

## તાવ સાથેનો ઝાડો અને મરડો.

**જ્વરાતિસાર**—ઝાડા અને મરડા સાથે તાવ જણાય તો (૧) ધાણા, સુંઠ અને અતિવિષની કળીનો કવાથ કરી પીવો. (૨) ઇસબગોળ ( ઉટીયુજીરૂં ) તો. ૧ રાત્રે નવટાંક પાણીમાં પલાળી તેમાં સાકર નાખી સવારે ચાટી જવું. (૩) સુંઠ, ગળો, વાળો, ચંદન, કડાછાલ, નાગરમોથ, અને કરીઆતાનો કવાથ લેવો. (૪) રતાંજળી, વીરણનો વાળો, કાળોવાળો, કડાછાલ, પહાડમૂળ, પદ્મકાષ્ટ, ધાણા, ગળો, કરીઆતુ, મોથ, બીલીનો ગરભ, અતિવિષની કળી અને સુંઠનો કવાથ ચાર ચાર રૂપીઆભાર પીવો. આ પ્રમાણે ઉપાયો કરવા છતાં તાવ સાથેનો ઝાડો નરમ ન પડે તો **અગ્નિતુંડી વટી**ની ગોળી સવાર, બપોરને સાંજરે એકેકી લેવી. ( **બનાવટ** ) શોધેલો પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગંધક, અજમો, સાજીખાર, જવખાર, ચિત્રક, સિંધાલુંણ, જીરૂ, સંચળ, વાવડીંગ, સમુદ્રમીઠું, ત્રિફલા, સુંઠ, મરી, પીપર, એ અઢાર ઔષધો સમભાગે લઇ એ સર્વેને એક કરી જંબીરાના રસમાં અગર લીંબુના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી.

**પથ્યાપથ્ય**—ઝાડા અને મરડાના દરદમાં ખોરાક ખાવાની ઘણી સંભાળ રાખવાની છે. લાંઘણ એ સારો ઉપાય છે, માટે અજીર્ણનો વિકાર જ્યાં સુધી જણાય ત્યાં સુધી લાંઘણ કરવી.

**પથ્ય**—લાંઘણ, ઉંઘ, ચોખા, કણકી, કોદરી, તાંદળા, તુવેર, તલ, ગાયનું દુધ, દહીં, છાશ, તાજાં બીલી, જાંબુ, કોઠ, દાડમ, હલકું ભોજન વગેરે. **અપથ્ય**—ભારે ખોરાક, ચીકણો પદાર્થ, અભ્યંગ, કસરત, સ્નાન, નવું અનાજ, શેક, ગરમ વસ્તુ, સ્ત્રીસંગ, ચિંતા, ઉજાગરો, ઘઉં, અડદ વગેરે.

# સંગ્રહણી ( Sprue ).

**કારણ**—અતિસાર ( ઝાડા ) થયા પછી મંદ અગ્નિવાળા, વિરૂદ્ધ આહાર કરનાર માણસનો અગ્નિ દુષ્ટ થાય છે. એથી આમરૂપ મળ પડવા લાગે છે; તેને સંગ્રહણી કે સંઘરણી કહે છે.

**લક્ષણ**—સંગ્રહણીના વ્યાધિમાં જે ખોરાક દરદી ખાય છે, તે પાચન થયા વગર અગર પાચન થયેલી સ્થિતિમાં વારંવાર ઝાડા વાટે બહાર નીકળે છે. ચુંક આવીને વારંવાર ઝાડે જવું પડે છે, અને તે વેદના બીલકુલ સહન થતી નથી. આમ સાથે ઝાડા થાય છે. એનાથી તરસ, આળસ, દાહ, અપચો, શરીરનું ભારેપણું અને દિવસે દિવસે બળનો ક્ષય થતો જાય છે. ખોરાક લેવામાં આવે તો, તેનો આમ થઇ ઝાડા વાટે નીકળે છે. હાથે, પગે અને કેડમાં કળતર, જીર્ણતાવ, માથામાં દુઃખાવો, મોઢામાં છાળાં પડવાં, મોઢું અને ગળું આવવું, ખોરાકના પ્રમાણ કરતાં ઝાડો આમ થઇ વધારે પ્રમાણમાં આવવો, અશકતી વધતી જવી, મનનો અણગમો, ઉઠતાં બેસતાં ચકરી આવવી વગેરે. આ પ્રમાણે સંગ્રહણીનાં લક્ષણો છે.

**ઉપાય**—આ રોગમાં દરદીનું જઠર એટલું બધું દૂષિત થઈ નબળું થાય છે કે તેની હોજરી કોઈ પણ જાતના ખોરાકને ધારણ કે પાચન કરી શકતી નથી. સંગ્રહણીના દરદીની હોજરી નાના બાળકની હોજરી કરતાં પણ વધારે નબળી થાય છે, તેથી દરદીએ પ્રવાહી અને હલકા પોષણથી શરૂઆત કરવી.

**છાશ**—(૧) આ રોગ ઉપર છાશનો પ્રયોગ અત્યુત્તમ ગણાય છે. આ દરદમાં ભુખ અને તરસમાં છાશ[૧] હિતકર છે. જેવી રીતે ક્ષયમાં ફેફસાં બગડે છે, તેવી રીતે આ રોગમાં આંતરડાં બગડે છે. ક્ષય અને આંતરડાંનો ક્ષય એ બંને સરખા વ્યાધિઓ છે. આ રોગમાં આંતરડામાં ચાંદાં પડેલાં હોય છે, તે જ્યારે રૂઝાય છે,

---

૧ क्षुधि तृषि च तक्रंग्रहणी गदे. भैषज्यरत्ना०

ત્યારે આંતરડાં સશક્ત બને છે. **આ રોગમાં પ્રવાહી ખોરાક જીવન છે.** શેર દહીંમાં અડધો અડધ પાણી નાખીને કરેલી તાજી છાશનો ઉપયોગ કરવો. છાશ તાજી અને દહીંની તર ઉતારી લેવી. છાશમાં શેકેલી હીંગ, ધાણા, જીરૂ અને સિંધાલુણ નાખવું. મરણની પથારીએ પડેલા સંગ્રહણીના દરદીઓને છાશ જીવાડે છે, પણ લાંબા વખત સુધી એટલે મહિના બે મહિના સુધી એકલી છાશ પીને દરદીએ રહેવું જોઇએ. આ સિવાય ભયંકર સંગ્રહણીના દરદીને બચવાનો એકે સારો ઉપાય નથી. છાશનો પ્રયોગ કરનારે, ઘેર નિરોગી ગાય રાખી છાશનો પ્રયોગ શરૂ કરવો ઉત્તમ છે. છાશનો પ્રયોગ નીચે બતાવેલી દવાઓ શાથે કરવાનો છે.

( ૨ ) કોઠાંનો ભૂકો શેર ૧, સાકર તો. ૨૪, સિંધાલુણ તો. ૮, અજમો તો. ૩; એ વસ્તુઓનું ચૂર્ણ કરી તેમાંથી સવાર, બપોર અને સાંજરે અડધા રૂપીઆભાર ચૂર્ણ નવટાંક છાશ સાથે લેવું. (૩) પીંપળાની અંતરછાલનું ચૂર્ણ તો. ૦॥ છાશ સાથે લેવું. (૪) ચવક, ચિત્રક, બીલાં અને સુંઠનું ચૂર્ણ છાશ સાથે લેવું. આ પ્રમાણે આપતાં ફાયદો ન થાય તો (૫) **કપિત્થાષ્ટક ચૂર્ણ** સવાર, બપોરને સાંજરે અડધા અડધા રૂપીઆભાર નવટાંક છાશમાં નાંખી પી જવું. અને તે સાથે (૬) **અગ્નિતુંડીવટી** (પા.૩૩) અકેકી સવાર સાંજ લેવી. **કપિત્થાષ્ટક ચૂર્ણ–( બનાવટ )** કોઠાનો ભૂકો ૮ ભાગ, સાકર ૮ ભાગ, તથા દાડમની છાલ, આંબલીની છાલ, બીલાં, ધાવડીના ફુલ, અજમોદ, લીંડીપીંપર, એ દરેક ત્રણ ત્રણ ભાગ અને મરી, જીરૂં, ધાણા, પીંપરીમૂળ, વાળો, સંચળ, અજમોદ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, ચિત્રો અને સુંઠ એ ૧૩ ઔષધો દરેક એક એક ભાગ; એ બધાનું ચૂર્ણ કરવું. ઉપર પ્રમાણે ઔષધ યોજના કરતાં પણ જ્યારે તફાવત માલુમ ન પડે તો (૭) **તક્રવટીનો** પ્રયોગ શરૂ કરવો. **(બનાવટ)** હીંગલો, અફીણ અને વછનાગ એ ત્રણ સમભાગે લઇ વડના દુધમાં ગોળીઓ મગના જેવડી કરવી. તેમાંથી સવાર સાંજ અકેકી ગોળી છાશ

સાથે ગળવી. ઉપર બતાવ્યા પ્રમાણે પાચનશક્તિ હોય તે પ્રમાણે ભુખ અને તરસમાં [1]છાશ વિના બીજું કાંઇ લેવું નહિ. છાશ શરૂઆતથી કલાકે કલાકે નવટાંક નવટાંક લેવી અને જેમ જેમ પાચન થતી જાય તેમ તેમ છાશ વધારતા જવી. છાશ લેતાં પણ તરસ બહુ લાગે તો સંતરૂ, નારંગી અને દાડમનો રસ ગળીને લેવો. ટુંકામાં હોજરીને હરકત કરનાર બીજું કાંઈ પણ લેવું નહિ. સંગ્રહણીના કેટલાક દરદીઓને બીજા ઉપદ્રવોને લીધે છાશ અનુકુળ આવતી નથી માટે તેવા દરદીઓને દુધનો પ્રયોગ કરાવવો. ( ૮ ) **દુગ્ધવટી**– શોધેલો સોમલ, અફીણ અને હીંગલોક સમભાગે લઇ વડના દુધમાં જારના દાણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ નવટાંક દુધ સાથે ગળાવવી. દુધના પ્રયોગમાં પણ પ્રથમ જણાવ્યા પ્રમાણે દુધ પાચન થાય તે પ્રમાણે લેવાનું છે. દુધ ધારોષ્ણ એટલે તરતનું દોહેલું ભુખ અને તરસમાં લેવું. **છાશ તથા દુધના પ્રયોગમાં પાણી બંધ કરવાનું છે.** કેટલીક વખતે દુધનો અભાવ થાય ત્યારે તેને રૂપાંત્તર કરવા (૯) કેસર, જાયફળ, જાવંત્રી, એલચી અને લીંડીપીંપર આ વસ્તુઓનું ચૂર્ણ કરી તેમાંથી એક શેર દુધે વાલ પુર ચૂર્ણ નાંખી તેને આપવું. **દુગ્ધવટી અને તક્રવટી સોજા સાથે સંગ્રહણીનો ઘણો સારો ઉપાય છે.** આ સાથે (૧૦) **પંચામૃતપર્પટી** સવારસાંજ અડધા વાલની માત્રા જીરા અને હીંગના ચૂર્ણ સાથે આપવી. આ પ્રમાણે અઠવાડીયા સુધી આપવું, અને તે સાથે છાશ વધારતા જવી. જ્યારે છાશ દશેર સુધી લેવાય અને ઝાડો પચીને આવે અને પેટ ચઢે નહિ, ગડગડાટ થાય નહિ તથા વાછુટ અને ઝાડો પેસાબ સારી રીતે થાય ત્યારે જાણવું કે દરદ નાબુદ થતું જાય છે. આ પ્રમાણે એક મહિના સુધી કરવું. અને તેમાં પણ કચાશ જણાય તો બે મહિના સુધી આ પ્રયોગ શરૂ રાખવો. ત્યાર પછી અન્ન લેવા વિચાર કરવો. અન્નમાં પ્રથમ તો કણકીનો પાપડ આપવો અને તે થોડા દિવસ

---

૧ ગાયની છાશ ન મળે તો પછી ભેંસની છાશ લેવી.

આપતાં અન્ન ગ્રહણ કરી શકે છે, તેવું જણાય તો કણકી, કોદરી, અને બંટીના તાંદળાંનો ચઢી ગયેલો ભાત છાશ સાથે આપવો. મગનું ઓસામણ, ધાણા, જીરૂ, મીઠું, હળદર અને મરીનો ગરમ મસાલો નાખી આપવું. આ પ્રમાણે પચીસ દિવસ આપતાં છતા એક વખત ઝાડો સાફ પચીને આવતો હોય અને જઠરાગ્નિ પોતાનું કામ સારી રીતે કરે છે, એમ જણાય તો પછી ચોખાનો ચઢેલો ભાત અને દાળનું ઓસામણ એક વખત આપવું. કેટલીક વખતે આ રોગમાં ખોટી ભૂખ લાગે છે અને તે ઉપર વગર વિચારે ખાવામાં આવવાથી અજીર્ણ સાથે ઝાડા શરૂ થાય છે; ત્યારે પાછું ફરીને અનાજ છોડી દઇને છાશ અગર દુધ ઉપર આવવું પડે છે. એટલા માટે ફરીને ભૂલ ન થાય તેવી કાળજી રાખવાની છે. કેટલીક વખતે આ રોગ સાથે ખાટી, કડવી, અને તીખી ઉલટી થાય છે અથવા ઝાડા થાય છે વગેરે અમ્લપિત્તનાં લક્ષણો થાય છે, માટે તે ઉપર પણ છાશનો પ્રયોગ કરવો સારો છે. આ દરદમાં મળ સંચય થાય છે એટલે મળ ગંઠાઈ જાય છે, અને ઝાડો બીલકુલ ઉતરતો નથી અને ઉતરે તો બકરીની લીંડીઓની પેઠે મળની લીંડીઓ પડે છે, ગુદા છોલાય છે અને તે સાથે લોહી આવે છે, માટે ઉપર પ્રમાણે સ્થિતિ ન આવે અને દરેક વખતે એક ઝાડો સાફ પચીને આવે તે પ્રમાણે ઔષધ યોજનાના ક્રમમાં ફેરફાર કરતા રહેવાની જરૂર છે. મળ ગંઠાઇ જવાથી ઝાડો ન ઉતરતો હોય તો બે દિવસ ચાલુ દવાનો ક્રમ બંધ રાખી **હરિતક્યાદિ ચૂર્ણ**ની ફાકી સવાર સાંજ આપવી. અથવા કાળી દ્રાક્ષ તો. ૨, હરડે તો. ૨ અને સાકર તો. ૪ ની ગોળીઓ મોટા બોર જેવડી કરી તેમાંથી અકેકી ગોળી લેવી. આ પ્રમાણે કરવાથી ઝાડો પચીને સાફ આવવા લાગે એટલે ફરીને દરદીની શક્તિનો વિચાર કરી પ્રથમની ચાલુ દવામાં જે પ્રમાણે ફેરફાર કરવો ઘટે તે પ્રમાણે કરી, ફરીને ઝાડો ગંઠાઇને આવે નહિ તેવી ઔષધ યોજના કરવી. સંગ્રહણીના સંપૂર્ણ લક્ષણમાં મોઢું

અન ગળુ આવી જાય છે, તેવા સમયમાં પણ છાશ અને દુધનો પ્રયોગ સર્વોત્તમ છે. જ્યારે આંતરડાની અંદરનાં છાલાં સારાં થાય છે ત્યારે મોઢું અને ગળું વગર દવાએ મટી જાય છે. આ પ્રમાણે **ઉપચાર** કરતાં દરમીયાન કોઇ વખતે અપાન વાયુની છુટ નહિ થવાથી પેટમાં આફરો ચઢે છે, અને ગડગડાટ બોલે છે માટે (૧૧) સુંઠ તોલો ૦ાા, સંચળ તોલો ૦ા, અને ફુલાવેલી હીંગ વાલ ૪ એ વસ્તુઓના ચૂર્ણની ફાકી બબે આનીભાર છાશ સાથે ફાકવી. અથવા (૧૨) **હીંગ્વાષ્ટકચૂર્ણ**ની ફાકી પા પા રૂપીઆભાર છાશ સાથે લેવી. ઉપર પ્રમાણે કરતાં પણ કેટલીક વખતે **આમ સંગ્રહણી**માં બરાબર ફાયદો થતો નથી માટે (૧૩) **પર્પટીરસ** જીરા અને હીંગના અનુપાન સાથે ઉપયોગ કરવાથી સારો ફાયદો થાય છે. (**બનાવટ**) પારો ૧ ભાગ, અફીણ ૧ ભાગ, શોધેલો ગંધક ત્રણ ભાગ, આ ત્રણમાંથી પ્રથમ પારા ગંધકની કજલી કરી તેને લોઢાની કડાઇમાં નાંખી લગાર ઉનું થયા પછી અફીણની ભૂકી નાંખી એક રસ થાય ત્યારે ખરલમાં નાંખવું એટલે પર્પટીરસ તૈયાર થશે. આ સિવાય નીચે બતાવેલા ઉપાયો કરવા. (૧૪) જાયફળ, અફીણ, અને ખારેક સમભાગે લઇ નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવારસાંજ એકેકી ગોળી છાશ સાથે લેવી.

(૧૫) **અવલેહ**—જીરૂ, શાહજીરૂ, મરી પીંપર, મોથ, એલાયચી, લવીંગ, તજ, જાયફળ, પસ્તાં, ચારોલી, ચંદન, દાડમની છાલ, વાંસકપુર, તાલીસપત્ર, બોરની છાલ, કાકડાસીંગી, અને શુદ્ધ કરેલાં ઝેરકોચલાં પ્રત્યેક પા પા રૂપીઆભારને ખાંડી ચૂર્ણ કરી ગાયના ૩૨ રૂપીઆભાર દુધમાં પકાવી જ્યારે ઘન થાય ત્યારે ઘી અને સાકર દરેક સોળ સોળ રૂપીઆભાર નાંખી અવલેહ કરવો. તેમાંથી બબે રૂપીઆભાર સવારસાંજ લેવો. સંગ્રહણીના દરદમાં તાવ વગેરે ઘણા ઉપદ્રવો થાય છે તે વખતે તેનો વિચાર કરી ચિકિત્સા કરવી જોઇએ.

**વિશેષ સૂચના**—નીચે જણાવેલા પ્રત્યેક ઔષધો અતિસાર,

આમાતિસાર અને સંગ્રહણી પર ઘણું સારૂં કામ કરે છે. અને નીચે જણાવ્યા પૈકી કોઈ પણ ઔષધ લેવાની જરૂર જણાય તો ઝેરકોચલાં તથા અફીણ સિવાય તે ઔષધનું ચૂર્ણ સવારસાંજ અડધા રૂપીઆભાર ચૂર્ણ નવટાંક છાશ સાથે મેળવી લેવું. અફીણ તથા ઝેરકોચલાની માત્રા રોગપર નજર કરી લેવાની છે. ઇંદ્રજવ; આંબલી; અરડુસો; પીંપળો; જાંબુ; ખસખસ; અફીણ; જાયફળ; જાવંત્રી; જીરૂં; ઉમથુંજીરૂ; ઉમરો; બીલી; કડાછાલ; દાડમ; આંબાની ગોટલી; રાળ; ધાવડીનાં ફુલ; કેશર; લોધર; સુંઠ; મોચરસ; અરલુ; અજમોદ; અતિવિષ; હીંગ; ઝેરકોચલાં વગેરે. ઝેરકોચલાં શુદ્ધ કરેલાં ઘીમાં સેકી લેવાં. માત્રા ૦ાા વાલ થી ૧ સુધી; અફીણને સેકી સરસવના દાણા જેટલું લેવું.

**પથ્યાપથ્ય**—અતિસારના રોગમાં બતાવ્યા પ્રમાણે છે. દહીંની છાશ અગર ઘોળવું પીવું. તેમાં જીરૂ, સિંધાલુણ, હીંગ નાંખી લેવાને વાંધો નથી. સંગ્રહણીના રોગીએ સ્નાન કરવું નહિ, ઝાઝુ પાણી પીવું નહિ, ઉજાગરો કરવો નહિ, શ્રમ લેવો નહિ, ચીકાસવાળો અને ભારે પદાર્થ ખાવો નહિ. તેલમાં તળેલાં શાકભાજી ખાવાં નહિ અને હવાનો ફેરફાર કરવો.

---

## અર્શરોગ–હરસ–મસા–Piles.

ગુદાની આસપાસ તેની કોર ઉપર અથવા સફરાની અંદર સુક્ષ્મ શીરાઓનાં જાળાં ફુલીને વધવાથી જે મસા થાય છે, તેને હરસ કહે છે. આયુર્વેદશાસ્ત્રમાં તેના છ ભેદ બતાવ્યા છે. (૧-૨-૩) ત્રણે દોષના જુદા જુદા; (૪) ત્રિદોષના, (૫) રક્તાર્શ–લોહીના અને (૬) સહજ એટલે વારસામાં ઉતરેલા. તેની બે જાત છે. **અંતરાર્શ** એટલે અંદરના, અને **બાહ્યાર્શ** એટલે બહારના. અંદરના હરસમાંથી લોહી પડે છે, તેને **દુઝતા હરસ કહે છે.** બહારમાંથી પણ કોઇ વખતે લોહી પડે છે, અથવા ચીકણો રસ જેવો પદાર્થ નીકળે છે.

**કારણ**—ગરમ પદાર્થોનું સેવન કરવાથી, ઝાડાની કબજીયતથી, આખો દિવસ બેસી રહેવાથી, દારૂ પીવાથી, સ્ત્રીઓને ગર્ભના દબાણથી, વારંવાર જુલાબ લેવાથી, બરોળની ગાંઠ **અને કલેજાના સોજાથી**, વગેરે કારણોથી હરસ થાય છે.

**લક્ષણ**—ગુદાની કોર ઉપર હરસ થાય છે. તેમાં બહારના કદમાં નાના તથા મોટા થાય છે. નાના હોય ત્યારે બહુ હરકત કરતા નથી. ખજવાળ તથા ગરમી જણાય છે. **અંદરના હરસમાં** સફરામાં ખજવાળ, તથા ચટપટી આવીને આગ બળે છે. ઝાડે જતાં કરાંઝવું પડે છે, ઝાડો કબજ અને કઠણ ગંઠાઇને આવે, તે વખતે ઘણી પીડા થાય છે, અને સફરા ઘસાવાથી મસામાંથી લોહી પડે છે. સફરાના દરદ સાથે કમ્મરમાં દુઃખાવો થાય છે, ચહેરો ફીકો પડે છે, ચક્કર આવે છે અને લોહી પડયા પછી મસા નરમ પડે છે અને દરદીને આરામ મળે છે. આ પ્રમાણે લાંબો વખત લોહી પડે છે તો, દરદી એકદમ નબળો પડી લેવાઇ જાય છે. હરસનું લોહી કીરમજી રંગનું હોય છે, અને ટીપે ટીપે તથા શેડ ફૂટી લોહી દુઝે છે.

**ઉપાય**—(૧) જે કારણથી હરસની ઉત્પત્તિ જણાતી હોય તે કારણ રોકવાનો ઉપાય કરવો, અને બીજી તરફથી થયેલા હરસને મટાડવાના ઉપાયો કરવા. દરદીને હલકો અને સાદો ખોરાક આપવો. મરચાં તથા ગરમમસાલા વાળા પદાર્થો ખાવા આપવા નહિ. ઝાડો સાફ લાવવા ( ૨ ) **મળશુદ્ધિ ચૂર્ણ** ( પા. ૮૬ ) આપવું. અથવા એરંડીયું બે તોલા સુંઠના કવાથમાં લેવું. કલેજાના દરદને લીધે લોહી ફરવાનો અટકાવ થતો હોય તો તેનો ઉપાય કરવો. બહુ બેસી ન રહેતાં હરવા તથા ફરવાનું રાખવું. આ પ્રમાણે કરતા ઝાડો બરાબર ન આવે અને સફરામાં ઇજા થાય તો (૩) સોનામખી તોલા ૫, વરીઆળી તોલા ૨ાા, ગંધકનાં ફુલ તોલા ૨ાા, જેઠીમધનો ભુકો તોલા ૫ અને સાકર તોલા ૧૫ લઇ તેમાંની ફાકી સાંજરે સુતી વખતે અગર સવારસાંજ અડધા રૂપીઆ-

ભાર લેવી. અને તે સાથે (૪) આંબાહળદર અને ફટકડીના પાણીમાં થેપલી કરી હરસ ઉપર બાંધવી; (૫) થોરના દુધમાં મેળવીને હળદરના ચૂર્ણનો લેપ કરવો. (૬) કુકડાની હગાર, ચણોઠી અને હળદરનું ચૂર્ણ તેનો ગાયના મૂત્રમાં લેપ કરવો. (૭) દુધીયો વછનાગ, ચિત્રક, નેપાળા અને સાજીખારનો ગાયના મૂત્રમાં લેપ કરવો. (૮) બે ચણોઠીભાર મોરથુથુ દહીંની પરાશમાં કાલવી ચોપડવું. આ પ્રમાણે કરતાં પણ મસાએ દાહ બહુ થાય તો (૯) બોદારસીંગ, પાપડીઓ કાથો, જસતનું કાસાંજણ, અને એલાયચી એ ચારથી અડધું કપુર અને એ સર્વે વસ્તુઓ કરતાં ચાર ગણું ગાયનું ઘી એ સર્વને એક કરી હજાર વખત પાણીથી ધોઇ મલમ બનાવી હરસના મસા ઉપર ચોપડવું. આ મલમ ગરમીથી થયેલા દુઝતા મસાનો રામબાણ ઇલાજ છે. (૧૦) છાશ–હરસનો સર્વોતમ ઉપાય છે. ધાટી છાશમાં સિંધાલુણ કે મીઠું નાંખી તે ખોરાકની સાથે લેવી. તેથી બળ અને અગ્નિ વધે છે. આ રોગમાં બ્રહ્મચર્ય રાખવું. (૧૧) ગોળ સાથે હરડેનું સેવન કરવું. (૧૨) ગાયના મૂત્રમાં પકાવેલી હરડેનું સેવન કરવું. (૧૩) શતાવરીના મૂળનો કલ્ક દુધમાં ઉકાળીને દુધ પીવું. લોહીના સ્રાવ સાથે મસા ઉપર (૧૪) સાટોડી, ચિત્રક અને સુંઠનો કવાથ દુધમાં કરીને પીવો. (૧૫) લીંબોળીનાં બીજ અને એળીઓ તેની રસવંતીના પાણીમાં ચણોઠી જેવડી ગોળીઓ કરવી, તેમાંથી સવાર, બપોરને સાંજરે એકેકી ગોળી લેવી. આ પ્રમાણે કરવાથી ઝાડો સાફ આવશે અને હરસનો દુઃખાવો ઓછો થશે. કેટલીક વખતે ઉપર પ્રમાણે કરતાં પણ મસા નરમ નથી પડતાં અને ઘણી વેદના થાય છે. માટે (૧૬) માણસનાં હાડકાંનો ભૂકો તોલો ૧, શોધેલું મોરથુથુ તોલો ૧, અને દાલચીકણો તોલો ૦ાા, એ ત્રણને વાટી તેનું ધોયેલા ગાયના ઘીમાં મલમ કરી ચોપડવું. (૧૭) સુકાં લીંબડાનાં પાન, યવાની અજમો અને કપીલો એ ત્રણ મળીને એક ભાગ અને શાહુડીનાં કાંટા બે ભાગ. આ વસ્તુઓ ઘીમાં મેળવી તેનો

ધૂપ લેવો. (૧૮) સુરણ એ હરસનો સારો ઉપાય છે. સુરણનું યુક્તિથી સેવન કરવામાં આવે તો, તે હરસનું મૂળ કાઢે છે. સુરણનો પાક, સુરણનું શાક, સુરણનો લાડુ અગર શીરો થઈ શકે છે. **સુરણ વટક બૃહત્સુરણ વટક** અને તેના મોદકમાં મુખ્ય ભાગ સુરણનો આવે છે. (૨૦) **નાગકેસર**—રક્તાર્શ એટલે લોહી પડતું હોય તેને અટકાવવામાં સારૂં કામ કરે છે. નાગકેસરનું ચૂર્ણ તોલો ૦।।, માંખણ તોલો ૧ અને સાકર તોલો ૦।। એ ત્રણને એક કરી સવારમાં ચાટવું. અને તેજ પ્રમાણે નાગકેસર તોલો ૦।।, કાળા તલ તોલો ૦।।, માંખણ તોલો ૧।। અને સાકર તોલો ૧ મેળવી કાલવીને ચાટવું. (૨૧) ભીલામાં પણ હરસમાં સારો ફાયદો આપે છે, ભિલામાં, બાલ હરડે (હીંમજ) અને તલ તેનું ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ મેળવી મોટા બોર જેવડી ગોળીઓ કરવી, તેમાંથી એકેકી ગોળી લેવી.

**લોહી પડતું હોય તેને અટકાવવાના શાંત ઉપાયો**–(૨૨) દાડમના દાણા તોલા ૨, સાથે બમણી સાકર મેળવી તેમાં બારગણું પાણી નાંખી હલાવી, તે પાણી પીવું, આ પ્રયોગ સાત દિવસ કરવાનો છે. બાર તોલા માંખણ સાથે ઘઉંનાં ફુલકાં ખાવાં. તેલ, આંબલી, મરચું અને મીઠું બંધ કરવું. (૨૩) આંબલીના મોહોરનો કલ્ક કરી તેને પાણીમાં વાટી લુગડે ગાળી, તેમાં મીઠું નાખી પી જવું. (૨૪) અંઘેડીનો કલ્ક છાશ સાથે ઓગાળી પીવો. (૨૫) લીંબડાનાં પાન નં. ૪, બકાન લીંબડીનાં પાન નં. ૪ અને હજારી ફુલ નં. ૧ એ ત્રણને નવટાંક પાણીમાં વાટી તેનો રસ કહાડી અડધા રૂપીઆભાર સાકર નાંખી પી જવો. (૨૬) કડાછાલનું ચૂર્ણ તોલો–૧, સેકેલા ચણા ફોતરા વગરના તો. ૧ અને સાકર તોલો ૦।।।, એ ત્રણનું ચૂર્ણ સવારસાંજ લેવું. (૨૭) મૂળાનો રસ તોલા ૨, અને સાકર તોલો ૧ નાંખી પી જવું. (૨૮) ગાજરને સુકવી તેને ખાંડી તેનું ચૂર્ણ સવારસાંજ અડધા રૂપીઆભાર છાશ સાથે લેવું. ( ૨૯ ) ધારોષ્ણ ગાયનું દુધ તોલા ૧૬ માં એક લીંબુનો રસ નાંખીને તુરત પી જવું. ઉપર

પ્રમાણે ઉપાયો કરતાં પણ ઘણી વખતે અંદરના મસામાંથી લોહી પડે છે તે બંધ થતું નથી માટે (૩૦) અજમો, ખોઠી અજમોદ, સુરમો, ફટકડી, દરેક પાપા રૂપીઆભાર અને હરડેદળ અને પ્રવાલ ભસ્મ અડધો અડધો તોલો, આંબલાં અને બેહેડાં પાપા તોલો, મોતી બે આનીભાર અને ગુગળ તોલા ૩ લેવાં. પ્રથમ ઉપરની વસ્તુઓનું ચૂર્ણ કરી ગુગળને પાણીમાં પલાળીને પાતળો કરવો. તેમાં ઉપરનું ચૂર્ણ નાંખી વાલના દાણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર સાંજ એકેકી ગળવી. કેટલીક વખતે દુઝતા મસા સાથે તાવ આવે છે તેમ શરીરે દાહ થાય છે માટે (૩૧) ઇસબગોળ તોલો ૧ તેને રાત્રે પાણીમાં પલાળી તેના લુઆબમાં સાકર તોલો ૦ાા મેળવી ચાટવું. (૩૨) માખણ તોલા ૨, એલાયચી તોલો ૦ાા, અને સાકર તો. ૦ાા મેળવી સવારમાં ચાટવું. આ પ્રમાણે ઔષધોપચાર કરવાની સાથે અંદરના મસામાં દાહ બહુ થતો હોય તો (૩૩) અફીણ તોલો ૦ાા, કપુર તો. ૦ા, સીંદુર તો. ૦ાા, જસતનાં ફુલ તો. ૦ાા અને ગાયનું ધોયેલું ઘી તોલા ૩ લઈ તેમાં મલમ કરીને અંદરના ભાગમાં ચોપડવું. આ મલમ કરતાં પણ બહુ બળતરા થાય તો બરફનો કટકો અંદર રાખવો.

આ રોગમાં આખું શરીર પીળું પડી જાય છે, **અને હાથે પગે અને મોઢા ઉપર થેથર** જણાય છે. જેથી સાધારણ માણસોને પિત્તકમળીનો રોગ થયાનું જણાય છે. આવા રોગમાં બરાબર નિદાન સાથે ચિકિત્સા કરવાની જરૂર જણાય છે. હરસના વ્યાધિમાં કેટલીક વખતે તાવ, બરોલ, ઝાડા અને લીવર (યકૃત્)નો દુઃખાવો થાય છે. માટે. ઉપરના ઉપચારોની સાથે **અભયારિષ્ટ, રોહિતારિષ્ટ, કુટજાવલેહ, કુમાર્યાસવ, દ્રાક્ષાસવ** વગેરેનો ઉપયોગ કરવો.

**પથ્યાપથ્ય**—હરસના દરદીએ ઝાડો પેસાબ રોકવાં નહિ, સ્ત્રી સંગ કરવો નહિ, ઘોડા વગેરે વાહનોની પીઠ ઉપર બેસવું નહિ. ગરમ પદાર્થ ખાવા નહિ. છાશ અને સુરણનો વધારે ઉપયોગ કરવો.

ખોરાક હલકો અને પચે તેવો લેવો. મસા કઢાવવામાં બહુ સાવચેતી રાખવાની છે. લેભાગુ કાઢનારાઓથી ભરમાઈ જઇ મસા કઢાવવા નહિ અને તે છતાં કઢાવવાની મરજી થાય તો વિદ્વાન વૈદ્ય ડૉકટરોના હાથે કઢાવવા.

## મંદાગ્નિ અને અજીર્ણ.

### Lost of Appetite & Indigestion

અગ્નિમાંદ્યના દેશી વૈદ્યકશાસ્ત્રે ચાર ભાગ પાડયા છે. (૧) મંદ (૨) તીક્ષ્ણ (૩) વિષમ અને (૪) સમ. જે માણસોનો જઠરાગ્નિ સમ છે, તેને અન્ન પાચન સારી રીતે થાય છે, જેનો જઠરાગ્નિ મંદ છે, તેને થોડું ખાધેલું પણ પચતું નથી. વિષમ અગ્નિવાળાને કોઈ વખતે પચે છે અને કોઈ વખતે પચતું નથી. ખોરાક વધારે લીધા છતાં પણ જેને પચી જાય છે, તે માણસનો તીક્ષ્ણ જઠરાગ્નિ સમજવો. સમ પ્રકારનો જઠરાગ્નિ શ્રેષ્ટ ગણાય છે. મંદાગ્નિ અને અજીર્ણ એ બંને રોગો એકબીજા સાથે સંબંધ ધરાવે છે. અજીર્ણના ચાર પ્રકાર છે. (૧) આમાજીર્ણ, (૨) વિદગ્ધાજીર્ણ, (૩) વિષ્ટમ્ભાજીર્ણ, અને (૪) રસાજીર્ણ. **અજીર્ણના બીજા ઉપદ્રવો**—અજીર્ણમાં વિષૂચિકા, કોલેરા, અલસક અને વિલંબિકા નામના રોગ થાય છે. અજીર્ણનો વ્યાધિ સાધારણ જણાય છે, પણ કેટલીક વખતે ગંભીર સ્વરૂપ પકડે છે, અને તેમાં બીજા ઘણા દરદોનું મૂળ રોપાય છે, માટે શરીરમાં લગાર અજીર્ણ વિકાર થયો કે તેનો તરત ઉપાય કરી દુર કરવાની આવશ્યકતા છે.

**કારણ**—અજીર્ણ થવાનાં કારણથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે! પાચન શકિત ઉપરાંત ખાવાથી અને ખાધેલો ખોરાક હજમ નહિ થવાથી અજીર્ણ થાય છે. એકી વખતે વધારે અને ભારે પદાર્થ ખાવામાં આવે, કાચું ખાવામાં આવે, અનિયમિતપણે ખાવામાં આવે, પચ્યા વિના ખાવામાં આવે, ઉતાવળમાં અથવા દાંત, મોઢું

દુઃખવાથી અનાજ બરાબર ચાવ્યામાં ન આવે, વગેરે કારણોથી અજીર્ણ થાય છે. દારૂ, ભાંગ, તમાકુ, વ્યભિચાર, ચિંતા, ઉજાગરો, અને તન અને મનનો શ્રમ વગેરે કારણોથી પણ અજીર્ણનું મૂળ રોપાય છે.

**લક્ષણ**—કોઈ વખત ખાટા અથવા વાયુના ઓડકાર આવે છે; પેટ ચઢેલું માલુમ પડે છે. ઝાડો સાફ ઉતરતો નથી. ગોળ, ઉછાળો અને ઉલટી થાય છે. જીભ ઉપર સફેદ છારી વળે છે. ગળામાં, છાતીમાં, અને પેટમાં બળે છે, છાતીનો ધબકારો વધે છે, માથું ચઢી આવે છે, ચુંક આવે છે, અરૂચી રહે છે, મોઢું વાસ મારે છે, ઉંઘ આવતી નથી, પેટમાં ગુડગુડ બોલે છે. મળદ્વારથી દુર્ગંધીવાળો પવન છુટે છે, અજીર્ણથી મન ઉપર ઘણી ખરાબ અસર સાથે બેચેનપણું અથવા દીલગીરી થાય છે. વિશેષમાં જણાવવું જોઇએ કે, એક એવા પ્રકારનું અજીર્ણ થાય છે કે, તેમાં ભૂખની શાંતિ થતી નથી, ખાધું હોય તો પણ ભૂખની ભૂખ લાગેલી હોય છે. તેને દેશી વૈદ્યકમા "ભસ્મક રોગ" કહે છે.

**ઉપાય**—અગ્નિમંદતા અને અજીર્ણનું જે કારણ જણાય તે દુર કરવું. કોઈપણ ઔષધ આપવા પહેલાં વમન અને સામાન્ય વિરેચન આપવું. ઘણું ખાવામાં આવ્યું હોય તો ઉલટી કરી કાઢી નાંખવું. ઉલટી આપોઆપ થતી હોય તો અટકાવવી નહીં. ગરમ પાણી અગર તેની અંદર મીઠું નાંખી પીવાથી અગર મોઢામાં આગળાં ઘાલવાથી ઉલટી થશે. ૧ **આમાજીર્ણમાં**—ઉનું પાણી પીવું. ૨ **વિદગ્ધાજીર્ણમાં**—મળશુદ્ધિ સાથે ઠંડુ પાણી પીવું. ૩ **વિષ્ટબ્ધાજીર્ણમાં**—પેટ ઉપર શેક કરવો. ૪ **રસાજીર્ણમાં**—સુઇ રહેવું અને એક દિવસ લંઘન કરવું. હલકો અને પચે તેવો ખોરાક લેવો. જઠરાગ્નિ પ્રદિપ્ત કરવા (૧) લીંડીપીંપર, સિંધવ અને હીંમજનું સમભાગે કરેલું ચૂર્ણ પા પા રૂપીઆભાર ઉના પાણી સાથે સવાર સાંજ લેવું. (૨) સંચળ, બીડલવણ, સુંઠ, મરી, પીંપર, હરડે, હીંમજ, જીરૂ, શાહજીરૂ, અજમો, અજમોદ, ધાણા, ચિત્રો, અને આંબલીના

છોડનો ભૂકો એ સર્વનું સમભાગે ચૂર્ણ કરી સવાર સાંજ અડધા રૂપીઆભાર લેવું. આ ચૂર્ણ દીપન અને પાચન કરી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. આ સાથે (૩) સિંધવ, સમુદ્રમીઠું, સુંઠ, એલાયચી, જીરૂ, મરી, બાવળનો ગુંદ પ્રત્યેક પા પા રૂપીઆભાર અને હીંગ બે આનીભાર એ બધાનું ચૂર્ણ કરી ગુલાબજળમાં ખરલ કરી ચણી બોર જેવડી ગોળીઓ કરવી. અકેકી ગોળી સવાર, બપોરને સાંજરે લેવી. આ ગોળીઓ અગ્નિમાંદ્ય અને અજીર્ણમાં સારો ફાયદો કરે છે. કેટલીક વખતે અજીર્ણમાં ઝાડો કબજીયત થઇ જાય છે માટે (૪) હીંમજ, હરડે, સુંઠ, સિંધવ અને સંચળની સમભાગે ફાકી લેવી એટલે ઝાડો સાફ આવશે. અજીર્ણમાં કેટલીક વખતે ચુંક આવે છે અને આફરો ચઢે છે માટે (૫) સંચળ, નવસાર, આકડાનાં ફુલ મરી, અને સુંઠ સમભાગે લઇ લીંબુના રસમાં ચણોઠી જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર સાંજ બબે ગોળીઓ લેવી. (૬) શુધ ઝેરકોચલાં, નવસાર અને હીંગનું સમભાગે ચૂર્ણ કરી તેની લીંબુના રસમાં, દાડમના રસમાં અને બીજોરાના રસમાં ત્રણ ત્રણવાર ભાવના આપી ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી બબે ગોળીઓ લેવી. (૭) સુંઠ, સિંધાલુણ, શોધેલો ગંધક, મરી, પીંપર, જીરૂ, શાહજીરૂ અને હીંગનું સમભાગ ચૂર્ણ કરી તેમાંથી પાપા રૂપીઆભાર ચૂર્ણ સવાર સાંજ લેવું. (૮) હરડે, સુંઠ, વાવડીંગ, સંચળ, મરી, પીપર અને હીંગનું ચૂર્ણ લેવું. અજીર્ણમાં કેટલીક વખતે ઝાડા થાય છે માટે (૯) **આનંદભૈરવરસ**ની ગોળી સવાર સાંજ અકેકી નાગરવેલના પાન સાથે લેવી. અથવા (૧૦) અફીણ ૧ ભાગ, પીંપર, ૧ ભાગ અને શુદ્ધ ઝેરકોચલાં બે ભાગ લઈને તે ગુલાબજળમાં ખરલ કરી ચણોઠી જેવડી ગોળીઓ કરવી. તેમાંથી અકેકી ગોળી સવારસાંજ લેવી. અને તે સાથે (૧૧) **અગ્નિતુંડીવટી**ની ગોળીઓ બબે બપોરે લેવી. અને ભોજન કરતી વખતે સવાર સાંજ **હીંગ્વાષ્ટક ચૂર્ણ** અડધા રૂપીઆભાર ભાત અને ઘી સાથે મેળવી લેવું.

અજીર્ણમાં ઉલટી થતી હોય તો રાઇનું પ્લાસ્ટર છાતીએ લગાડવું. અને તે સાથે **શંબુકાદિવટી** સવાર સાંજ બબે લેવી ( **બનાવટ** ) શંખભસ્મ તો. ૨; મરી તો. ૨; સિંધાલુણ તો. ૨; મીઠુ તો. ૨: પીંપર તો. ૨; બીડલવણ તો. ૨ અને સંચળ તો. ૨. આ સર્વને બીજોરાના રસમાં ત્રણ દિવસ ખરલ કરી ચણીબોર જેવડી ગોળીઓ કરવી. ઉપર પ્રમાણે ઉપચારો કરતાં પણ અજીર્ણનો વિકાર શાંત ન થાય તો **નાગાર્જુન રસ**ની માત્ર અડધી-અડધી રતી સવાર સાંજ આદાના રસમાં આપવી. **નાગાર્જુન રસ**–શુદ્ધ પારો તો ૧; શુદ્ધ વચ્છનાગ તો ૧; શુદ્ધ ટંકણ તો. ૧; શુદ્ધ ગંધક તો. ૧; સુંઠ તો. ૩, મરી તો. ૩, પીપર તો. ૩. સર્વને તુલસીના પાન અને આદાના રસમાં ત્રણ ત્રણ વખત ભાવના આપવાથી રસ તૈયાર થાય છે. આ રસ અજીર્ણના વિકારમાં સારો ફાયદો આપે છે. અજીર્ણનો વિકાર જેમ જેમ ઓછો થતો જાય તેમ તેમ ખોરાક હલકો અને પચે તેવો લેતા રહેવું અને કસરત કરવાની ટેવ રાખવી. આ ઉપરાંત કેટલીક નીચે બતાવેલી દવાઓ લેવા ભલામણ કરીએ છીએ. **અગ્નિકુમાર રસ, રામબાણરસ, ક્રવ્યાદરસ, વડવાનલ ચૂર્ણ, ભાસ્કરલવણ ચૂર્ણ, શંખવટી** વગેરે ઓષધીઓ યોગ્ય અનુપાન સાથે લેવાથી સારો ફાયદો કરે છે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) અગ્નિપ્રદિપ્ત કરનારા હલકા પદાર્થો, જૂના મગ, જૂના ચોખા, લસણ, સરગવાની શીંગો, પરવળ, વંત્રાંક, કારેલાં, મૂળા, જાંબુ, સુંઠ, જીરૂં, અજમો, મેથી, ધાણા, દહીં, છાશ, કડવા અને તીખા રસ, આંબળાં, જુનું કહોળું, નારંગી, દાડમ, લીંબુ, મધ, હીંગ, આદુ વગેરેનું સેવન કરવું સારૂં છે. (અપથ્ય) ઝાડો, પેસાબ અને અપાનવાયુ એટલે વાછુટનું રોકાણ, રેચ, ઘણું ખાવું, ઉજાગરો, મિષ્ટાન્ન, વિરૂદ્ધ અન્નપાન વગેરે.

# કોલેરા-( *Cholera* ).

આ મહાન ભયંકર રોગને કોલેરા, કોગળીયું, મહામારી અને વિષૂચિકા એ નામથી ઓળખવામાં આવે છે. આ રોગથી કોઇ પણ માણસ અજાણ્યું હશે નહિ. અજીર્ણ રોગનો એક ભાગ કોલેરા છે. જે અજીર્ણમાં સોયો ધોંચ્યા જેવી શરીરમાં વાયુની પીડા થાય છે; તેને વૈદ્યો વિષુચિકા કહે છે. જે માણસો આરોગ્યતાના નિયમોના મર્મને જાણી મિતાહાર કરે છે, તેઓને કોલેરાનો વ્યાધિ થતો નથી, પણ જે અજ્ઞાનિ છે, અને જેની ઈંદ્રિયો પોતાના વશમાં રહેતી નથી, અને જેને આખો દિવસ ખાવાનો ચસકો છે, તે માણસોને કોલેરા લાગુ પડે છે. આ દરદ એટલું ઝેરી અને જોરાવર છે કે તેનું નામ સાંભળતાંજ ગરીબ, તવંગર, રાજા કે રંક સર્વે તેના ભયથી ધ્રુજી જાય છે.

**કારણ**—(૧) ગંદકી (૨) અસ્વચ્છ હવા (૩) ખરાબ પાણી (૪) ટાઢો અને વાસી ખોરાક (૫) અમિતાહાર (૬) સડેલો ખોરાક (૭) અતિશય માંખો અને મચ્છર (૮) કરમીયાં (૯) વિરેચન પદાર્થો નું સેવન કરવું (૧૦) તાપમાં ફરી આવ્યા પછી તરત પાણી પીવું. અથવા ખોરાક લેવો (૧૧) ચોમાસાનુ ગંદુ પાણી પીવું વગેરે કારણોથી કોલેરા ઉત્પન્ન થાય છે.

**લક્ષણ**—(૧) પ્રથમ ઝાડો થઇ તરત શરીર શિથિલ અને શીતળ થાય છે. (૨) મૂર્છા આવે છે. (૩) પાણીનો શોષ પડે છે. (૪) ઉલટી થાય છે. (૫) ચુંક આવે છે. (૬) ચકરી અથવા ફેર આવે છે. (૭) શરીરનો રંગ બદલાઇ જાય છે. (૮) જીભ કાળી પડે છે. (૯) હાથપગ ઠંડા પડે છે. (૧૦) છાતીએ અમુંઝણ થાય છે. (૧૧) હાથે પગે ગોટલાં ચડે છે. (૧૨) શરીરની નસો ખેંચાય છે. (૧૩) પેસાબ બંધ થઇ જાય છે. (૧૪) આંખોમાં ખાડા પડે છે. (૧૫) બગાસાં બહુ આવે છે. (૧૬) શરીરમાં સોયો ધોંચ્યા જેવી વેદના થાય છે. (૧૭) નાડીની ગતિમંદ પડી જાય છે. (૧૮) હૃદય નબળું પડતું જાય છે.

(૧૯) બોલતાં જીભનો લોચો વળે છે. (૨૦) શ્વાસોશ્વાસ અને રક્તાભિસરણ મંદ પડીને શરીર લેવાઇ જાય છે. વગેરે લક્ષણોમાં પ્રથમ ફક્ત ઝાડો તથા ઉલટી થાય છે. ઝાડા અને ઉલટી સાથે હાથે પગે ગોટલાં ચઢે છે.

**ઉપાય**—આ રોગની ચિકિત્સા કરતાં પહેલાં ઘણો વિચાર કરવાનો છે. કોલેરાના દરદીનો ઝાડો પેશાબ બિછાનામાં કરાવવાં. શરીર ઠંડુ પડવા માંડે કે તુરત (૧) કળથી અને સુંઠનો ભુકો ઉનો કરી શરીરે ઘસવો અથવા શેક કરવો. રાઇનું પ્લાસ્ટર છાતીએ રાખવું. તરસ બહુ લાગે તો લોબાનથી ઝામેલું પાણી પાવું અગર ઉકાળી ઠંડુ કરેલું પાણી પાવું. ઝાડા અને ઉલટી એ કોલેરાનું મુખ્ય ચિન્હ છે. તે જણાયાની સાથે (૨) આદુ રૂા. ૧ ભાર, ફુદીનો રૂા. ૧ ભાર અને ડુંગલી રૂા. ૧ ભાર એ ત્રણને વાટી તેનો રસ કહાડી તેમાં તપાવેલી નાની ઠીંકરી બુઝાવી પી જવું. (૩) તજ તોલો ૦॥, એલાયચી તોલો ૦॥, મરી તોલો ૧, પીંપર તોલો ૧; તેનો કવાથ કરી પીવો. અથવા (૪) પાંચ રાતાં મરચાં અને સાત પતાસાંને વાટી ૧૬ તોલા પાણીમાં પલાળી તેને ગાળી તે પાણીમાંથી બબ્બે તોલા પાણી બબ્બે કલાકે આપવું. કોલેરામાં અફીણની દવા સારો ફાયદો કરે છે પણ પેટ ચઢવાનો સંભવ રહે છે માટે બહુ સાવચેતીથી આપવું. (૪) અફીણ, હીંગ, મરી, બરાસકપુર, મરચાનાં બી, એ ઔષધોને વાટી તેની ગોળીઓ નાગરવેલના પાનના રસમાં મગ જેવડી કરવી. તેમાંથી એકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે લેવી. આ પ્રમાણે આપવાથી પેટ ચઢે તો તે બંધ કરીને (૫) કસ્તુરી વાલ ૧, બરાસકપુર વાલ ૧ અને સુંઠ બેઆનીભાર એ ત્રણેની મધ સાથે ત્રણ ગોળીઓ કરવી; તે બબ્બે કલાકે એકેકી લેવી. (૬) જાયફળ, જાવંત્રી, એલાયચી, કેસર, સુંઠ, મરી અને લીંડીપીંપર સમભાગે લઇ તેમાં હીંગ બેઆનીભાર નાંખી તેની આદાના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી બબ્બે કલાકે એકેકી ગોળી લેવી. શરીર બહુ ટાઢું પડતું જાય

તો (૭) લસણુ, અજમો, ઘોડાવજ અને સુંઠ તેલમાં કકડાવીને, તે તેલ શરીરે માલીસ કરવું. અથવા (૮) પીપરમીંટનું તેલ ચોળવું. આ રોગમાં કેટલીક વખતે દવા આપીએ છીએ તે નીકળી જાય છે, માટે પ્રથમ રાઇનું પ્લાસ્ટર કાળજે લગાડીને દશ મિનિટ થયા પછી સૂતે સૂતે દવા આપવી. કોલેરાના દરદીને ઉઠવા બેસવા દેવો નહિ. (૯) કપુર કોલેરામાં સારો ફાયદો કરેછે. કપુરનો અર્ક અથવા કપુર વા. ૧ અને અજમાના ફુલ વા. ૧ લઈ મેળવી, તેને સોળ રૂપીઆભાર પાણીમાં નાંખો એક રસ થાય ત્યારે તેમાંથી બબે કલાકે બબે રૂપીઆભાર પાણી લેવું. (૧૦) શુદ્ધ ઝેરકોચલાં, હીંગ, અને નવસારની પાણીમાં કરેલી ગોળી લેવી. ઉપર પ્રમાણે કરતાં જ્યારે ઝાડો અને ઉલટી બંધ ન થાય ત્યારે (૧૧) **મહામૃત્યુંજયવટી**ની ગોળી કલાકે કલાકે આદાના રસમાં વાટીને આપવી. (**બનાવટ**) શુદ્ધ પારો તોલો ૧, શુદ્ધ ગંધક તોલો ૧, શુદ્ધ વછનાગ તોલો ૧, સુંઠ તોલો ૧, પીંપર તોલો ૧, અજમો તોલો ૧, જીરૂ તોલો ૧, સિંધવ તોલો ૧, ટંકણ તોલો ૧, બરાસકપુર તોલો ૦॥, લોબાન તોલો ૧, શંખભસ્મ તોલો ૧, એ સર્વેની લીંબુના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી. કેટલીક વખતે પેસાબ બંધ થઇ જાય છે, અને પેઢામા દુઃખાવો થઇ આવે છે તે વખતે (૧૨) કેસુડાનાં ફુલ વરાળીયાં કરી પેડુ ઉપર બાંધવાં અથવા રાઇનું પ્લાસ્ટર મુકવું અને તે સાથે (૧૩) લીંબોળીનાં બીયાંને વાટી તેમાંથી બબે આનીભાર ચૂર્ણ બબે કલાકે પેસાબ થતાં સુધી ટાઢા પાણી સાથે ફકાવવું. આ રોગમાં એકદમ ઝાડો અને ઉલટી બંધ કરવામાં આવે છે તો તેનું પરિણામ ઘણુંજ વિપરીત આવે છે માટે યુક્તિથી પેટ ચડે નહિ અને ઝાડો અને ઉલટી બંધ થાય તેવી રીતે ઔષધોપચાર કરવાની વધારે જરૂર છે. આ પ્રમાણે ઉપચારો કરતાં દરમીયાન હૃદયની મંદતા તેમ નાડીની મંદતા જણાય તો (૧૪) કસ્તુરી એકેક રતિ મધમાં ચટાડવી અથવા (૧૫) **હિરણ્યગર્ભ**ની માત્રા તુલસીના પાંનના રસમાં બબે ત્રણ ત્રણ ઘસરકા ઘસી તેમાં

રતી પ્રમાણુ કસ્તુરી મેળવી તે રસ પાવો. આ રોગમાં જે જેવખતે જે જે ચિન્હો જણાય તેને માટે યોગ્ય ઉપાયો લેવા. આ રોગમાં (૧૬) **કર્પુરાદિવટી**ની બબ્બે કલાકે અકેકી ગોળી લેવાથી ઘણો સારો ફાયદો થાય છે, **(બનાવટ)** અફીણુ તોલો ૦ાા, બરાસકપુર તોલો ૧, હીંગ તોલા ૨, મરી તોલા ૪; તુલસીના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. (૧૭) **લશુનાદિવટી**ની અકેકી ગોળી બબ્બે કલાકે લેવી. **(બનાવટ)** લસણુ તોલો ૧, જીરૂ તો. ૧; શુદ્ધ ગંધક તો. ૧; સીંધાલુણુ તો. ૧, સુંઠ તો. ૧, મરી તો. ૧, પીંપર તોલો ૧, ફુલાવેલી હીંગ તોલો ૦।; આ દવાઓને ખાંડી ચાળી મિશ્ર કરી તેની ચણીબોર જેવડી ગોળીઓ લીંબુના રસમાં કરવી.

કોલેરામાં દરદીને (૧૮) તજ, એલાયચી, ફુદેનો અને પીંપરીમૂળના ગંઠોડાનો પાણીમાં ઉકાળો કરીને આપવો અગર પીંપરીમૂળના પાણીની રાબડી વગેરે પ્રવાહી પદાર્થ વારંવાર આપતા રહેવું. ડાંગરની ધાણીને દળી તેની રાબડી કરીને આપવી. કોલેરાના ઝાડા અને ઉલટીમાંથી બચ્યા પછી સારો થવા પેહેલાં દરદીને ઘણી-વાર તાવ આવે છે, અને તેની સાથે બકવા કરી બેશુદ્ધ થઈ આદમી પડી રહે છે. આ પ્રમાણે ચિન્હો જણાય તે વખતે (૧૯) **નાગાર્જુનરસની** (પા.૪૭)માત્રા રતિ રતિ આદાના રસમાં બબ્બે કલાકે આપવી એટલે શરીરમાં જાગૃતિ આવશે અને તાવ ઉતરી જશે. કોલરામાં જૂદે જૂદે વખતે વિરૂદ્ધ પ્રકારનાં ચિન્હો ઉત્પન્ન થાય છે. પ્રથમ ઝાડો ઉલટી થાય છે ત્યારે તેને બંધ કરવાનાં ઔષધોની જરૂર પડે છે. અને તે દરમીયાન આફરો આવી પેટ ચઢે ત્યારે તે વખતે અપાન વાયુની છુટ કરવાને માટે **હિંગ્વાદિચૂર્ણ** પાપા રૂપી-આભાર લેવું અને પેટ ઉપર દેશી સાબુ, એળીયો અકેક રૂપીઆ ભાર અને હીંગ રૂા. ૦। રૂપીઆ ભાર તેને પાણીમાં વાટી ઉનું કરી પેટ ઉપર ચોપડવું એટલે વાછુટ થઇને પેટ ઉતરશે. કોલેરામાં તરસ વધારે લાગે છે માટે પ્રથમ બતાવેલો ઉપાય કરવા છતાં પણ

શાંતિ ન થાય તો ધાણા અને વાળાનો ઉકાળો કરી તે પાણી ઠંડુ કરીને આપવું અગર બરફ ચુસવા આપવો. કોલેરામાં **લઘુક્રવ્યાદરસની** માત્રા ૧ વાલ થી ૩ વાલ સુધીની આદાના રસમાં અથવા છાશ, શેકેલું જીરૂ, શેકેલી હીંગ તથા સિંધાલુણ સાથે લેવી.

( ૧ ) **કોલેરાની ઉલટી**—આદુ તથા ફુદેનાનો રસ કહાડી તેમાં તપાવેલી ઠીકરી બુઝાવીને રસ પાવો. ડુંગળી સુંઘાડવી કે તેનો રસ પાવો. નાડીની ગતિ અને શક્તિ માટે કસ્તુરી આપવી. પેટ ઉપર રાઇનો લેપ મારવો. છાતીએ રાઇનું પ્લાસ્તર રાખવું.

( ૨ ) **કોલેરાની તરસ**—ધાણા અને ઉમથું જીરૂનો કવાથ કરી તેને ઠંડો કરી પાવો. બરફ ચુસવા આપવો. ધાણા અને વાળાનો કવાથ આપવો. વરીઆળીનું પાણી આપવું.

**પેસાબ બંધ થવાં માટે**—કેસુડાં વરાળીયાં કરી બાંધવાં; રાઇનું પ્લાસ્તર પેઢુ ઉપર મારવું. લીંબોળીનાં બીયાં ખાંડી આપવાં. દરદીને ગરમ પાણીમાં બેસાડવો અગર શેક કરવો. એલાયચી અને શીલાજીત પાણી સાથે આપવાં.

**પેટ ચડવું**—ઝાડો બંધ થઇને પેટ ચડે તો દેશી સાબુ, એળીયો અને હીંગનો ઉના પાણીમાં લેપ કરવો. હરડે, સાજીખાર અને હીંગ્વાષ્ટક ચૂર્ણની ફાકી આપવી; અથવા હરડે, સુંઠ, સંચળ અને હીંગની ફાકી આપવી.

**ખોરાક**—કાંઈ પણ ખોરાક આપવો નહિ. પ્રથમ બતાવેલો તજ, એલાયચી વગેરેનો ઉકાળો અગર મગના ઓસામણ સિવાય કાંઈ આપવું નહિ.

**સુચના**—કોલેરાના દરદીને ઝાડો ઉલટી પથારી આગળ સાવચેતીથી કરાવવાં કારણ કે વખતો વખત બેસઉઠ કરાવવાથી હૃદય નબળું પડી જાય છે. ( ૨ ) કોલેરાનું ચિન્હ માલુમ પડયા પછી કાળજે રાઇનું પ્લાસ્તર મારવું અને હાથે પગે સુંઠ અને કળ-

થીના ભૂકાને દેવતા ઉપર ગરમ કરી ઘસવો અથવા કપુરનું તેલ, નારાયણ તેલ, ટરપેન્ટાઇન વિગેરે હાથે પગે ચોળવું. ટુંકામાં હાથે પગે ગરમાઈ આવે તેવા ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) ગરમ મસાલાનો ઉકાળો, સાબુ ચોખાની કાંજી, મગનું ઓસામણ, કાગદી લીંબુનો રસ, જુના ચોખાની ધાણી, ચોખા તથા મગનું ઓસામણ, શક્તિ આવે ત્યારે નહાવું, બ્રહ્મચર્ય રાખવું. ( અપથ્ય ) ભારે પદાર્થ ખાવો નહિ, ઘી તથા તેમાં થતી ચીજો ખાવી નહિ, કસરત કરવી નહિ વગેરે.

---

## અરોચક–અરૂચિ–*Anorexia*

ખાધા ઉપર અરૂચિ એટલે ઇચ્છા થાય નહિ અથવા અન્ન દેખીને બકારી આવે તેને અરોચક રોગ કહેવામાં આવે છે.

કારણ અને લક્ષણ––વાત, પીત્ત અને કફને ઉશ્કેરનાર પદાર્થોનું સેવન કરવાથી, અજીર્ણના વિકારથી, કલેજાના દરદથી, જીર્ણજ્વરથી અને મગજના દરદથી અરૂચિ થાય છે. તેમજ શોકથી, ભયથી, ક્રોધથી, માનસિક પીડાથી અને મનને, આંખને તથા નાકને નહિ ગમનારા પદાર્થો જોવાથી પણ અરૂચિ ઉત્પન્ન થાય છે.

ઉપાય—(૧) અરૂચિ ઉત્પન્ન કરવાનાં કારણો ધ્યાનમાં લઇ તે કારણો દુર કરવાં. પ્રકૃત્તિ અને ઇચ્છાને અનુકુળ ખોરાક મળવાથી ખાવા ઉપર રૂચિ ઉત્પન્ન થાય છે, માટે ખાટાં, ખારાં, તીખાં અને મનગમતા પદાર્થોનું સેવન કરવું. અરૂચિ વાયુના કારણથી થઈ હોય તો વાયડા પદાર્થો ખાવાં નહિ, પિત્તના કારણથી થઇ હોય તો પિત્ત કરનારા પદાર્થો ખાવા નહિ અને કફના કારણથી થઇ હોય તો કફ કરનારા પદાર્થો ખાવા નહિ. (૨) કાળી દ્રાક્ષ, મરી, જીરૂં, શાહજીરૂં, વરીઆળી, કોકમ, સિંધવ અને દાડમના દાણાની ચટણી કરીને ખાવી. (૩) કાળી દ્રાક્ષ, સિંધાલુણ, પીપર, તજ અને શેકેલી હીંગ સમભાગે લઈ લીંબુના રસમાં ગોળીઓ કરી લેવી. (૪) **દાડિમા-**

**હિંચૂર્ણ**—દાડમના ખાટા દાણા તોલા ૧૬, હીંગ વાલ ૧, સિંધવ તોલા ૪, મરી તોલા ૪, જીરૂ તોલા ૪, મોટી એલચીના દાણા તોલા ૧, તેમાં સાકરનો પાઠ નથી છતાં પણ સાકર તોલા ૪ નાંખવી એટલે ઉત્તમ ચૂર્ણ થશે. તેનું સેવન કરવાથી રૂચિ સારી થશે. આ ચૂર્ણ દીપન અને પાચન કરનાર છે. (૫) કોકમ, ફુદીનો, સુંઠ, મરી, દરેક તોલો અડધો, લવીંગ તો.૦।, એલચી તો.૦।. દાડમના દાણા તોલા ૪, પીંપર તો. ૦।, સિંધવ તો. ૧, જીરૂ તોલો ૧, શાહજીરૂ તોલો ૧, અને સાકર સર્વેના સમાન લઇ તેનું ચૂર્ણ કરવું અને તે સવાર સાંજ અડધા રૂપીઆભાર લેવું. ( ૬ ) કોઠાનો ગર્ભ તોલા ૩, સાકર તોલા ૩, જીરૂ તોલા ૩, તજ તોલા ૨, સિંધવ તોલા ૨, ચૂર્ણ કરી લેવું. (૭) કાળીદ્રાક્ષ તોલા ૨, મરી તોલો ૧, પીંપર તોલો ૧, સુંઠ તોલો ૧, જીરૂ તોલો ૧, ફુદીનો તોલો ૧, કોથમીર તોલો ૧. સિંધવ તોલો ૧, સાકર તોલા ૨, આ સર્વનું ચૂર્ણ કરવું અગર ચટણી કરી લેવી. આદુ તથા લીલી હળદરના કકડા કરી સિંધવ મેળવી લીંબુના રસમાં મેળવીને લેવાથી રૂચિ થાય છે. (૮) જીરૂ તોલો ૧, મરી તોલો ૦॥, સાકર તોલા ૨, સિંધવ તોલો ૧, આ સર્વની લીંબુના રસમાં ગોળીઓ કરી લેવી. અરૂચિના રોગમાં કેટલીક વખતે ઝાડાનો ખુલાસો થતો નથી અને ઉલટીના ઉબકા આવે છે માટે (૯) કાળી દ્રાક્ષ તોલા ૪, હરડેદળ તોલા ૪, સાકર તોલા ૪, સોનામુખી તોલા ૪, સુંઠ તોલા ૨, અને સિંધવ તોલા ૩ ની લીંબુના રસમાં ગોળીઓ મોટા બોર જેવડી કરીને સવારસાંજ લેવી એટલે ઝાડાનો ખુલાસો થશે અને રૂચિ ઉત્પન્ન થશે. આ સાથે (૧૦) **હિંગ્વાદિચૂર્ણ** અડધા અડધા રૂપીઆભાર સવાર સાંજ બે વખત અઘોળ ભાત સાથે ઘી મેળવી ભોજન કરતાં પહેલાં લેવું. **અનાવટ**—સુંઠ, મરી, પીંપર, અજમોદ, સિંધવ, જીરૂ, શાહજીરૂ, એ સાત વસ્તુઓ સમભાગે અને હીંગ ફુલાવેલી તોલો ૦। લઇને ચૂર્ણ કરવું. (૧૧) **સરલભેદીવટી**—ફુદીનો તોલા ૫, મરી તોલા

૩, સંચળ તોલા ૨ાા ને વાટી તેની ગોળીઓ મગના દાણા જેવડી કરીને લેવી. (૧૨) **બીજોરાદીવટી**—સુંઠ તો. ૨, સિંધવ તોલા ૨, પીપર તો.૨; મરી તો. ૨, સંચળ તો. ૨, જવખાર તો. ૨, અજમો તો. ૨, પીંપરીમૂળ તોલા ૨, અકલકરો તોલા ૨, ફુલાવેલી હીંગ તોલો ૦ાા લઇ બીજોરૂં તથા લીંબુના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર, બપોરને સાંજરે બબે લેવી. (૧૩) **દ્રાક્ષાદિવટી**–દ્રાક્ષ તોલા ૫, સુંઠ તોલા ૨, મરી તોલા ૨, પીંપર તોલા ૨, જીરૂ તોલા ૨. તજ તોલો ૧, લવીંગ તોલો ૧, અકલકરો તોલો ૦ાા, ખારેક તોલા ૫, જાવંત્રી તોલો ૦ાા, એલાયચી તોલો ૦ાા, સિંધવ તોલા ૨, સંચળ તોલા ૨, અજમો તો; ૨, શુદ્ધ વછનાગ તો. ૦ાા, સાકર તોલા ૧૦, લીંબુના બશેર રસમાં ખરલ કરી ચણીબોર જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવાર સાંજ એકેકી ગોળી લેવી. આ ગોળીઓથી રૂચિ થાય છે અને અજીર્ણના તમામ વિકારો મટે છે. અરૂચિના રોગ ઉપર નીચે બતાવેલી દવાઓ ઘણું સારૂં કામ કરે છે. (૧૪) સુંઠ, મરી, પીંપર, જીરૂ, શાહજીરૂ, પ્રત્યેક તોલા ૨, અકલકરો તોલા ૩ સર્વની લીંબુના રસમાં ચણા જેવડી ગોળીઓ કરવી. (૧૫) **શરબત**—લીંબુ, બીજોરૂ, આદુ, ફુદેનો અને દાડમ; પ્રત્યેકનો રસ તોલા ૧૦, અને સાકર ચાર ગણી. તેમાં જીરૂ તોલો ૧, એલાયચી તોલો ૧ અને મરી તોલો ૦ાા નાંખી શરબત બનાવવો. તેમાંથી દરરોજ સવાર સાંજ રૂપીઆ ૧ ભાર લેવો; ફુદેનો (૧૬) શાહજીરૂ, જીરૂ, સિંધાલુણ, નાગકેસર, મરી, એલાયચી, દાડમ, આદુ, પ્રત્યેક અડધો અડધો તોલો લઈ તેનો કલ્ક કરી તેને લીંબુના રસમાં ખરલ કરી તેમાંથી દરરોજ સવાર સાંજ અડધા અડધા રૂપીઆભાર કલ્ક સેવન કરવો. (૧૭) સિંધવ તોલો ૦।, દીકામારી તોલો ૦।, મરી તોલો ૦। અને સાકર તોલો ૦ાા લઇ લીંબુનો રસ બમણો લઇ તેમાં ઉપરની વસ્તુઓનું ચૂર્ણ નાંખી ઉંનુ કરી ચાટવું. (૧૭)પીંપર, મરી, મોટી એલાયચી, અકલકરો પ્રત્યેક અડધો તોલો, શેકેલું જીરૂ અને શાહજીરૂ

પ્રત્યેક તોલો તોલો, તમાલપત્ર તોલા ૨, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, સુંઠ તોલા ૮, સિંધવ તોલા ૧૨, ખારેક ઠલીયા કહાડેલી તોલા ૨૪, આમાંથી પ્રથમ લીંબુના બશેર રસમાં ખારેકો પલાળવી અને પછી ઉપરનું ચૂર્ણ નાંખી એ સર્વ એક કરી પંદર દિવસ રાખી મુકવું પછી તેમાંથી એકેકી ખારેક સવાર, બપોર ને સાંજરે લેવી.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) મગ, તુવેર, સાઠીચોખા, ઘઉં, રીંગણા, કેળાં, પરવળ, દુધ, ઘી, લસણ, કેરી, દહીં, છાશ, કોહું, કારેલાં, ડુંગળી, રાઇ અને સુવા સર્વે હિતકર છે. ( અપથ્ય ) તરસ, ઓડકાર, તથા ભુખને રોકવી, અધિક ભોજન, શોક, ભય, ક્રોધ, લોભ, અને દુર્ગંધીવાળા પદાર્થોનું દર્શન અહિતકર છે.

## પાંડુરોગ—Anoemia.

પાંડુરોગ પાંચ પ્રકારનો છે. ( ૧ ) વાતપાંડુ ( ૨ ) પિત્તપાંડુ ( ૩ ) કફપાંડુ ( ૪ ) ત્રિદોષ પાંડુ અને ( ૫ ) મૃત્પાંડુ એટલે માટી વગેરે ખાવાથી થયેલો પાંડુ.

પાંડુરોગમાં શરીરમાં લોહી કમી હોય છે, અથવા લોહીનાં રજકણો કમી થવાથી લોહી ફીકું સફેદ લાગે છે.

**કારણ**—હરસ તથા સંગ્રહણીમાં લોહી પડવાથી, જખમમાંથી અથવા સ્ત્રીઓના રકતપ્રદર ( લોહીવા ), અતિ આર્તવ અને પ્રસવમાં બહુ લોહી જવાથી, લાંબો વખત તાવ આવવાથી, યકૃત ( લીવર ) માં બીગાડ થઇ પિત્ત બગડવાથી, બરોળ વધવાથી, અતિ સ્ત્રી સંગથી, મૂત્રપીંડના વ્યાધિઓથી અને બાળકોને એ ઉપરાંત માટી ખાવાથી પાંડુરોગ થાય છે.

**લક્ષણ**—શરીર ઉપરથી લોહી ઉડી જવાથી શરીર ધોળું અને ફીકું માલમ પડે છે. હોઠ, જીભ, મોં અને આંખ લોહી વગ-

રના ફીકાં લાગે છે. ચહેરા ઉપર થોથર ( સોજો ) લાગે છે. શરીરમાં નબળાઇ, શ્વાસ, મૂર્છા, ફેર, કાનમાં અવાજ અને માથામાં દરદ વગેરે થાય છે. ભુખ લાગતી નથી, અનાજ ઉપર અરૂચિ રહે છે, વારંવાર ઉલટી થાય છે, ખોરાક પચતો નથી, પેટમાં દબદબો રહે છે, ઝાડો કબજ રહે છે અથવા ઝાડા થાય છે. ઝાડામાં લોહી પડે છે, નસકોરી ફુટે છે વગેરે લક્ષણો હોય છે.

ઉપર પ્રમાણે સામાન્ય લક્ષણો ઉપરાંત દોષ પરત્વે જુદા જુદા લક્ષણો થાય છે તેનો વિચાર કરીને ઔષધોપચાર કરવો.

**ઉપાય**—આ રોગમાં જે કારણ જણાય તેને દૂર કરવું. (૧) લોઢાના વાસણમાં ઉકાળેલું દુધ સાત દિવસ પીવું. ( ૨ ) પટોળ, સુંઠ, કડુ, ગળો અને દેવદારનો કવાથ પીવો. ( ૩ ) ખાખરાના બીનો સ્વરસ મધ નાંખી પીવો. ( ૪ ) ત્રિફળા, નસોતર, વજ, દંતીમૂળ અને કંપીલાનું ચૂર્ણ લેવું. કેટલીક વખતે સોજા આવેલા હોય છે; માટે (૫) સાટોડી, લીંબડાની અંતરછાલ, પટોળ, સુંઠ, કડુ ગળો, દેવદાર અને હરડેનો કવાથ પીવો અને તે સાથે ( ૬ ) **મંડુર ભસ્મ** સવાર સાંજ બબે વાલ ગૌમૂત્ર સાથે લેવી. આ પ્રમાણે સાત દિવસ કરવાથી સોજા ઓછા થશે. આ રોગમાં લોહીનાં રજકણો વધવાની જરૂરછે. ઉપર પ્રમાણે ઔષધોપચાર કરતાં સોજા અને ફીકાશ ઓછી ન થાય તો (૭) **મંડુરવજ્રવટક**ની અકેકી ગોળી સવાર સાંજ ગાયના મૂત્ર સાથે લેવી. (**બનાવટ**) પીપર, પીંપરીમૂળ, ચિત્રક, ચવક, સુંઠ, મરી, દેવદાર, હરડાં, બેહેડાં, આંબળાં, વાવડીંગ, મોથ, દરેક બાર બાર તોલા અને મંડુર છત્રીસ તોલા લેવો. એ સર્વેને નવશેર ગૌમૂત્રમાં પકાવીને જ્યારે ઘન થાય ત્યારે પા પા રૂપીઆભારની ગોળીઓ કરવી. (૮) **પાંડુનિગ્રહવટી**ની ગોળી સવાર, બપોર ને સાંજરે અકેકી ગાયના મૂત્ર સાથે લેવી. ( **બનાવટ** ) મજીઠ, હીમજ, અને સોનામુખી એ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી તેને લોઢાની કડાઇમાં નાંખી લીંબુના રસમાં લીંબડાના દંડાથી સાત દિવસ ઘુંટવું અને

તેની ગોળીઓ મોટા બોર જેવડી કરવી. આ ગોળીઓ પાંડુ અને કમળામાં સારૂં કામ કરે છે. આ રોગમાં નીચે બતાવેલી દવાઓ ઘણું સારૂં કામ કરેછે. (૯) મંડુર તો.૨, હરડે તો. ૨ અને કડુ તો. ૪, તેનું ચૂર્ણ ગોમૂત્ર સાથે લેવું. (૧૦) ગાડાની મળીની ગોળીઓ ચણીબોર જેવડી કરી તેમાંથી સવારસાંજ એકેકી લેવી. (૧૧) કલમીસુરો તોલો ૧, અને સાકર તોલા ૫, આ બંનેનું ચૂર્ણ કરી તેમાંથી દરરોજ અડધો તોલો ચૂર્ણ ટાઢા પાણી સાથે લેવું. (૧૨) સોનામુખી તોલા ૨, ખજુર તોલા ૪, અને મજીઠ તોલો ૧. એ સર્વેને અધકચરાં કરી રાત્રે માટીના વાસણમાં ૧૮ તોલા પાણીમાં પલાળી અગાસીમાં મુકવું. સવારમાં તે ગાળી તે પાણીમાં રૂપીઆભાર સાકર નાંખીને પી જવું. આ રોગમાં **લોહભસ્મ, મંડુરભસ્મ, માક્ષિકભસ્મ, લોહાસવ, કુમારિકાસવ, દ્રાક્ષાસવ, દશમૂળારિષ્ટ, ચંદ્રપ્રભા** વગેરે દવા સારૂં કામ કરે છે.

**સ્ત્રીઓને આર્તવ (ઋતુ) સંબંધી પાંડરોગ હોય તો** (૧) એળીઓ તોલો ૧, હીરાકસી તોલો ૧, સુરોખાર તો. ૧, તેની ગોળીઓ ચણીબોર જેવડી કરી તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ આપવી. અને તે સાથે (૨) વાંસની ગાંઠો તોલા ૨, સુવા તોલા ૨, અને જુનો ગોળ તોલા ૨ નો કવાથ આપવો. આ સાથે **લોહાસવ** અગર **અશોકારિષ્ટનો** ઉપયોગ કરવો.

**નાનાં બાળકોને માટી ખાવાથી પાંડુ થાય છે**—તેને માટે (૧) **મંડુરભસ્મ** ની એકેક વાલની માત્રા સવારસાંજ મધમાં આપવી અને તે સાથે (૨) હરડે તોલો ૦I, કાળી દ્રાક્ષ તોલો ૦I, સાટોડીનાં મૂળ તોલો ૦I, સોનામખી તોલો ૦I, અને સુંઠ તોલો ૦I; તેનો કવાથ મધ નાખીને સવારસાંજ પાવો. તે ઉપરાંત ઉપર બતાવેલી દવાઓની યોજના કરવી.

પાંડુરોગમાં તાવ, ઝાડો અને મરડો વગેરે ઉપદ્રવો જે જે વખતે માલુમ પડે તે તે વખતે તે રોગનાં ઉપાયો ઉપર વિચાર કરી

પાંડુરોગના ઉપાયોની સાથે તેની પણ ચિકિત્સા કરવી. પાંડુરોગમાં તરસ બહુ લાગે તો દ્રાક્ષ અને વાળાનો ઉકાળો પીવો. પાંડુરોગમાં તાવ સાથે ઝાડો હોય તો **અગ્નિતુંડી વટી**ની ગોળીઓ સવારસાંજ એકેકી લેવી અગર તો **ચિંતામણી રસ** એકેક રતિ સવારસાંજ મધમાં લેવો. અથવા અતિવિષનું ચૂર્ણ કરી બબ્બે વાલ મધમાં ચાટવું. કેટલીક વખતે પગે સોજા ચડયા હોય તો પીલુડીનો રસ અથવા ધંતુરાનો રસ ઉંનો કરી ચોપડવો. અથવા દશાંગલેપ પાણીમાં ઉંનો કરી ચોપડવો.

---

## કમળો (Jaundice).

આર્ય વૈદ્યકશાસ્ત્રમાં પાંડુરોગમાં કમળો, હલીમક અને કુંભ કામળા એ પ્રમાણે ત્રણ પ્રકાર જુદા જુદા બતાવ્યા છે.

**કારણ**—પિત્ત યોગ્ય રસ્તે નહિ જતાં પાછું લોહીમાં દાખલ થાય છે, ત્યારે કમળો અગર પિત્ત કમળી થાય છે. મનની ચીંતા, દીલગીરી, મળમૂત્રના રોકાણ, ફેફસાં, મગજ તથા રક્તાશયનાં દરદો, જીર્ણતાવ, કલેજાનાં દરદ, પિત્ત કરનાર પદાર્થોનું અત્યંત સેવન વગેરે કારણોથી પણ કમળો થાય છે.

**લક્ષણ**—આંખોનો સફેદ ભાગ પીળો થાય છે. ઝાડો અને પેસાબ પીળો થાય છે; ચહેરો પીળો અને તેજહીન દેખાય છે, નખ, નેત્ર, અને ચામડી પીળી દેખાય છે, આળસ આવે છે, બેચેનપણું રહે છે, માથું દુઃખે છે, ઝાડો કબજ રહે છે, તરસ બહુ લાગે છે, તાવ રહે છે, શ્વાસ ચઢે છે અને આખું શરીર પીળું હળદર જેવું જણાય છે. કમળો જેમ વધારે રહે તેમ નબળાઇ વધતી જાય છે અને શરીર નંખાઈ જાય છે, ખોરાક બીલકુલ લેવાતો નથી, અને ઉબકા આવે છે. કેટલીક વખત શરીરમાંના કોઇપણ દ્વારથી જેમકે નાકમાંથી મોઢામાંથી અને ઝાડામાંથી લોહી પડે છે. શરીર અતિશય નબળું

થવાથી આંખે અંધારાં આવે છે અને પથારીમાંથી બેસવાની કે ઉઠવાની બીલકુલ શક્તિ રહેતી નથી.

**ઉપાય**—ઝાડો સાફ લાવવા માટે (૧) **દ્રાક્ષાદિપાચન**-કાળી દ્રાક્ષ, પિત્તપાપડો, ધાણા, કરીઆતુ અને વીરણના વાળાનો કવાથ કરી પાવો. (૨) ગળો અને કડુનો કવાથ લેવો. ત્યાર પછી (૩) ત્રિફળા, ગળો, દેવદાર અને લીંબડાની છાલનો કવાથ મધ નાંખીને પીવો. (૪) હળદર, સોનાગેરૂ અને આંબળાનું અંજન કરવું. (૫) કંકોડાના મૂળના રસનું તથા વાવડીંગ અને પીંપરનું નસ્ય લેવું. (૬) મંડુર, શિલાજીત અને મધ ગોમૂત્ર સાથે લેવાં. (૭) કડુનો ઉકાળો નવસાર નાંખીને લેવો. (૮) પાંડુરોગમાં ૧૧ ના નંબરમાં બતાવેલો ઉપાય કરવો. (૯) ફુલાવેલો નવસાર એકેક વાલ સવારસાંજ સાકરના ભૂકા સાથે લેવો. આ રોગમાં સવારે (૧૦) **કુમાર્યાસવ** આપવો અને સાંજરે **દ્રાક્ષાસવ સાથે લોહાસવ** આપવો. આ પ્રમાણે કરવાથી યકૃત અને બરોલની ગાંઠ મટતી જશે અને તે સાથે કમળીની કાળજે થયેલી ગાંઠ પણ ઓછી થશે. આ રોગમાં નીચે બતાવેલા કેટલાક પ્રયોગો સારૂં કામ કરે છે. (૧૧) ગળો, લીંબડાની છાલ, કરીઆતુ,કડુ,હરડે,બહેડાં, આંબળાં અને અરડુસાનો કવાથ મધ નાંખી પીવો. (૧૨) કુકડવેલાના પાનના રસનાં ટીપાં નાકમાં નાંખવાં. (૧૩) **લોહભસ્મ, મંડુરભસ્મ** વગેરે પાંડુ પ્રકરણમાં બતાવેલી દવાઓ આપવા ભલામણ કરીએ છીએ. આ રોગમાં હૃદય નબળું ઘણું પડે છે માટે (૧૪) **સાબરશૃંગ ભસ્મ** એકેક રતિ મધમાં લેવી અથવા કસ્તુરી અડધી રતી મધમાં ચાટવી.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) મગ, ચોખા, જવ, ઘઉં, તુવેર, મસુરની દાળ, પરવળ, જૂનાં કંટોળાં, ગળો, તાંદળજાની ભાજી, કાળી શેરડી, સાટોડી, વંત્યાક, ડુંગળી, લસણ, ઘીલોડાં, આંબળાં, ઘી, માંખણ, તેલ, હળદર, આંબાહળદર વગેરે હિતકર છે. ( અપથ્ય ) ઝાડા પેસાબનો અટકાવ, સ્વેદ લેવો, શીસંગ, શીંગવાળું શાક,

હીંગ, અડદ, સરસીયું, દારૂ, ખાટા પદાર્થો, એ સર્વે ન લેવાં.

**સૂચના**—કમળામાં ભારે ખોરાક ખાવો નહિ તેમ ઘી, તેલ, અને ઘઉંનો ખોરાક લેવો નહિ. વાવડીંગ, સાટોડીનાં મૂળ અને એરંડાના મૂળમાં ઉકાળેલું દુધ કમળામાં આપવું.

## કૃમી–કરમીયાં–*Worms.*

કૃમિરોગના એકવીસ પ્રકાર છે. તેમાં બે ભેદ છે. (૧) બાહ્યકૃમિ–એટલે બહારના જુ, લીખ, વગેરે અને (૨) આભ્યંતરકૃમિ એટલે શરીરની અંદર તાંતણા જેવા ગોળ, ચપટા હોય છે. કોઇ કૃમિ ૨૦ થી ૩૦ ફીટ લાંબા હોય છે. આમાં કેટલાક કફમાં, લોહીમાં અને ઝાડામાં ઉત્પન્ન થાય છે.

**કારણ**—બહારના કૃમિ શરીરનો મેલ તથા કપડાંની અસ્વચ્છતાથી થાય છે, અને અંદરના કૃમિઓ અજીર્ણમાં ભોજન કરનારને, ખાટા અથવા મીઠા પદાર્થ ખાનારને, લોટ અને ગોળની મેળવણીવાળા પદાર્થો ખાનારને, ઘણી મીઠાશ ખાનારને અને વિરૂદ્ધ અન્નપાન કરનારને કરમીયાંની ઉત્પત્તિ થાય છે. ઘણી વખતે કૃમિના ઈંડા ખોરાકની સાથે પેટમાં દાખલ થાય છે, અને આંતરડામાં તેમનું પોષણ થવાથી તેની વૃદ્ધિ થાય છે.

**લક્ષણ**—બહારના કૃમિમાં જુઓ, લીખો, વગેરે પ્રત્યક્ષ જોવામાં આવે છે; અને ચામડી ઉપર ફોડકીઓ, ફોડલા, ધ્રામડાં, ગડ, ગુમડ, વગેરે, અંદરના કૃમિજન્ય વિકારો છે. કફથી ઉત્પન્ન થયેલા કૃમિમાં મોળ, અપચો, અરૂચિ, મોંમાંથી લાળ, ઉલટી, મૂર્છા, તાવ, પેટ ચડવું, ઉધરસ, સળેખમ વગેરે લક્ષણો છે. લોહીથી ઉત્પન્ન થનાર કૃમિઓથી ચામડીના કુષ્ટ વગેરે વિકારો અને તાવ, વિસ્ફોટક, ખસ વગેરે રોગો થાય છે. મળથી એટલે ઝાડામાં થનાર કૃમિથી ઝાડો, ગોળો, મળની કબજીયત, શરીરની નિર્બળતા, મંદાગ્નિ, મોળ, ગુદામાં ચળ વગેરે લક્ષણો થાય છે.

કૃમિ વિશેષે કરીને બાળકોને થાય છે. બાળકોને કૃમિથી ભુખ જતી રહે છે અથવા તો આખો દિવસ ખાધા કરે છે. નાક ચોળવું, પેટમાં ચુંક, મોંમાં ખરાબ વાસ, ઉલટી, બેચેની, સફરામાં ફરકે અથવા ચળ આવે, ઝાડો પાતળો આવે અને તેમાં કરમીયાં પડે, કોઈ વખતે મોંમાંથી પડે; વગેરે ચિન્હો કૃમિનાં છે.

**ઉપાય**—કૃમિ રોગના ઉપાય કરવામાં મોટા મોટા વૈદ્ય ડાકટરો ગુંચવાડામાં પડે છે. અપસ્માર, કોલેરા અને ઉન્માદ રોગનાં લક્ષણો પણ કરમીયાંથી થાય છે. આ રોગમાં પ્રથમ કરમીયાં કાઢવાને દવા આપવી જોઇએ. ( ૧ ) કિરમાણી અજમો અને વાવડીંગનું ચૂર્ણ અડધા રૂપીઆભાર સવારસાંજ લેવું. અને તે ઉપર (૨) સુંઠના ઉકાળા સાથે એરંડીયું રૂપીઆ બેભાર સવારમાં લેવું. આ પ્રમાણે કરવાથી કરમીયાં ન નીકળે તો ( ૨ ) [1]કૌવચની રૂંવાટી બેઆનીભાર લઇને ગોળમાં ગોળી કરી પ્રથમ મોંઢામાં અને હોઠે ઘી લગાડી ઘીવાળી ગોળી કરી ગળી જવી. અથવા નવટાંક છાશમાં કૌવચની રૂંવાટી બેઆની ભાર નાંખી મોંઢામાં અને હોઠે ઘી લગાડી તે છાશ પી જવી. આ પ્રમાણે કર્યા પછી બે ત્રણ કલાકમાં કરમીયાં ઝાડા વાટે નીકળી જશે અને તેની અસર ન જણાય તો પછી બીજે દિવસે ઉપર પ્રમાણે તે સાથે સુંઠના કવાથમાં બે રૂપીઆભાર એરંડીયું પી જવું એટલે જરૂર કરમીયાં નીકળી જશે. ત્યાર પછી ( ૩ ) કાંચકાના મીંજ સેકી તેની ફાકી સિંધાલુણ સાથે લેવી. ( ૪ ) કાંચકાના મીંજ તોલો ૧, વાવડીંગ તોલો ૧ અને સિંધવ તોલો ૦।, એ ત્રણનું ચૂર્ણ કરી તેમાંથી પાવલી ભાર ત્રણ ત્રણ કલાકે પાણી સાથે લેવું. ( ૫ ) નાગરમોથ, દેવદાર, વાવડીંગ અને સરગ-

---

૧ એમ્પટી કેપ્સુલ નામની જીલેટાઇનની બનેલી ખાલી લંબગોળ ગોળીઓ મળે છે, તેમાં આ દવા ભરી તેનું ઢાંકણું બંધ કરી પાણી સાથે ગળવાથી ગળામાં કે જીભ ઉપર આ ચૂર્ણ લાગતું નથી. અને આ ગોળીઓ પેટમાં જઇને ગળી જાય છે.

વાના મૂળનો કવાથ પીવો. ( ૬ ) વાવડીંગ, લીંડીપીંપર, કાંચકાનાં બીંજ અને વાવડીંગનું ચૂર્ણ લેવું. ( ૭ ) કરીઆતુ, દંતીમૂળ, ત્રિફળા, નસોતર, હળદર, દારૂહળદર, વાવડીંગ, અને ચિત્રાનો કવાથ પીવો. ( ૮ ) વાવડીંગ, હળદર, સોનામુખી, પીપર, સુંઠ, હિંગ, ચિત્રો, અજમોદ, પીંપરીમૂળ અને નાગરમોથનું ચૂર્ણ લેવું. ( ૯ ) કંપીલો, વાવડીંગ, કાંકચીયાના બીંજ, સુંઠ, નસોતર અને સિંધવનું ચૂર્ણ લેવું. ( ૧૦ ) વાવડીંગ આ રોગમાં સારો ઉપાય છે. બબે વાલ વાવડીંગનું ચૂર્ણ સવાર, બપોર ને સાંજે ટાઢા પાણી સાથે ફાકવું. ( ૧૧ ) લીંબડાની છાલ, કડાની છાલ, વાવડીંગ, સિંધવ, હીંગ અને કિરમાણી અજમાનું સમભાગે કરેલું ચૂર્ણ લેવું. ( ૧૨ ) હરડે, હળદર અને સંચળનું ચૂર્ણ ઇંદ્રવાયણાના રસમાં ભાવના આપેલું લેવું. આ રોગમાં કેટલીક વખતે તાવ આવે છે અને તે સાથે ગોળો ચડે છે. માટે (૧૩) **કૃમિમુદ્ગરરસ**–શુદ્ધ પારો તોલો ૧, શુદ્ધ ગંધક તોલા ૨, અજમોદ તોલા ૩, વાવડીંગ તોલા ૪, શુદ્ધ ઝેરકોચલાં તોલા ૫, ખાખરાનાં બી તોલા ૬; પ્રથમ પારા ગંધકની કજલી કરી, પછી બીજી ચીજોનું ચૂર્ણ મેળવીને સવારસાંજ ૦। રૂપીઆ ભાર નાગરમોથના ઉકાળામાં લેવું. આ રસ કરમીયાના રોગનો કટ્ટો દુશ્મન છે અને તેનું સેવન ઘણા દિવસ કરવું જોઇએ. ( ૧૪ ) દાડમનાં મૂળની છાલનું ચૂર્ણ સવારસાંજ સિંધવ મેળવી ફાકવું અને બીજે દિવસે સવારમાં એરંડીયું તોલા એનો જુલાબ સુંઠના કવાથ સાથે લેવો. કૃમિ રોગના દરદીને કાળજે ગભરામણ થાય છે અને કાળજુ અંદરથી કોલી ખાતું હોય એમ થાય છે. કેટલીક વખતે કરમીયાનો ગોળો ચડીને કાળજે આવે છે; તે વખતે દરદીને હમણાં પ્રાણ જતો રહેશે એવી વેદના થાય છે તે માટે ( ૧૫ ) ઇંદ્રજવ, વાવડીંગ, કંપીલો, પિત્તપાપડો અને કાળીજીરીનો કવાથ આપવો અગર તે કવાથની બસ્તિ ગુદા વાટે આપવી. આ પ્રમાણે કરતાં ન મટે તો કવાથમાં એરંડીયું રૂપીઆ-બે ભાર નાંખી ફરીને બસ્તિ આપવી.

**બાળકોને કરમીયાનો** રોગ વધારે જોવામાં આવે છે. તેમની ઉમ્મરના પ્રમાણમાં ઉપરની ×દવાઓની યોજના વિચાર કરીને કરવી. (૧૬) વાવડીંગ, કાંકચનાં બીજ, ઇંદ્રજવ અને સિંધવનું ચૂર્ણ અડધો અડધો વાલ સવાર સાંજ આપવું અને બીજે દિવસે એરંડીયાનો જુલાબ આપવો. આથી કરમીયાં નીકળી પડશે. અંગ્રેજી વૈદ્યકમા (૧૭) સેન્ટોનાઇન નામની જે દવા કરમીયા માટે પ્રખ્યાત છે અને તે કીરમાણી અજમાનું સત્વ છે. આ સત્વ બાળકોની ઉમર પ્રમાણે ॥ થી ૩ રતી મધના પાણી સાથે રાત્રે આપવાથી અને સવારમાં એરંડીયું પાવાથી ઝાડામાં કરમીયા નીકળી પડે છે. આ પ્રમાણે એક બે દિવસના આંતરે આપવાથી તમામ કરમીયાં નીકળી પડે છે. (૧૮) નસોતર અને હરડે મધના પાણીમાં ઘસી આપવાથી પણ ઝાડા વાટે કરમીયાં નીકળી પડશે. દાક્તરો સેન્ટોનાઇન સાથે કયાલોમેલ મેળવીને આપે છે. બજારમાં તેના મિશ્રણની લોઝેન્જીસ એટલે ગોળ ચપટી ટીકડીઓ વેચાય છે, કે જે નાના બાળકો ખાવાની વસ્તુ તરીકે ખાઇ શકે છે. આ દવાઓ મોટા માણસોના ઉપયોગમાં પણ લેવાય છે અને તેથી સારો ફાયદો થાય છે. કરમીયાં નીકળી ગયા પછી તંદુરસ્તી માટે (૧૯) ***બાળપર્પટીની** અડધી અડધી રતીની માત્રા સવાર સાંજ મધમાં આપવી. આ રોગમાં બાળકોને કાચું દુધ આપવામાં ઘણી સાવચેતી રાખવાની છે. માના ધાવણની તંગાસને લીધે દુધ આપવું પડે તો (૨૦) વાવડીંગના દાણા નં. ૫ પીંપરીમૂળનો ગંઠોડો નં. ૧ અને એલાયચી નં. ૨, એક શેર દુધ અને પોણોશેર પાણી લઈ ઉકાળી જયારે દુધ સવાશેર બાકી રહે ત્યારે થોડું પતાસું નાંખી તે દુધ આપવું. કરમીયાંના રોગમાં નીચે બતાવેલી કેટલીક દવાઓ સારૂં કામ કરે છે. (૨૧)

× કૌવચની રૂંવાટીવાળી દવા બાળકોને આપવી નહિ.

* **બાળપર્પટી**-ગોદંતી હરતાલની ભસ્મ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૦૧ બંનેને ખરલ કરવું.

કિરમાણી અજમો તોલો ૧, વાયવર્ણાની છાલ તોલો ૧, અને ખડી-સાકર તોલા ૩ નું ચૂર્ણ મોટા માણસને તોલા ૦। થી તોલા ૧ સુધી અને નાનાં બાળકને એક રતી થી બે રતી સુધીની માત્રા આપવી. (૨૨) વાયવર્ણાની છાલ, એદુસ, કિરમાણી અજમો, સુંઠ, વાવડીંગ અને સંચળનું ચૂર્ણ મધમાં લેવું.

**પથ્યાપથ્ય**—(પથ્ય) કડવા અને તીખા પદાર્થ, મીઠું, મધ, હીંગ, ગોમૂત્ર, અજમો, લીંબુ, લસણ, અને રક્તશોધક તથા કફ-નાશક પદાર્થો હિતકર છે. ( અપથ્ય ) દહીં, દુધ, ઘી, ખાટો અને મીઠો રસ, ગોળ, સાકર, કેળા અને કોહોળું અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—ભૈરવસીંગ (કૌવચની રૂંવાટી), કાળીજીરી, કાંચકાનાં મીંજ, વાવડીંગ, કિરમાણી અજમો; કીડામારી, કપૂર, કારેલી, બીલી, બીલામાં, કડવો લીંબડો, કેસર, ફુદેનો, ઇંદ્રજવ, દીકામારી, ગળો, દાડમની છાલ વગેરે ઔષધીઓમાંથી જે મળે તેનો ઉપયોગ કરવો.

---

## રકતપિત્ત-Scurvy.

**કારણ**—રક્તપિત્તનું દરદ ઘણું ખરાબ છે. ક્ષાર, ઉષ્ણ; અને તીક્ષ્ણ પદાર્થોનું અતિ સેવન, ઘણો તાપ, ઘણો શોક, ઘણી કસરત અને અતિ સ્ત્રીસંગ વગેરે વિરૂદ્ધ આહાર વિહારથી પિત્ત બગડીને લોહીને પણ બગાડે છે, અને એ પ્રમાણે બગડેલું લોહી રક્તવહન કરનારી શીરાઓથી છુટું પડી ઉપર નીચેના દ્વારેથી પડે છે, તેને રક્તપિત્ત કહે છે. આયુર્વેદ શાસ્ત્રમાં તેના બે પ્રકાર છે. (૧) ઉર્ધ્વગ તથા (૨) અધોગ. ઉર્ધ્વગ એટલે શરીરના ઉપરના ભાગના છિદ્રો જેવાં કે-નાક, કાંન, આંખ અને મોંવાટે વહેનારૂં; અધોગ એટલે નીચલા ભાગનાં છિદ્રો જેવાં કે ગુદા માર્ગથી અને પેસાબ માર્ગથી વહેનારૂં. તાજી વનસ્પતિનો ખોરાક નહિ ખાનારને આ વ્યાધિ થાય છે. એમ પાશ્ચિમાત્ય વિદ્વાનોનું માનવું છે.

**લક્ષણ**--ઉપર બતાવ્યા પ્રમાણે શરીરના ઉપર નીચેના દ્વારોથી લોહી પડે છે, શરીર દુર્બળ થઇ જાય છે. આ રોગમાં શ્વાસ, કાસ, જ્વર, ઉબકા, પીળાશ, દાહ, માથામાં દુઃખાવો, આળસ, અરૂચી, અગ્નિમંદતા અને મોઢામાં બેસ્વાદ વગેરે ઉપદ્રવો થાય છે. રક્તપિત્ત રોગમાં દાંતનાં પેઢાં સુજેલાં, પોચાં અને કાળા રંગનાં હોય છે. કોઇ વાર તે સડે છે અને તેના ઉપર ચાંદાં પડે છે. પેઢાંમાંથી લોહી પુષ્કળ નીકળે છે, અથવા થોડું થોડું ઝમ્યા કરે છે. ખોરાક ચાવવામાં ઘણી મુશ્કેલી પડે છે. મોઢામાં ખરાબ વાસ મારે છે. પગ અથવા હાથ ઉપર જાંબુડા રંગનાં ચાઠાં માલમ પડે છે, તેમાંથી લોહી પડે છે, ભુખ લાગતી નથી, ઝાડો કબજ રહે છે, અથવા ઉતરે છે તો મરડાના રૂપમાં લોહી પડે છે.

**ઉપાય**—બળવાન માણસ હોય અને તેને રક્તપિત્ત વધી ગયેલું હોય તો તેને શરૂઆતમાં રોકવું નહિ; પણ નીચેના માર્ગોથી પડતું હોય તો ઉલટી કરાવી બંધ કરવું. ઉપરના માર્ગોથી પડતું હોય તો વિરેચન કરાવી બંધ કરવું. આ પ્રમાણે નહિ કરવાથી પાંડુ, જ્વર, ગ્રહણી વગેરે રોગો થવા સંભવ છે. રક્તપિત્તના દરદીને વિરેચન માટે (૧) દ્રાક્ષ, જેઠીમધ, શીવણનાં ફળ અને સાકરનું ચૂર્ણ લેવું. અને ઉલટી માટે (૨) જેઠીમધ અને મીંઢળનાં ગરભનું ચૂર્ણ મધમાં લેવું. આ પ્રમાણે વમન અને વિરેચન કર્યા પછી (૩) મહુડાનાં ફુલોનો મધમાં અવલેહ કરી લેવો અને તે પ્રમાણે (૪) સરગવાના ફુલનો અવલેહ કરી લેવો, (૫) ખજૂરનો કલ્ક તથા ધોળા કમળની પાંખડીઓનો કલ્ક કરી મધમાં ચટાડવો; (૬) અરડુસી, અરડુસો, જાંબુ અને આંબો તેનું હિમ કરી લેવું; (૭) ચંદન, જેઠીમધ અને લોધરનો કલ્ક મધ સાથે લેવો. (૮) દ્રાક્ષ, વાળો, પદ્મકાષ્ટ અને સાકર દરેક ચાર ચાર તોલા લઇ પાણીમાં નાંખી રાત્રે અગાસીમાં મુકી સવારમાં તે પાણી લેવું. **નાકમાંથી લોહી પડતું હોય તો (૯) કણજીનાં બીયાંનો કલ્ક મધ સાથે મેળવી તેનું નસ્ય કરવું.**

(૧૦) ઉંબરાના ફળનો કલ્ક મધ સાથે મેળવી તેનું નસ્ય કરવું. (૧૧) દુધ, સાકર સાથે પાણી, દ્રાક્ષનો રસ અને શેરડીનો રસ લેવો. અને તે સાથે ઉપરના ઉપચારો પણ કરવા. ઉપરના ઉપચારો કર્યા છતાં પણ જ્યારે રક્તપિત્તનું લોહી બંધ ન થાય તો (૧૨) દ્રાક્ષ, કડુ, સાકર અને જેઠીમધનું ચૂર્ણ મધ સાથે અગર બરફના પાણી સાથે લેવું. (૧૩) અરડુસીનો સ્વરસ મધ તથા સાકર મેળવીને લેવો. (૧૪) ડાંગરની ધાણી અને કાળા સુરમાનું ચૂર્ણ મધ સાથે લેવું. (૧૫) વંશલોચનનું ચૂર્ણ સાકર તથા મધ મેળવીને લેવું. આ રોગમાં વિશેષે કરીને શીત અને મધુર ઉપચારો કરવા. નાકમાંથી, મોઢામાંથી, કાનમાંથી અને નેત્રોમાંથી લોહી નીકળતું હોય તો (૧૬) **દુર્વાઘૃતનો** ઉપયોગ કરવો. ( **બનાવટ** ) ધ્રો, કમળના તંતુઓ, મજીઠ, ચણકબાબ, બળદાણા, વાળો, મોથ, કપુર, રતાંજળી અને પદ્મકાષ્ટ એ દરેક અકેક તોલો લઇ તેનો કલ્ક કરવો. પછી ૬૪ તોલા ચોખાનું ધોવરામણ, ૬૪ તોલા બકરીનું દુધ, અને ૬૪ તોલા બકરીનું ઘી, તેમાં કલ્ક મેળવીને ઘી સિદ્ધ કરવું. આ ઘૃત ચાટવાથી, નસ્ય લેવાથી, કાનમાં નાખવાથી. આંખમાં આંજવાથી અને ગુદા અને મૂત્રમાર્ગે પીચકારી મારવાથી તે તે ભાગનું પડતું લોહી બંધ થાય છે. છેવટે આ ઘીનું આખા શરીરે અભ્યંગ કરવું. (૧૭) દાડમનો રસ સાકર મેળવીને લેવો. (૧૮) આંબળાં અને જીરાનું ચૂર્ણ ગુલાબજળમાં કે ટાંકાના પાણીમાં પલાળી તેનો લેપ કરી માથા ઉપર મૂકવો અને લેપ ઉપર પાણીનું પોતું મુકવું. આ રોગ ઉપર નીચે બતાવેલી દવાઓ સારૂં કામ કરે છે. (૧૯) લીંબુનો રસ સાકર નાંખીને પીવાથી મટે છે. (૨૦) **પ્રવાલભસ્મ, મોતીની ભસ્મ** અકેક વાલ અને વાંસકપુર બે આનીભાર અને સાકર બેઆનીભાર અડધા રૂપીઆભાર માંખણમાં ચાટવું. આ પ્રમાણે સવારસાંજ પ્રયોગ કરવો અને તે ઉપર ગાયનું તુરતનું દોહેલું દુધ જેટલું લેવાય તેટલું લેવું. બીજું કાંઈ ખાવું નહિ. **જીવન, ચંદ્ર-**

**કહ્લારસ, દ્રાક્ષાસવ, લીંબુનું શરબત, દાડમનું શરબત, આંબળાનો મુરબ્બો, ગુલકંદ, પ્રવાલ પંચામૃત, મુક્તાપ્રવાલ, વાસારિષ્ટ** વગેરે દવાઓ ફાયદો કરે છે. આ રોગમાં જે માર્ગેથી લોહી પડે તેને એકદમ અટકાવવા પ્રયત્ન કરવો નહિ, કારણ કે ઘણીવાર કુદરત પોતે વધી ગયેલા લોહીને એવી રીતે રસ્તો કરી આપી માણસને દરદમાંથી બચાવી લે છે. વૃદ્ધાવસ્થા અને અલ્પ લોહીવાળા માણસના શરીરમાંથી રક્તશ્રાવ થતો અટકાવવા પ્રયત્ન કરવો.

**પથ્યાપથ્ય**—(પથ્ય) મગ, મઠ, તુવેર, મસુર, ચણા, ચોખા, સાઠીચોખા, જવ, કોદરા, કાંગ, મોરઇઓ, તાંદલજો, સાબુચોખા, વડ તથા પીંપળની ટેશીઓ, ઘી, દુધ; કેળાં, સાકર, માંખણ, દાડમ, આંબળાં, તડબુચ, શેરડી, ભુરૂં કોહોળું. (અપથ્ય) મળમૂત્રનો અટકાવ, ચાલવાનું, તાપ, કસરત, ઘોડા ઉપર સ્વારી, દોડવાનું, બીડી ગાંજો પીવાનું, કળથી, ગોળ, તલ, અડદ, પાન સોપારી, તંબાકુ, લસણ, ખાટા પદાર્થો.

**વિશેષ ઉપચાર**—અરડુસી, અરડુસો, આબળાં, તાંદલજો, શેરડી. ઉંબરો, જાંબુ, ગરમાળો, દ્રાક્ષ, દાડમ, પદ્મકાષ્ટ, પીંપળો, અરજુંનવૃક્ષ. આમાંથી કોઈ પણ દવાનો ઉપયોગ કરવાથી પણ ફાયદો થાય છે.

---

## કાસ અને ઉધરસ–ખાંસી–Cough.

આયુર્વેદશાસ્ત્રમાં ખાંસીના પાંચ પ્રકારો છે–( ૧ ) વાયુથી ( ૨ ) પિત્તથી ( ૩ ) કફથી ( ૪ ) છાતીના જખમથી અને ( ૫ ) ક્ષયથી. આ પાંચ પ્રકારોમાં છેલ્લા બે પ્રકાર ક્ષય તથા ઉરઃક્ષતના સ્વતંત્ર રોગમાં બતાવવામાં આવ્યા છે.

**કારણ**—નાકમાં અથવા મોંમાં ધુમાડી તથા ધુળ જવાથી, અતિ કસરતથી, ખાટા પદાર્થ ખાવાથી, ઉતાવળે ભોજન કરવાથી, ઝાડો, પેસાબ, અપાન વાયુ અને છીંકોના વેગને રોકવાથી, વગેરે કારણોથી વાયુકોપ પામીને કફને કોપાવે છે, તેથી કાસરોગ થાય છે.

**લક્ષણ**—ગળામાંથી કાંસાના વાસણના અવાજ જેવો અવાજ નીકળવો એ ખાંસીનું લક્ષણ છે. સ્થાન તથા કારણ પ્રમાણે બીજા જુદાં જુદાં લક્ષણો પણ હોય છે. ફેફસાંના પડના વરમમાં ખાંસી સાથે છાતીની બાજુમાં પીડા થાય છે.

**ઉપાય**—દોષપરત્વે વિચાર કરી જુદા જુદાં કારણો તથા દરદો પ્રમાણે ઉપાયો કરવા. (૧) ભોંયરીંગણી, દેવદાર, અરડુશી, સુંઠ, પોખરમૂળ અને +જૂરીકાનો ક્વાથ પીવો. (૨) જેઠીમધ, કાળી છરી, ભોંયરીંગણી, દેવદાર અને અરડુશીનો ક્વાથ સાકર નાંખી પીવો. (૩) એલચી અને મરીનો કવાથ સાકર નાંખી પીવો. આથી કાસ સાથે ગળાનો સોજો અને અરૂચિ મટે છે. (૪) ખજૂર, પીંપર, દ્રાક્ષ, સાકર અને ડાંગરની ધાણીનું બારીક ચૂર્ણ કરી તેમાં મધ અને ઘી મેળવી ચાટણ કરીને ચાટવું. (૪) અરડુશી, ગળો. કાકડાસીંગી અને કાયફળનો ક્વાથ મધ નાંખી પીવો. (૫) અરડુશીનો સ્વરસ અગર કવાથ મધ નાખીને પીવાથી પિત્ત તથા કફની ખાંસી મટે છે. (૬) ખસખસ, પાણી અને સાકરનો શરબત કરીને રૂા. ૨ ભાર સવારે બે અગર ત્રણ મરીનો ભૂકો નાખી પી જવો. સાત અગર નવ દિવસ આ પ્રયોગ કરવો. (૭) +જૂરીકાનું ચૂર્ણ અને સાકર એકેક આની ભાર સવારસાંજ ટાઢા પાણી સાથે લેવું. આ દવા નામે **દયાળુ** કુંજ કહેવાય છે. (૮) બાવળનો ગુંદ તોલો ૧, ખેરસાર તોલો ૦ાા અને સાકર તોલો ૧ ની ચણી બોર જેવડી ગોળી કરી, સવારસાંજ બબે લેવી. (૯) અરડુશીના રસમાં હળદર તોલો ૧ ખરલ કરી સુકાવી તેમાંથી બબે વાલ માવા સાથે મેળવી લેવી. (૧૦) અરડુશીનાં પાન નં.૭ સાતને અરધો શેર પાણીમાં બાફી નવટાંક પાણી રહે ત્યારે ગાળીને જવખાર એક વાલ અને મધ તો—૦ા નાંખી સવાર સાંજ પી જવું. (૧૧) અરડુશીના પુટપાકમાં સંચળ નાંખી લેવો. (૧૨) આંબલીના ફુલને પતાસાની સાથે ખાવાથી ગમે

+ જુરીકા ચુનાની દવા છે.

તેવી ખાંસી મટી જાય છે. (૧૩) અરડુશીના ફુલને સુકવી તેનું ચૂર્ણ બનાવી મધમાં ચાટવું. (૧૪) સુંઠ, અતિવિષ, મોથ, કાકડાસીંગીનો સમભાગે કરેલો કવાથ જવખાર અને મધ નાંખીને પી જવો. કેટલીક વખતે ખાંસીના દરદમાં ફેફસાંના પડમાં સોજો આવવાથી શુળ અને સણકા મારે છે માટે (૧૫) ટરપેન્ટાઈન તેલમાં બદામનું તેલ અગર લાક્ષાદિ તેલ મેળવી માલીસ કરવું અને તે ઉપર પોસના ડોડાનો શેક કરવો અગર અરડુશીના પાન ગૌમૂત્રમાં નાખી તેનો શેક કરવો. ગળામાં સોજો જણાય તો ( ૧૬ ) લવંગાદિવટી સવાર સાંજ એકેકી ગોળી મોમા રાખીને રસ ઉતારવો. અને ગળામાં ઝીણી ઝીણી અળાઇયો જેવી ફોડકીઓ હોય તો ફટકડીના કોગળા કરવા અગર શંખજીરૂ તોલા ૦। અને જેઠીમધનો ભૂકો તોલો ૦। અને ટંકણ તોલા ૦। તે એકત્ર કરી બબે આનીભાર મધમાં કાળવી સળીને રૂ લગાડી દવામાં બોળી ગળામાં સવાર સાંજ ચોપડવું. અને તે સાથે **દ્રાક્ષાસવ** તોલો ૧ અને **વાસાસવ** તોલો ૧ બંનેનું મિશ્રણ સવાર સાંજ લેવું. આ પ્રમાણે કરતાં ખાંસી ઓછી ન થાય તો પછી ( ૧૭ ) **સાબરસીંગાની ભસ્મ** એકેક વાલ અને તે સાથે **સિતોપલાદિ ચૂર્ણ** બબે વાલ મેળવીને અડધા રૂપીઆભાર મધમાં સવાર સાંજ ચાટવું. ( ૧૮ ) હીંગલોક, કાકડાશીંગી, નાગરમોથ, પીંપર, મરી અને લવીંગની લીંબુના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી એકેકી ગોળી સવાર સાંજ મોંમાં રાખવી. ( ૧૯ ) **કાસઘ્નીવટી**ની ગોળીઓ મોંમાં રાખવી. (**બનાવટ**) જેઠીમધ તોલો ૨, મરી તોલો ૧, ખેરસાર તોલો ૧, સાકર તોલો ૨ અને બાવળનો ગુંદ તોલો ૧ ની પાનના રસમાં ચણા જેવડી ગોળીઓ કરવી. ( ૨૦ ) ટંકણ ફુલાવેલો તોલો ૧; અફીણ તોલો ૧ અને ખેરસાર તોલા ૮ નું ચૂર્ણ કરી તેમાંથી રતી રતીની માત્રા લેવી. ( ૨૧ ) કપુર ૧ ભાગ, કસ્તુરી ૧ ભાગ, લવીંગ ૧ ભાગ, મરી ૨ ભાગ, પીંપર ૨ ભાગ; બહે-

ડાની છાલ ૨ ભાગ, દાડમની છાલ ૧ ભાગ, કઠ ૧ ભાગ અને ખેરસાર સર્વેના બરાબર લેવો. પાણીમાં ઘુંટીને મગ જેવડી ગોળીઓ કરવી; તેમાંથી સવાર, બપોર ને સાંજરે એકેકી ગોળી લેવી.

(૨૨) ફુલાવેલ ટંકણ એક વાલ અને જવખાર એક વાલ; બંનેને એક કરી સવાર સાંજ તુલસીના પાંનના અડધા રૂપીઆભાર રસમાં બેઆનીભાર મધ નાંખી પી જવું.

(૨૩) અગ્નિમુખ વાલવાલુ, ઘી તો. ૦ા અને મધ તો. ૦)= મેળવીને ચાટી જવું. ( બનાવટ ) અરડુશીના પાન અને આકડાના પાનને અધકચરા કરી તેમાં ચારગણું મીઠું મેળવી લોઢાની કડાઇમાં નાખી દેવતા ઉપર જ્યાં સુધી ક્ષાર થાય ત્યાં સુધી રાખવું એટલે ક્ષાર તૈયાર થશે. આ સિવાય બીજા કેટલાક નીચે બતાવેલા ઉપાયો ઘણું સારૂં કામ કરે છે માટે તે અજમાવવા.

**સુવર્ણવસંતમાલતી, વાસાવલેહ**; ખાંસી સાથે કફનું જોર હોય તો **હરિતકીઅવલેહ, અરડુશીનું ચાટણ, બિભિત-કાવલેહ, ચ્યવનપ્રાશાવલેહ**; ખાંસીમાં લોહી પડતું હોય તો **કુષ્માંડાવલેહ, કંટકારી અવલેહ, શ્વાસકુઠારરસ, કટફળાદિ ચુર્ણ** વગેરેનો ઉપયોગ કરવો.

**પથ્યાપથ્ય**--(પથ્ય) ચોખા, જવ, સામો, મગ; ઘી, દુધ (બકરીનું કે ગાયનું) કળથી. શીગોડા, તુવેર, સુવા, તાંદલજો વગેરે પદાર્થો હિતકર છે. (અપથ્ય) તેલ,મરચું, આંબલી, ઠંડી વસ્તુ, ભેજ-વાળી હવા, કફ કરનાર પદાર્થો વગેરેનો ત્યાગ કરવો, દિવસે સૂવું નહિ.

---

## શ્વાસ–દમ–હાંફણ–Asthma.

આર્યવૈદ્યકશાસ્ત્રમાં શ્વાસ રોગના પાંચ પ્રકાર બનાવ્યા છે. (૧) મહા શ્વાસ (૨) ઉર્દ્ધ શ્વાસ (૩) છિન્ન શ્વાસ (૪) તમક શ્વાસ અને (૫) ક્ષુદ્ર શ્વાસ. દમની બે જાતોછે. શુષ્ક દમ અને કફ સાથેનો દમ. જે કારણો કાસ રોગ થવાનાં છે તેમાંના ઘણાંખરા કારણો

શ્વાસ રોગનાં પણ જાણવાં. દમનો રોગ થવાનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે. (૧) ફેફસાંમાં હવા જવાની રોકાણ, (૨) ફેફસાંનો સોજો અગર ફેફસાંઓનું ખવાવું, (૩) રક્તાશયના દરદી કે જેને લીધે ફેફસાંમાં જોઇએ તેથી વધારે કે ઓછું લોહી જાય અગર લોહીના સ્ત્રાવથી ફેફસાંનું પોષણ ઓછું થાય. (૪) હીસ્ટીરીઆ, મનોવિકાર, મગજની નબળાઇ, અને શરદીની હવા. (૫) નઠારી કે ઝેરી વસ્તુઓના રજકણો શ્વાસમાં જવાં; (૬) શરીરનું જાડાપણું, ચરબી વધવી, ધાતુક્ષીણતા વગેરે કારણોથી શ્વાસ ચડે છે તથા અજીર્ણથી અગર હવામાં એકાએક ફેરફેર થવાથી શ્વાસ ઉત્પન્ન થાય છે. આ દરદ સ્ત્રી કરતાં પુરૂષને વધારે થાય છે.

**લક્ષણ**—પેટમાં વાયુ થાય છે, માથું દુઃખે છે, પેસાબ થોડો થોડો આવે છે, અને છાતીમાં અમુંઝણ થઇ એકાએક દમ ઉપડે છે. શ્વાસોશ્વાસમાં અટકાવ થવાથી, છાતી જાણે બાંધી લીધી હોય તેની પેઠે અડચણ લાગે છે, ધમણની માફક મોટા પરિશ્રમથી તેનો શ્વાસ ચાલે છે, દમને લીધે દરદીથી વાત પણ થઈ શકતી નથી. શરીર પરથી પરસેવાના ટીપાં પડે છે, અને અંગ ઠંડુ થઇ જાય છે, નાડી જલદ ચાલે છે, મોઢું ઉઘાડું રહે છે, ડોક ઉંચી રહે છે, થોડી થોડી ખાંસી આવે છે, અને કોઇ રીતે શાંતિ વળતી નથી. સૂવા બેસવાથી પણ આરામ મળતો નથી, ઉંઘ આવતી નથી, ગળામાં કફની તાંત બોલે છે વગેરે લક્ષણો દમનાં છે.

**ઉપાય**—પ્રથમ દમને અટકાવવા ઇલાજ કરવો. બીજો જ્યારે દમ ઉપડે ત્યારે તેને શાંત પાડવાનો; અને ત્રીજો દમ મટી ગયા પછી ફરીને ઉપડે નહિ તેનો ઇલાજ કરવો. આ પ્રમાણે દમના ઈલાજના ત્રણ પ્રકાર છે. દમ ઉપડવાનાં કારણો દૂર કરવાં. ઝાડાની કબજીયત હોય તો (૧) **દીનદયાળચૂર્ણ** લેવું. અગર સુંઠના ક્વાથમાં એરંડીયું બે રૂપીઆભાર નાંખી પી જવું. છાતી ઉપર રાઇનું પ્લાસ્તર મુકવું; ટરપેન્ટાઇન તથા ગરમ પાણીનો શેક કરવો. (૨)

**દ્રાક્ષાસવ** બે તોલા લઇ તેમાં ફુલાવેલો ટંકણ બે વાલ નાંખી સવાર સાંજ પીવો. (૩) ધંતુરાના પાનની બીડી દમનો વેગ આવ્યા પહેલાં લેવી. (૪) સોમલના ફુલ ચોખાભાર શીરા સાથે અથવા મલાઇ સાથે લેવાં. આ દવા દમ માટે અકસીર છે. (**બનાવટ**) સોમલ તોલા ૧ ને કુંવારના રસમાં તથા ધોળી ડુંગળીના રસમાં ઘુંટી ચકરી બનાવવી. પછી માટીના બે સરાવડાં લઇ તેને ઘસી મોઢાં સરખાં કરવાં. પછી લુગડાંથી સાફ કરી તેમાં સોમલની ચકરી મુકી બીજું સરાવડું ઉપર ઢાંકીને મુલતાની માટીથી તેના ઉપર ત્રણ કપડમાટી મજબુત કરી તડકે સુકાવવું. સુકાયા પછી ચુલે ચઢાવી ધીમો અગ્નિ કરતા રહેવું અને ઉપરના કલેડા ઉપર દુધનાં પોતાં મુકતા રહેવું. આ પ્રમાણે ૧ પ્રહર કરવાથી ઉપલા ભાગમાં ફુલ લાગશે. પછી ટંડુ થયા પછી આંખને હરકત ન આવે તેમ યુક્તિથી ફુલ કાઢી લેવાં. માત્રા ચોખા ૧ થી ૨ સુધી. (૫) **અભ્રકભસ્મ**–કાળો અભ્રક શુદ્ધ કરેલો અને સુરોખાર સરખા વજને લઈ આકડાના દુધમાં એક દિવસ મર્દન કરી તેની ચકરી બનાવવી. તડકે સુકવી શરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. અભ્રકની માત્રા રતિ રતિની નીચેના અનુપાન સાથે આપવી. **સેવનવિધિ**–ઉનાળામાં દ્રાક્ષના રસમાં, વર્ષાઋતુમાં નાગરવેલના પાનમાં અને શિશિરઋતુમાં ખારેકના ચૂર્ણ સાથે લેવી. મોટા માણસને ત્રણ ચોખાભાર અને બાળકને એક ચોખાભારની માત્રા આપવી. (૬) પીંપર ૧ ભાગ, એલચી ૨ ભાગ, જેઠીમધ ૩ ભાગ, દ્રાક્ષા ૨ ભાગ, તેનો આદાના રસમાં કલ્ક કરવો. પછી મધ તોલા ૩ ત્રણમાં આ સર્વે વસ્તુ નાખી દેવતા ઉપર ખદખદાવી અવલેહ કરી ચાટવો. (૭) **શ્વાસારિરસ**–જેઠીમધ તોલા ૨,અને હળદર,સિંધવ,ફુલાવેલો ટંકણ દરેક અકેક તોલો લઇ એક દિવસ ઘુંટી ખરલ કરી તેમાંથી અકેક વાલ નાગરવેલના પાનના રસ સાથે લેવી. આ પ્રમાણે કરતાં દમનું જોર નરમ ન પડે તો (૮) **હિંગ્લુકભસ્મ**ની ચોખા ભારની માત્રા શીરા સાથે સવાર

સાંજ લેવી. (**બનાવટ**) હીંગલોક તોલા ૧ ને કુંવારના રસમાં ઘુંટી ચકરી બનાવી મોટાં મોટાં છાણાં લઈ તેમાંથી એક છાંણાના વચમાં હિંગલોકની ચકરી એટલે લુગદી રહે તેવો નાનો ખાડો કરી કરી તેમાં તે ચકરી મુકી ઉપર બીજાું છાણું ઢાંકીને આઠદશ છાણા આગળ પાછળ મુકી અગ્નિ કરવો. ઠંડુ થયા પછી હિંગલોકની ચકરી કાઢીને વાપરવી. દોષપરત્વે વિચાર કરીને ઉપાયોની યોજના કરવી. (૯) **શૃંગ્યાદિચૂર્ણ**–કાકડાશીંગી, સુંઠ, મરી, લીંડીપીપર, ત્રિફળા, રીંગણી, ભારંગમૂળ પોખરમૂળ, જટામાંસી, સિંધવ, સંચળ બીડલવણ, કાચલવણ, અને મીઠાનું ચૂર્ણ ગરમ પાંણી સાથે લેવું. શ્વાસ, ઉર્ધ્વશ્વાસ, અને હેડકીને બેસાડે છે. (૧૦) રાતી ફટકડી ત્રણ ધારા થુવરના દુધમાં નાંખી ભઠ્ઠા કરી ખાખ બનાવીને, તેમાંથી રતિ ૧ પ્રમાણે પાનમાં આપવી. (૧૧) હરડે. સુંઠ, નાગરમોથ, લીંડી-પાંપર, દેવદાર, ભારંગ અને સિંધવ એ સમાનભાગે લઇ મધમાં અવલેહ કરી લેવો. (૧૨) ઇંટો પકાવતાં ફુટી નીકળતો ધોળા રંગનો ખાર નાગરવેલના પાનમાં વાલ વાલ લેવો. (૧૩) અરડુશીનો સ્વરસ તોલો ૧ અને અઘેડીનો ખાર વાલ ૨ અને મધ તોલો ૦॥ મેળવી પીવું (૧૪) **સાબરસીંગાની ભસ્મ** વાલ ૧, **જવખાર** વાલ ૧, **અઘેડીનો ખાર** વાલ ૧ એ ત્રણને એક કરી તુલસીના પાનના રસમાં મેળવી સવારસાંજ લેવાથી દમ બેસી જાય છે. દમ સાથે તાવ, શૂળ; વાધણી અને ઉલટી વગેરે ઉપદ્રવો હોય તેના માટે (૧૫) **અગ્નિમુખની** માત્રા બબે વાલની મધમાં ચાટવી. (૧૬) પીંપર, પદમક, ભોંયરીંગણીનાં ફળ અને લાખનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવાથી દમ સાથેની ખાંસી મટે છે. કફ સુકાઇ ગયો હોય તો (૧૭) અરડુશીનો સ્વરસ તોલો ૧; તેમાં ચાર આની ભાર મધ, બે આનીભાર સાકર અને અંઘેડીનો ખાર વાલ ૧ મેળવી પીવાથી કફ પીગળીને છુટશે. અથવા જેઠીમધની ચા સાકર નાખીને પીવી. કફ બહુ પડતો હોય તો (૧૮) અરડુશીનો રસ, મધ;

સાકર અને સંચળ નાંખીને પીવો; અથવા એલચીના દાણા, ઘી; તથા જવખાર મેળવીને ચાટવું. ( ૧૯ ) અરડુશી, હળદર, ભોંયરીંગણી, લીંડીપીંપર, ગળો, નાગરમોથ, અને સુંઠનો ઉકાળો કરી મધ નાખી પીવો ( ૨૦ ) **લવંગાદિવટી** મોંમાં રાખવી. ( ૨૧ ) **રસરાજવટીની** એકેકી ગોળી સવાર અને સાંજરે લેવી. **(બનાવટ)** આકડાના મૂળનો ભૂકો તોલો ૧; જાયફળ તોલો ૧; મરી તોલો ૧, ટંકણ તોલો ૧; શુદ્ધ કરેલા ધતુરાના બી તોલો ૦ાા અને અફીણ તોલો ૦ાા મેળવી આદાના રસમાં વાલ ભાર ગોળી કરવી. માત્રા ૧ થી ૩. દમના વ્યાધિમાં હૃદય નબળું પડે છે માટે (૨૨) કસ્તુરી વાલ ૧ અને જેઠીમધનો શીરો વાલ ૪ ને વાટી તેનાં પડીકાં સાત કરવાં તેમાથી એકેકું પડીકું મધમાં ચાટવું. ( ૨૩ ) **સિતોપલાદિચૂર્ણ** સવાર, બપોર ને સાંજરે મધ અને ઘીમાં ચાટવું. આ રોગમાં **શ્વાસકુઠારરસની** રતિ રતિની માત્રા સવાર, બપોર ને સાંજરે નાગરવેલના પાનના રસ અથવા તુલસીના પાનના રસમાં લેવી. અને તે સાથે **વાસાવલેહ; હરિતકીઅવલેહ અરડુશીનું ચાટણ; વાસાસવ; કુમારિકાસવ, દશમૂળારિષ્ટ, કનકાસવ** વગેરે. આ દરદમાં ધંતુરાની બનાવટીવાળી દવા ઘણો સારો ફાયદો કરે છે.

( ૨૪ ) આદાનો રસ મધ નાખી પીવો. ( ૨૫ ) જવખાર સવારસાંજ તુળસીના પાનના રસમાં લેવો. ( ૨૬ ) અંઘેડીનો ખાર અરડુસીના રસમાં લેવો. ( ૨૬ ) વાંસકપુર તોલો ૧, ટંકણ તોલો ૧, જેઠીમધના શીરાનો ભૂકો તોલો ૦ાા; એનું ચૂર્ણ કરી બબે વાલ સવારસાંજ મધમાં ચાટવું. દમ શાંત પડયા પછી શક્તિ લાવવાને ( ૨૮ ) **સુવર્ણવસંતમાલતી** એકેક રતિ સવારસાંજ મધ અને પીંપરમાં લેવી, અગર **સિતોપલાદિચૂર્ણ** બબે આનીભાર શાથે મેળવી લેવું. ઉપર પ્રમાણ ઉપાયો કરતાં દરમીયાન ઝાડો સાફ આવવા માટે શરૂઆતમાં બતાવ્યા પ્રમાણે ( ૨૯ ) **હરિતકયાદિચૂર્ણ** અથવા **દીનદયાળચૂર્ણ** લેતાં રહેવું. ખાંસીના રોગમાં આપેલા

ઘણાખરા ઉપાયો દમ તથા હાંફણમાં સારૂં કામ કરે છે.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) જુના સાઠી ચોખા, ઘઉં, કળથી, જવ. દુધ, વંત્યાક, લસણ, તાંદળજો, ઉંનું પાણી વગેરે હિતકર છે. ( અપથ્ય ) ઠંડા પદાર્થો, દાહ કરે એવા ગરમ પદાર્થો, દહીં, ખાંડ, કંદ, રાઇ, જડ અને રૂક્ષ અન્નપાન અહિતકર છે.

---

## હિકા-હેડકી-Hiccough.

અજીર્ણમાં કેટલીકવાર હેડકી ઉપડે છે. અને તેથી જાણે ખોરાક છાતીએ રહ્યો હોય એમ લાગે છે. હેડકી ઉપરા ઉપરી આવે છે અને માણસને કાયર કરી નાખે છે.

**કારણ**—કઠણ, રૂક્ષ અને ઝાડો બંધ કરનારા પદાર્થોનું સેવન કરવાથી; ઠંડુ અન્ન ખાવાથી; ધૂમાડો અને ધૂળ નાકમાં જવાથી: ઉપવાસ કરવાથી; ગરમી અથવા વાયુનું અતિ સેવન કરવાથી; વગેરે કારણોથી હેડકી થાય છે.

**ઉપાય**—સાધારણ રીતે હેડકી બંધ કરવાના કેટલાક ઉપાયો ચાલે છે; જેવા કે નાક તથા મોઢું બંધ કરી થોડો વખત શ્વાસ બંધ રાખવો. બીવડાવવું અગર રમુજી વાત કહી મન ભમાવવું વગેરે. ( ૧ ) ગોળ અને ઘીમાં બે વાલ જવખાર નાખી ભેગાં કરી ચાટવાં ( ૨ ) પ્રાણાયામ કરવો એટલે એક નસકોરે ઉંડો શ્વાસ ખેંચી બંધ રાખી તે બીજે નસકોરેથી કાઢવો; અને બીજે નસકોરેથી ખેંચવો, અને પહેલે નસકોરે છોડવો. આ પ્રમાણે કેટલીક વખત કરવું. ( ૩ ) છાતી ઉપર રાઈનું પ્લાસ્તર મારવું. ઝાડો સાફ ન આવતો હોય તો ( ૪ ) **હિંગ્વષ્ટકચૂર્ણ** અથવા **હરિતક્યાદિચૂર્ણ** લેવું. ત્યાર પછી ( ૫ ) મોરના પીંછાની ભસ્મ લીંડીપીંપર સાથે મેળવી મધમાં વારંવાર ચાટવી. ( ૬ ) ઘોડાવજ, નાગરમોથ, અને સુંઠનો કવાથ મધ નાખી પીવો. ( ૭ ) ગોળને ઉનો કરી તેમાં

સુંઠનું ચૂર્ણ મેળવી તે જયારે એકરસ થાય ત્યારે લુગડાના બેવ-નમાં નાંખી નસ્ય આપવું. (૮) જેઠીમધનું ચૂર્ણ મધ સાથે લેવું. (૯) ગાયનું દુધ સાકર નાખીને ઉનું કરી લેવું. (૧૦) આંબળાં, નાગરમોથ, લીંડીપીપર અને સુંઠનો ઉકાળો સાકર નાખી પીવો. (૧૧) ઘોડાવજ તોલો ૧ અને સુંઠ તોલો ૧ તે બંનેના ચૂર્ણની બીડીઓ કરીને પીવી. (૧૨) હળદર, ડાંગરના ફોતરાં અને અડદનું ચૂર્ણ કરી બીડી કરીને પીવી. આ પ્રમાણે ઉપાયો કરવાથી ન મટે તો (૧૩) કસ્તુરી સવાર, બપોર ને સાંજરે રાઇના દાણા જેટલી મધમાં ચાટવી. (૧૪) **નાગાર્જુનરસ** એકેક રતિ તુળસીના પાનના રસમાં સવાર સાંજ લેવો. હેડકી એ સામાન્ય વ્યાધિ ગણાય છે પણ કેટલીક વખતે, તે ભયંકર સ્વરૂપ પકડે છે. કફના દરદમાં જયારે ઉપદ્રવ તરીકે હેડકી હોય ત્યારે તેની ચિકિત્સા કરવા માટે ઘણો વિચાર કરવો પડે છે. જે કારણથી હેડકી ઉપડે, તે કારણ જયાં સુધી બંધ ન થાય ત્યાં સુધી હેડકી બંધ રહેતી નથી. કફના દરદીને જયારે હેડકી ઉપડે છે, ત્યારે કફ ને નાશ કરનારાં ઔષધો સાથે હેડકીની દવા આપવી જોઇએ, આ સિવાય અજીર્ણ, કાસ, અને શ્વાસ રોગના પ્રકરણમાં જે જે દવાઓ બતાવવામાં આવી છે તે પૈકી કેટલીક દવાઓ હેડકી ઉપર સારૂં કામ કરે છે. આ રોગમાં રાત્રે બીલકુલ ઉંઘ આવતી નથી માટે (૧૫) **દ્રાક્ષાસવ** સવાર સાંજ બબે રૂપીઆભાર લેવાથી શાંતિથશે.(૧૬) ધમાસાનો કવાથ મધ નાખીને લેવો. ઉપરના પ્રયોગોથી હેડકી ન બેસે તો (૧૭) **તામ્રભસ્મ**ની એકેક રતિની માત્રા કાળી દ્રાક્ષના રસમાં, નાગરવેલના પાનના રસમાં અગર મધમાં આપવી. આથી હેડકી તુરત બેસી જશે.

**પથ્યાપથ્ય**—ઘઉ, કળથી, ચોખા, કોદરી, જવ, લસણ,પરવળ, હિતકર છે. (અપથ્ય) વાલ, ચણા, અડદ, ખાટા પદાર્થ અહિતકર છે.

## છર્દી-ઉલટી. Vomitting.

**કારણ**—ઉલટી બીજા કેટલા દરદોનું લક્ષણ છે. પિત્તના દરદથી, કલેજાના દરદથી, અતિ પ્રવાહી પીવાથી, ચીકણા પદાર્થો ખાવાથી, અજીર્ણના વિકારથી, આમથી, કૃમિથી, ગર્ભથી, સુગ ચડે એવા પદાર્થો જોવાથી, સુંઘવાથી કે ખાવાથી, કોલેરાથી, હોજરીના ક્ષતથી, વગેરે કારણોથી ઉલટી થાય છે.

**ઉપાય**—કારણનો સંપૂર્ણ વિચાર કરી ઉપાય કરવો. (૧) આદુનો રસ તોલા ૨, દ્રાક્ષ તોલો ૧, મરી તોલો ૦।, સિંધવ તોલો ૦।, એલચીના દશ બાર દાણા અને સાકર તોલા ૪; સર્વેને ગુલાબજળમાં પલાળી ઉનું કરી તેમાં જીરૂ તોલો ૧ સેકી વાટીને નાંખી તેનો અવલેહ કરી ચાટી જવું. (૨) લીંબુનો શરબત આપવો. (૩) લોબાનનાં ફુલ અથવા માટીના ઘડાને લોબાનની ધુંણી આપી તેમાં પાણી નાંખીને તે પાણી પીવું. (૪) મોરની પીછીની ભસ્મ અથવા રેશમની ભસ્મ મધમાં ચાટવી. (૫) તુલસીના પાનનો રસ તોલો ૧ માં તો. ૦)≈ મધ નાંખી પીવું. (૬) સફેદ સુખડને પાણીમા ઘસીને મધ બે આની ભાર નાંખી પી જવું. (૭) આદાનો રસ તોલો ૧, ફુદેનાનો રસ તોલો ૧, તેમાં માટીની ઠીંકરી દેવતામાં લાલચોળ કરી બુઝાવી તે રસમાં મીઠું નાંખી પી જવું. (૮) **હીંગ્વાષ્ટક ચૂર્ણ** તો. ૦। અને સાજીફુલ તો ૦)≈ મેળવી તેની ફાકી લેવી. આ પ્રમાણે કરતાં પણ ઉલટી બંધ ન થાય તો (૯) રાઇનું પ્લાસ્ટર પેટ ઉપર મારવું. અને ત્યારપછી (૧૦) **નાગાર્જુન રસ**ની રતિ રતિની માત્રા આદાના રસમાં લેવી. (૧૧) કસ્તુરી રતિ રતિ મધમાં ચાટવી. (૧૨) પીપળાના છોડાંની રાખ અકેક વાલ મધમાં ચાટવી. (૧૩) પિત્તપાપડાનો ક્વાથ મધ નાંખી આપવો. (૧૪) લીંડીપીંપર મધમાં ચાટવી. સગર્ભા સ્ત્રીઓને મેલને લીધે જે ઉલટીઓ થાય છે તે બાબત યોગ્ય વિચાર કરી ઔષધ યોજના કરવી. કેટલીક વખતે ઉલટી ફાયદાને માટે થાય છે, તેથી તેવી ઉલટી થવા દેવી, પણ રોકવી નહિ.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) ચોખા, મગ, જવ, આંમળાં, સાકર, દાડમ, લીંબુ, નાગીએર, ઘઉં વગેરે હિતકર છે. ( અપથ્ય ) ભારે પદાર્થો, વ્યાયામ, દુષ્ટ અન્નપાન અહિતકર છે.

## ક્ષયરોગ અને ઉરઃક્ષત. (Phthysis & Hœmoptysis)

આ ભયંકર વ્યાધિને ક્ષય, શોષ અને રાજયક્ષ્મા એ ત્રણ નામથી ઓળખવામાં આવે છે. ક્ષય રોગનું નામ સાંભળતાં જ દરદી ગભરાઈ જાયછે. જે માણસને એ રોગ લાગુ પડયો તેનો પ્રાણ લીધા વિના તે છોડતો નથી. તે રોગ પંદરસતર વર્ષથી તે પાંત્રીસ ચાલીસ વર્ષની યુવાવસ્થાવાળા માણસોને વધારે જોવામાં આવે છે. આપણા દેશમાં ક્ષયરોગને સામાન્ય વ્યાધિ તરીકે ગણવામાં આવે છે, તેથી તે બાબત બીલકુલ ધ્યાન આપવામાં આવતું નથી.

**વ્યાખ્યા**—ક્ષયરોગ કહેવાનું કારણ એ છે કે દરદીની શારિરીક ચેષ્ટાઓ તથા પાચન ક્રિયાઓનો તથા વૈદ્યોની ઔષધ યુક્તિરૂપ ક્રિયાઓનો ક્ષય થવાથી તેને ક્ષયરોગ કહેવામાં આવે છે. આ વ્યાધિ રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓનું શોષણ કરે છે તેથી શોષ રોગ કહેવાય છે. પાશ્ચિમાત્ય વિદ્વાનો તેને કન્ઝમ્પાશન (Consumption) અથવા થાઇસીસ કહે છે, જેનો અર્થ ક્ષીણ થતા જવું એવો થાય છે. નિદાનોના ભેદ ઉપર શોષ (ક્ષય)ના પ્રકારો નીચે પ્રમાણે છે. (૧) અતિ મૈથુન કરવાથી થયેલા શોષને **વ્યવાયશોષ** કહે છે. (૨) શોકથી થયેલા શોષને **શોકશોષ** કહે છે. (૩) વૃદ્ધપણાથી થયેલા શોષને **જરાશોષ** કહે છે. (૪) કસરત કરવાથી થએલા શોષને **વ્યાયામશોષ** કહે છે. (૫) પંથ કરવાથી થયેલા શોષને **અધ્વશોષ** કહે છે. (૬) વ્રણની થયેલા શોષને **વ્રણશોષ** કહે છે અને છાતીમાં ક્ષત થવાથી થયેલા શોષને **ઉરઃક્ષતશોષ** કહે છે.

**કારણ**—અતિશય સ્ત્રીસંગથી, અતિશય શોક કરવાથી, વધારે ઉપવાસ કરવાથી, વધુ કુસ્તી કરવાથી, અથવા તો છાતીને ધકકો પહોંચે એવાં કામો કરવાથી, અને ભોજન નિયમ વિરૂદ્ધ ખાવાથી, શરીરે વ્રણ એટલે જખમ, ધારાં, નાસુર વગેરે પડવાથી, માર્ગમાં ઉતાવળે ઘણું ચાલવાથી, ઘણી મહેનત કરવાથી, તાવ વગેરે રોગ લાગુ પડવાથી, વારંવાર સળેખમ થવાથી, ધાતુના દોષથી એટલે જેઓમાં કફ પ્રધાન દોષ છે, એવા ત્રણે દોષોથી રસને વહન કરનારી ધમનીઓ રોકાઇ જવાને લીધે રસ ક્ષીણ થતાં રસ પછીની સર્વે ધાતુઓ પણ ક્ષીણ થાય છે. જેમ રસના ક્ષયથી કાર્યભૂત રૂધિરાદિ ધાતુઓ ક્રમેક્રમે ક્ષીણ થાય છે, તેમ ઉલટે ક્રમે કાર્યભૂત વીર્યના ક્ષયથી કારણભૂત ધાતુઓનો પણ ક્ષય થાય છે; જેમકે અત્યંત મૈથુન કરવાને લીધે પુરૂષનું વીર્ય ક્ષીણ થાય છે. તે પ્રમાણે મજ્જા, અસ્થિ, મેદ, માંસ, રૂધિર અને રસ પણ ક્ષીણ થાય છે. આ પ્રમાણે શરીરની અંદર જે સાત ધાતુઓ રહેલી છે, તે ક્ષીણ થવાથી માણસ સુકાઇ જાય છે. ચાંદી અને,પરમાના કારણથી પણ ક્ષય લાગુ પડે છે; તથા વારસામાં પણ ક્ષય રોગ ઉતરેછે. ઉરઃક્ષતમાં પણ ઉપરના કારણો સાથે ઉંચે સ્વરે ભણવાથી, અત્યંત વાગવાથી, છાતીમાં ક્ષત પડે છે.

**લક્ષણ**—જીર્ણજ્વર ( એટલે હાડકચરીઓ તાવ ) રાત્રીદિવસ રહે, અગ્નિની મંદતા, અન્ન ઉપર અરૂચી, ખાંસી, ખાંસીમાં લોહી પડવું, કફનું પડવું, શ્વાસ ચડવો, શરીરનું ગળતા જવું, સ્વર બદલાઇ જવો, ટાઢ આવીને તાવ આવવો. ઉંનો તાવ આવવો, છાતી તથા બંને પડખામાં કળતર થવી, હાથપગના તળીયામાં દાહ, તૃષા, ઉલટી, માથામાં સણકા, રાત્રે પરસેવો વધારે આવવો, અશક્તિ, શરીરની સુસ્તી, જીભ તથા મોઢું આવી જવું, મરડો તથા ઝાડો થવો, સવારમાં તાવ ઉતરી ઝીણો તાવ રહે અને દિવસે દશ વાગ્યાથી ટાઢ આવીને તાવ શરૂ થાય તે બપોરના ૧૦૩ ડીગ્રિ સુધી આવે, અને સાંજનો ઉતરવા લાગે તે રાત્રે આઠ વાગ્યાના સુમારે સવાર પ્રમાણે

તાવ નરમ પડી રાતમાં બાર વાગે ઉપર પ્રમાણે આવે છે, આખું ફેફસું સડીને ખવાઇ જાય છે, જેથી દરદીને શ્વાસ લેવાનું સાધન ભાંગી પડવાથી તે મૃત્યુ શરણુ થાય છે; જ્યારે ફેફસાંનો ભાગ સડે છે ત્યારે તેના મોઢાનો શ્વાસ દુર્ગંધ મારે છે અને દિવસે દિવસે શરીર ક્ષીણુ થઈ મૃત્યુ પામે છે. સ્ત્રીઓને સુવાવડમાંથી સુવા ક્ષય લાગુ પડે છે. પાશ્ચિમાત્ય વિદ્વાનોના મત પ્રમાણે જીર્ણ ક્ષય અને તીક્ષ્ણુ ક્ષય એ બે ભેદ છે.

દેશી વૈદ્યકમાં ક્ષયની ત્રણુ અવસ્થા છે. (૧) ત્રિરૂપ (૨) ષડ્ રૂપ (૩) અને એકાદશ રૂપ. **પ્રથમ અવસ્થામાં** શરીરનાં બંને પડખાં તપ્યાં કરે છે, હાથ તથા પગમાં દાહ, અને આખા શરીરમાં તાવ રહે છે. આ પ્રમાણે ત્રણુ લક્ષણો થાય છે. **બીજી અવસ્થામાં** નીચે પ્રમાણે છ લક્ષણો થાય છે. અન્ન ઉપર અભાવ, તાવ, ખાંસી, શ્વાસ, લોહીનું પડવું અને સ્વર ભેદ થવો. **ત્રીજી અવસ્થામાં** અગીઆર લક્ષણો નીચે પ્રમાણે થાય છે; ખભા તથા પડખાંઓ સંકુચિત થાય છે, શૂળ આવે છે અને સ્વરભેદ જણાય છે; એ ત્રણુ લક્ષણો વાયુના કોપથી થાય છે, તાવ, દાહ, ઝાડો. અને લોહીનું પડવું એ લક્ષણો પિત્તના કોપથી થાય છે, અને માથાનું ભારેપણું, અન્ન ઉપર અરૂચી, ખાંસી તથા ઘાંટો બેસી જવો એ લક્ષણો કફના કોપથી થાય છે.પાશ્ચિમાત્ય વિદ્વાનો ક્ષયની ત્રણુ અવસ્થાની નીચે પ્રમાણે બતાવે છે. **પ્રથમ અવસ્થા**–પ્રથમ ફેફસામાં શરદી પહોંચીને જમાવ થવા માંડે છે, ત્યારે તે પોલાં થઇને નક્કર થાય છે. અને સાથે ક્ષયના ચિન્હોમાં જીર્ણજ્વર ( હાડકચરીયો તાવ ) આવે છે. સહેજ સાજ ઉધરસ આવે છે, અન્ન પચતું નથી, શરીર દિવસે દિવસે સુકાતું જાય છે, અને ઉધરસમાં થુંક જેવો કફ પડે છે. **બીજી અવસ્થા**-ફેફસાં નક્કર થઇ ગયા પછી તેમાં સોજો આવે છે, અને તે ભાગ નરમ બોદો પડી સડવા માંડે છે; એટલે તેમાં પાક થાય છે. પાકેલા ભાગમાંથી ખાંસી આવીને કફ બરાબર પડવા માડે છે. આ વખતે

ક્ષયનાં તમામ ચિન્હો ઉપર કહ્યા પ્રમાણે સ્પષ્ટ દેખાય છે, અને તેમાં તાવ અને ઉધરસ સંપૂર્ણ જોસમાં જણાય છે તથા હાંફ, શ્વાસ, અગ્નિમાંદ્ય પણ હોય છે. તેમ સાત ધાતુઓનો દિન પ્રતિદિન ક્ષય થતો જાય છે, અને શરીર ગળી જાય છે. **ત્રીજી અવસ્થા**—જેમ જેમ ફેફસાનો ભાગ સડતો જાય છે, તેમ તેમ તેમાંથી પરૂ નીકળીને છાતીનો ભાગ ખોદાઈ જઈ તેમાં ખાડા પડે છે. આ સમયે ક્ષય રોગનાં તમામ ચિન્હો સ્પષ્ટ રીતે બહાર જણાય છે. અને તે રોગ સંપૂર્ણ લક્ષણવાળો થઇ દરદીને મરણને સ્વાધીન કરે છે. આ સંબંધમાં સ્પષ્ટ રીતે ફેફસાંની સ્થિતિનું વર્ણન કરવાની ઇચ્છા હતી પણ સ્થળ સંકોચને લીધે તે બાબત કાંઇ પણ કહેવામાં આવ્યું નથી.

**ઉપાય**—જેવી રીતે દવા ક્ષયરોગ મટાડવાને સાધનભૂત છે, તેવી રીતે ચોખ્ખી હવા, ઉત્તમ ખોરાક, આરામ અને યોગ્ય કસરત એ પણ થએલ ક્ષયરોગ મટાડવામાં સાધનભૂત છે.

(૧) **ચોખ્ખી હવા**—દરેક પ્રાણી માત્રને ચોખ્ખી હવા ઘણી ઉપયોગી છે. પાણી અનાજ વિના ચાલે પણ ચોખ્ખી હવા વિના બીલકુલ રહી શકાતું નથી. શુદ્ધ હવા જ્યારે ફેફસાંની અંદર જાય છે ત્યારે શ્વાસોશ્વાસથી જતી શુદ્ધ હવા ફેફસાંને ઘણી ઉપયોગી થઈ પડે છે. શુદ્ધ હવાને લીધે શરીરમાં સ્ફુર્તિ આવે છે, ક્ષુધા બરાબર લાગે છે, ઝાડો બરાબર સાફ આવે છે; તથા લોહી સ્વચ્છ થાય છે અને જલદી ફરે છે. દરેક મનુષ્યના જીવનનો આધાર શ્વાંસોશ્વાસ પર રહેલો છે. જેમ **શુદ્ધ હવાનો** શ્વાસ લેવાય, તેમ લોહી વધારે સારીરીતે સ્વચ્છ થાય છે. અને દૂષિત લોહીથી જે રોગ થવાનો સંભવ છે તે બધા અટકે છે, તથા થયેલ રોગ દૂર થાય છે. એક માણસને અંધારી કોટડીમાં કે જ્યાં લગારે હવા જઇ શકે નહિ, ત્યાં રાખવામાં આવ્યો હોય તો તે માણસને શુદ્ધ હવા નહિ મળવાથી તુરત મરણને શરણ થાય છે. આવા ઘણા દાખલા મળી આવે છે, માટે શુદ્ધ હવા ક્ષય રોગીને માટે કીંમતી

દવા છે. શુદ્ધ હવા એજ જીવન છે. આપણા આર્યવૈદ્યક શાસ્ત્ર પ્રમાણે પણ પ્રાણાયામ વિગેરેની જે ક્રિયા કરવાને જણાવ્યું છે, તેનો ઉદ્દેશ એજ છે કે શુદ્ધ હવાને લીધે રક્ત શુદ્ધ થાય ને શરીરના જીવનમાં વધારો કરે. પ્રાણાયામ એ ક્ષયરોગ મટાડવાની ઉત્તમ દવા છે. મહર્ષિ ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટાચાર્ય વગેરેએ આજ્ઞા કરી છે કે "**यक्ष्मीप्राणायामादिकमाचरेत्**" એ પણ શુદ્ધ હવા લેવાનોજ પ્રકાર છે. શુદ્ધ હવા મળવાથી ક્ષય રોગ મટવાના ઘણા દાખલા સિદ્ધ થયા છે. માટે ક્ષય રોગીને રહેવાનું મકાન એવું જોઇએ કે જ્યાં હમેશાં શુદ્ધ હવાની આવજાવને માટે પુષ્કળ બારી, બારણાં, જાળીઓ વગેરેની ગોઠવણ હોવી જોઇએ. ફેફસાંની અંદર શુદ્ધ હવા જેમ જેમ દાખલ થાય તેમ તેમ ફેફસાંનું લોહી સુધરી ફેફસાં મજબુત થાય છે, અને તે ફેફસાંમાંના જંતુઓનો નાશ થાય છે.

**ખોરાક**—ક્ષયવાળા દરદીને સારીરીતે પાચન થાય તેવો રાંધેલો ઉત્તમ ખોરાક આપવો. કાચા ખોરાકથી તેમ ભારે ખોરાકથી જઠરાગ્નિ મંદ થઇ અજીર્ણના વિકારો થાય છે, માટે દરદીએ હલકો પાચન થાય તેવો ખોરાક લેવો. જઠરાગ્નિ મંદ હોય ને ખોરાક વધારે લેવામાં આવે તો ઝાડો ઉલટી વગેરે થઇ શરીર અશક્ત થઈ જાય છે. આ દરદ મટવાનો મુખ્ય આધાર પોષણ પદાર્થ ઉપર છે. માટે દરદીને યુક્તિથી ખોરાક ઉંપર ચઢાવવો કે જે ખોરાક હોજરીમાં જઇ હજમ થાય ને તેનો રસ થઇને લોહી થાય. ક્ષયના દરદીને સ્નેહવાળો ભારે ખોરાક આપવાની કેટલાક ભલામણ કરે છે, પણ જ્યારે દુધ જેવો પદાર્થ પાચન થતો નથી ત્યારે પછી ભારે ખોરાક આપવો એ સહીસલામત નથી, માટે દરદીનું યોગ્ય પોષણ થાય તેવો હલકો ખોરાક આપવો.

આ દરદમાં બીજા ખોરાક કરતાં દુધનો પ્રયોગ કરવો અત્યુત્તમ છે "**सद्यः शुक्रकरंपयः**" એ નિયમાનુસાર દુધ જલદી પાચન થઇને શુક્ર ( વીર્ય ) ઉત્પન્ન કરનારૂં છે. માટે એકલા દુધ ઉપર

રાગીને રાખવો એજ ઠીક છે. દુધ જેમ જેમ પાચન થતું જાય તેમ તેમ માપમાં વધારો કરવો. એકી વખતે વધારે લેવામાં આવે તો ઝાડો થઈ જવાનો સંભવ રહે છે, માટે તુરતનું દોહેલું દુધ લેવું સારૂં છે. પોતાને ઘેર ગાય અગર બકરી રાખીને તેનું ધારોષ્ણ દુધ લેવું સારૂં છે. ગાય અગર બકરીના ખોરાકમાં બરાબર સંભાળ રાખવી અને તેને સારો ખોરાક આપવો કે દુધ પણ સારૂં મળી આવે. આર્ય વૈદ્યકશાસ્ત્રમાં બકરીનાં દુધ દહીં વગેરેની બહુ ભલામણ કરી છે. બકરીનું દુધ, ઘી, દહી, માંસ વિગેરે ફાયદાકારક કહેલ છે. બકરીના ટોળામાં ક્ષયના દરદીને હમેશાં રાખવો, અગર બકરાં જ્યાં રહેતાં હોય તે જગામાં દરદીને રહેવાની ભલામણ કરવી. સુશ્રુતાચાર્યે જણાવ્યું છે કે **अजाशकृन्मुत्र पयो घृतान्मांसालयानि प्रतिसेव्यमानः ॥ स्नाना दिना विधिना जहाति मासा दशेषंनियमेन शोषम् ॥** બકરીની લીંડીઓ, બકરીનું મૂત્ર, બકરીનું દુધ, બકરીનાં રૂધિર, બકરીનાં માંસ, બકરીઓ રહેવાંનાં ઠેકાણાં, એઓનું સ્નાન આદિ પ્રકારોથી નિયમપૂર્વક સેવન કરવામાં આવે તો તેથી અવશ્ય એક માસની અંદર ક્ષયરોગ મટી જાય છે.

( ૩ ) **આરામ**—પરિશ્રમ એ ક્ષય થવાનાં કારણમાનું એક કારણ છે. શારીરિક અને માનસિક એ બે પરિશ્રમ પણ આ વ્યાધિમાં થાયછે. આરામ લેવાથી શરીરની ઇંદ્રિયોમાં જાગૃતિ અને સ્ફુર્તિ આવે છે, અને નિદ્રા સાથે સુખ શાંતિ મળેછે. નિદ્રા એજ આરામનો મુખ્ય ઉપાય છે. જ્યારે વધારે વખત મહેનત કરવામાં આવી હોય ત્યારે આરામ લીધા પછી શરીર જાગૃતિમાં આવી ફરી કાર્ય કરવાને શક્તિમાન થાય છે. ક્ષયરોગમાં બળ એ જીંદગીનું જીવન સમજી સાચવી રાખવું જોઇએ. દરદીએ પોતાનો વખત પથારીમાં, આરામ ખુરશીમાં, અગર ચોખ્ખી હવામાં ગાળવો જોઇએ. આખો વખત માનસિક આનંદ થાય તે પ્રમાણે રમત ગમત કરવી જોઇએ, જેથી મનોવૃત્તિ સતેજ રહે અને મનની અસર તન ઉપર અને તનની

અસર મન ઉપર થઇ શરીરમાં લોહીનો વધારો થાય. આરામ લેવાથી ફેફસાંમાં જે ભાગ સડયો હોય તે જલદી રૂઝાય છે, અને ફેફસાં બળવાન થાય છે. ટુંકામાં આરામ એ પણ ક્ષય રોગનું ઔષધ જાણી તે માટે બનતી કાળજી રાખવાની જરૂર છે.

( ૪ ) **વ્યાયામ**—આર્ય વૈદ્યકશાસ્ત્રમાં કસરત માટે આજ્ઞા કરી છે કે "**व्यायाम दृढगात्राणां व्याधिर्नै चोपजायते.**" કસરતથી જેમનાં શરીર દૃઢ થયાં છે, તેમને કોઇ દિવસ વ્યાધિ થતો નથી. આરોગ્ય સાચવવાની ખાતર દરેક મનુષ્યને કસરતની ખાસ જરૂર છે, કારણકે કસરત કરવાથી શરીરનું લોહી સારી રીતે ફરે છે અને શરીરની ઇંદ્રિયો જાગૃત થઇ પ્રફુલિત થાય છે. કસરત કરનાર મનુષ્યના અવયવો ઘણા મજબુત હોય છે, તેમ છાતી મજબુત થઈ શરીર દૃઢ થાય છે, તેમ ફેફસાં પોતાનું કામ ઘણી ઝડપથી કરે છે અને લોહી સ્વચ્છ કરે છે.

**ઉપાય**—ક્ષયરોગની શરૂઆતમાં નીચે બતાવેલો ફાંટ ઘણો સારો ફાયદો કરે છે. ( ૧ ) ચિત્તચંદિર—મોથ, મરી, ચવક, ચિત્રો. હળદર, પીંપર, વાવડીંગ, આંબળાં, વાળો, છાલછડીલો, સોપારી, લોધર, નમાલપત્ર, તજ, કડુ, ચંદન, અગર, જટામાંસી, દેવદાર, ગુંદીનાં બી, નાગકેસર, એ સર્વે અડધા રૂપીઆભાર અને ધાવડીનાં ફુલ શેર ૦॥, કાળી દ્રાક્ષ શેર ૩ અને પાણી શેર ૨૬ સર્વને મેળવી બરણીમાં ભરવું. અને તેમાં ૧૫ દિવસ રહેવા દેવું ત્યાર પછી હલાવીને ગાળી તે ફાંટ લેવો. **પથ્ય**—ઘઉંનો ફુલકો, મગની દાળ, અને જૂના ચોખાનો ભાત લેવો. આનાથી દરેક પ્રકારનો ક્ષય અને ઉરઃક્ષત મટે છે. ( ૨ ) કબુતરની હગાર તોલો ૦। અને સાકર તોલો ૦॥; એ બંનેને શેર ૧ પાણીમાં પલાળી કવાથ કરવો. તે ચાર તોલા કવાથ રહે ત્યારે ગળીને પીવો. ( ૩ ) રાત્રે બકરીનું દુધ શેર ૦॥ માટીની હાંડલીમાં ભરી ઢાંકી અગાસીમાં મૂકવું. સવારમાં તેને નાની વલોણીથી વલોવી સાકર તોલા ૨ અને એલાયચી તોલો ૦। વાટીને

ભેળવીને પીવું. ઉપરના ત્રણ પ્રયોગો ઘણા અનુભવથીસિદ્ધ કરેલા છે માટે તે વાપરવા ખાસ ભલામણ કરીએ છીએ. ( ૪ ) ધોળી મુસળી, શતાવરી, બોડા ગોખરૂ, બનફ્સા અને કૌવચનાં બીનું ચૂર્ણ સાકર અને માંખણ સાથે લેવું અને તે ઉપર બકરીનું દુધ પચે તે પ્રમાણે લેવું.

ઉપરની યોજના સાથે તાવ, ખાંસી, વગેરે દરદો માટે શરૂઆતમાં (૫) કાયફળ, જેઠીમધ, કાકડાસીંગી, ગળો, કડુ અને ગોખરૂનો ક્વાથ લેવો. અને તે સાથે સવારસાંજ **સિતોપલાદિ ચૂર્ણ** તોલો ૦ા, મધ અને ઘીમા ચાટવું. મધ વધારે અને ઘી ઓછું લેવું. દવા ઉપર બકરીનું દુધ પીવું. એકલા મધમાં પણ ચાટવાને વાંધો નથી. તે સાથે સોનાના વરખ એકનો ચોથો ભાગ લઈ તેમાં મેળવી ચાટવામાં આવે તો વધારે ફાયદો કરે છે. ( ૬ ) ક્ષયના રોગમાં અરડુશી ઘણો સારો ફાયદો કરે છે. તેનો અર્ક, પુટપાક, સ્વરસ કે શરબત કરીને લેવો. અરડુશીનો રસ મધ નાંખી લેવો. (૭) અરડુશીની બનાવટવાળો **વાસાવલેહ, વાસાહરિતકી** વગેરે દવા લેવાથી પણ સારો ફાયદો થાય છે. (૮) લીંબડાની ગળો, બોડા ગોખરૂ અને અરડુશીની છાલ, એ ત્રણનો ક્વાથ સવારસાંજ લેવો. (૯) મોથ, જેઠીમધ, લીંબડાની ગળો,અને કડુનો ક્વાથ લેવો. (૧૦) લીંબડા ઉપરની ગળોનો ક્વાથ, સ્વરસ અને હીમ એ ત્રણમાંથી એક જૂનો ગોળ, મધ, તથા લીંડીપીપર નાંખીને સેવન કરવામાં આવે તો ઘણા દિવસનો જીર્ણજ્વર, કફ વગેરે દૂર થાય છે. (૧૧) કડુ, કરીઆતુ, પિત્તપાપડો, નાગરમોથ અને ગળોનો ક્વાથ આપવો. (૧૨) ગળોસત્વ, સાકર અને મધ સાથે આપવું. (૧૩) ગાયના તથા બકરીના દુધનો ઉપયોગ આ રોગમાં પ્રથમ બતાવ્યા પ્રમાણે અમૃત સમાન ગુણ આપે છે અને તે પ્રયોગ ૨૧ દિવસ સુધી કરવો. (પ્રયોગ વિધિ) ગાયનું દુધ શેર ૦ા તેમાં ચારગણું પાણી નાંખી તેમાં લીંડીપીપર ત્રણ નાંખીને ઉકાળો કરવો. ઉકળતાં જ્યારે પાશેર દુધ બાકી રહે એટલે તેમાંથી લીંડી

પીંપર બહાર કહાડી ચાવી જઇને ઉપર દુધ પીવું. બકરીનું દુધ, ઘી, માંખણ વગેરે ઘણાંજ ઉપયોગી છે; માટે બકરીનું ધારોષ્ણ દુધ લેવાથી શરીરનો દાહ, ધાતુની નિર્બળતા વગેરે દૂર થાય છે. દુધમાં સાકર અગર પતાસું નાંખી લેવું. બકરીનું દુધ ન મળે તો ગાયનું દુધ લેવું. (૧૪) માખણ તોલા ૨, મધ તોલા ૨, સાકર તોલા ૦॥ અને સોનાનો વરખ એકનો ચોથો ભાગ મિશ્રણ કરીને ચાટવું. આથી ક્ષય, ધાતુક્ષય, ઉરઃક્ષત વગેરે દરદો દૂર થાય છે. આ સાથે (૧૫) **વર્ધમાનપિપ્લી**નો પ્રયોગ કરવો. દરરોજ દુધમાં ત્રણ લીંડીપીંપર લઈ તેને ઉકાળી તે દુધ તથા લીંડીપીંપર ખાઈ જવાં. પ્રથમ દિવસે ત્રણ, બીજે દિવસે ચાર, એમ દરરોજ પીંપર વધારતા જવી. એમ દશ દિવસ સુધી વધારતા જવી અને તેજ પ્રમાણે એકેકી પીંપર દશ દિવસ સુધી ઓછી કરતા જવી. આ પ્રમાણે દરદીની શક્તિનો વિચાર કરી દુધ તથા પીંપર વધારતા જવી. આ વર્ધમાન પિપ્પલીનો પ્રયોગ ધાતુગતજ્વરમાં સારો ફાયદો કરે છે. પાંડુ, અગ્નિમંદતા, શ્વાસ, કાસ, અને કફના રોગોને પણ મટાડે છે. (૧૬) ગળો, ખડસળીયો, કરીઆતુ, વાળો, અરડુશીની છાલ, જવાસો અને ધાણાનો સમભાગે કવાથ આપવો. (૧૭) શતાવરી, વીદારીકંદ, આસન, હરડે, સાટોડી અને ગોખરૂનો મધ અને ઘીમાં બનાવેલો અવલેહ આપવો. આ દવાઓ સાથે **લાક્ષાદિ તેલ** બદામના તેલ સાથે મિશ્રણ કરી છાતીએ અને વાંસામાં માલીસ કરાવવું. શરીરમાં રહેલ રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુગત દોષોને સુધારવામાં ગળો ઘણું સારૂં કામ કરે છે. આર્ય વૈદ્યકશાસ્ત્રમાં તેનું નામ અમૃતા છે, તે યોગ્ય રીતે અમૃત સમાન ગુણ કરે છે. (૧૮) ગળોસત્વ, આંબળાં, જીરૂ, લીંડીપીંપર, ચિત્રકમૂળ, કૌવચનાં મીંજ અને હરડેનું ચૂર્ણ કરી મધ અગર જુના ગોળમાં મોટા બોર જેવડી ગોળી કરી સવારસાંજ એકેકી લેવી. ધાતુગત જ્વર, જીર્ણ-જ્વર, અને વિષમ જ્વરમાંથી ક્ષયની ઉત્પત્તિ થાય છે. આ જ્વરોમાં

કફોત્પત્તિની સાથે ઉધરસ શરૂ થાય છે; માટે (૧૯) **સુવર્ણ વસંત માલતી** એકેક રતી અને **ગળોસત્વ, વાંસકપુર, એલચી** અને **ખેરસાર**ના અડધા રૂપીઆભાર ચૂર્ણ સાથે, માખણ તોલો ૦ાા, મધ તો. ૦ા અને ચીનાઇ સાકર તોલો ૦ા મેળવી સવારસાંજ લેવું. (૨૦) ગાયનું ધારોષ્ણ દુધ તોલા ૧૦ લેવું, તેમાં સાકર તોલો ૧, અને ગાયનું ઘી તોલો ૦ાા, મેળવી તેમાં સુવર્ણવસંતમાલતી, એકેકી રતી નાખી સવારસાંજ લેવું. **પથ્ય–દુધ સાથે ભાત ખાવો** અગર મગનું ઓસામણ અને ભાત ખાવો. તેલ, આંબલી. મરચું, વાલ અને હીંગ ખાવાં નહિ. કેટલીક વખતે પેસાબમાં ધાતુનો ભાગ જાય છે અગર ક્ષાર પદાર્થ જાય છે માટે ઉપરની દવાઓની સાથે (૨૧) **ચંદ્રપ્રભા**ની એકેકી ગોળી સવારસાંજ ગાયના દુધ સાથે લેવી. આ રોગમાં દોષપરત્વે ચિકિત્સા કરવાની છે માટે વાત, પિત્ત અને કફ પ્રકૃતિવાળા માણસોની સ્થિતિનો વિચાર કરીને ઔષધ યોજના કરવી. વાત્ત પ્રકૃત્તિવાળા દરદીને ઉપરની દવા સિતોપલાદિ ચૂર્ણ સાથે આપવામાં આવે તો ઘણો ફાયદો કરે છે અને તેજ અનુપાન પિત્ત પ્રકૃત્તિવાળા દરદીને વિરૂદ્ધ પડે છે માટે તેવા દરદીએ વાંસકપુર તોલો ૧, એલાયચી તોલો ૦ાા, ખેરસાર તોલો ૦ા, ગળોસત્વ તોલો ૦ાાા અને સોનાના વરખ વાલ ૧ ને મેળવી ચૂર્ણ કરવું. તે ચૂર્ણમાંથી દરરોજ બબે આનીભાર ચૂર્ણ અને સુવર્ણવસંતમાલતીની એકેક રતિની માત્રા માંખણ, મધ અને સાકરના અનુપાન સાથે લેવી. ક્ષયરોગમાં બળ અને વીર્યનું સારી રીતે રક્ષણ થવું જોઇએ. **मला य त्तंबलंपुसां शुक्राय त्तंतु जीवनम् तस्माद्यत्नेन संरक्षेत् याक्ष्मिणो मलरेतसी ॥** મનુષ્યોનું બળ, બળરક્ષણ કરવામાં અને જીવન, વીર્ય રક્ષણ કરવામાં છે. એટલા માટે બળ અને વીર્યનું રક્ષણ બરાબર થવું જોઇએ. સળેખમથી ક્ષયની ઉત્પત્તિ થાય છે, અને તે સળેખમ ક્ષયમાં વધારે થાય છે, માટે તેથી બચવાના ઉપાયો કરવાની જરૂર છે. સળેખમ થયા પછી **હરિત ક્યાદ્યવલેહ, લવંગાદિચૂર્ણ,**

**ચ્યવનપ્રાશાવલેહ** આ દરદમાં ઘણું ઉપયોગી છે; એટલું જ નહિ પણ ખોરાક તરીકે કામ લાગે છે. **જીવન** એ ચ્યવનપ્રાશાવલેહનો એક ભાગ છે. તેમાં કેટલીક વસ્તુઓનો ફેરફાર કરી બનાવેલ રૂચિકર અને સ્વાદિષ્ટ દવા છે. આ અવલેહ દરદી ખુશીથી લઇ શકે છે. તે ક્ષય, ધાતુક્ષય, ધાતુદોષ, રક્તપિત્ત, અમ્લપિત્ત, અજીર્ણ, કાસ, ખાંસી, દમ અને વિષમજ્વર વિગેરે રોગોમાં સારો ફાયદો કરે છે. માત્રા દરરોજ સવારસાંજ તોલો ૧ થી ૨ સુધીની છે, આ ઉપરાંત નીચે બનાવેલી દવાઓ ક્ષયની પ્રથમની અવસ્થામાં ઘણું સારૂં કામ કરે છે. **ત્રિફલાદિલોહ, દ્રાક્ષાસવ, લોહાસવ, દશમૂળાસવ.** સળેખમમાંથી ખાંસી થાય તે માટે **કુષ્માંડાવલેહ** આપવો, તે ક્ષય, ઉરઃક્ષત અને રક્તપિત્તમાં ઘણો સારો ફાયદો કરે છે, અને છાતીમાંથી ગળફામાં પડતું લોહી એકદમ બંધ કરે છે. માત્રા તોલો ૦॥ થી ૧. **બબ્બુલારિષ્ટ, તાલિસાદિ ચૂર્ણ** વગેરેનો ઉપયોગ કરવો. શરૂઆતમાં ક્ષય રોગના જેજે ભેદો બતાવેલા છે તે તે ક્ષય રોગના ભેદોની ઔષધ યોજના નીચે પ્રમાણે છે.

(૧) **વ્યવાયશોષ**—આ રોગવાળાએ ભોજન સાથે ઘી અને જીવનીય ગણની દવાઓ નાંખી તૈયાર કરેલું દુધ લેવું.

(૨) **શોક શોષ**—આ રોગવાળાએ શાંતિ આપનારાં પ્રીય વચનો બોલીને ધૈર્ય આપવું. ભોજનમાં દુધ અને સ્નિગ્ધ, મધુર, શીતળ અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે તેવા પદાર્થો આપવા.

(૩) **વ્યાયામશોષ**—આ રોગવાળાને **દ્રાક્ષાદિ ઘૃતનું** સેવન અત્યુતમ છે.

(૪) **અધ્વશોષ**—આ રોગવાળાને સુંદર શય્યા ઉપર સુવાડવો અને શીતળ, મધુર અને પુષ્ટિકારક ભોજન આપવું.

(૫) **વ્રણશોષ**—આ રોગવાળાળાને સ્નિગ્ધ, અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર પદાર્થો હિતકર છે.

(૬) **ઉરઃક્ષત શોષ** રોગવાળાએ **એલાદિગુટિકા, દ્રાક્ષાદિ**

ઘૃત અને **અમૃત પ્રાશાવલેહ**નું સેવન કરવું. ઉપર પ્રમાણે ક્ષયના ભેદોની ચિકિત્સા જણાવ્યા પછી, ક્ષયરોગની બીજી અવસ્થાના કેટલાક અનુભવી પ્રયોગો ઉપર બતાવવામાં આવ્યા છે છતાં પણ તે ઉપરાંત બીજા પ્રયોગો નીચે પ્રમાણે બતાવીએ છીએ.

(૨૩) આસનના કલ્કથી દુધ પકાવીને પીવું. (૨૪) આસનના કલ્કથી દુધ ઉકાળી તેનું દહીં જમાવી તેમાંથી ઘી કહાડી તે ઘી સાકર સાથે સવારસાંજ લેવું. (૨૫) અરડુશીના પંચાંગનો કવાથ એક ભાગ તથા અરડુશીના ફુલનો કલ્ક આઠ ભાગ લઇ તેમાં ઘીપકાવી તે પીવામાં આવે તો ખાંસી, તાવ, શ્વાસ અને શરીરની નબળાઈ દુર થાય છે. ક્ષય રોગની પ્રથમની અવસ્થામાં અને બીજી અવસ્થામાં (૨૬) **ક્ષયામૃતનું** સેવન અત્યુત્તમ છે. ક્ષયામૃતના ઘીની ચાર ચાર તોલાની માત્રા સવાર સાંજ લેવી અને તે ઉપર દુધ લેવું. **(બનાવટ)** એલચી, બોડી અજમોદ,આંબળાં, બેહેડાં, હરડે, ખેરસાર, લીંબડાનો સાર, સાલવૃક્ષનો સાર, ભિલામાં, ચિત્રક, વજ, સુંઠ, મરી, પીંપર, મોથ અને ફટકડી એ વસ્તુઓનો કવાથ કરીને તે કવાથમાં ૬૪ તોલા ઘી પકાવવું. તૈયાર થાય ત્યારે ઉતારી લઈ તેમાં ૧૨ તોલા ખડી સાકર, ૪૦ તોલા વાંસકપુર, અને તેથી બમણું મધ નાંખી મેળવવું. આ ઘી ક્ષયનો કટ્ટો દુશમન છે અને તે બળ, બુદ્ધિ અને વીર્યનો વધારો કરે છે, મન પવિત્ર કરી આંખનું તેજ વધારે છે, આયુષ્યની વૃદ્ધિ કરેછે અને પાંડુરોગ,ભગંદર, શ્વાસ, સ્વરભેદ, કાસ, હૃદરોગને મટાડે છે. ક્ષયમાં દાહ વધારે થાય છે તેને માટે (૨૭) **મુક્તાદિ ચૂર્ણ**—માત્રા ૩ રતિ, માંખણ તોલો ૧ અને મધ તોલો ૦। સાથે મેળવીને ચાટવું. **(બનાવટ)** મોતી તોલો ૧, અંબર ૩ માસા, સોનાના વરખ ૩ માસા, કસ્તુરી ૧॥ માસો, વાંસકપુર ૬ માસા, એલાયચીના દાણા ૩ માસા અને પીંપર ૩ માષા, પ્રથમ મોતીના ભુકાને ગુલાબજળમાં ખરલ કરી સુકાયા પછી બીજી ઔષધીઓને બીજા ખરલમાં વાટી ખરલ કરેલા મોતીના ભુકાને

તે સાથે મેળવી ચૂર્ણ તૈયાર કરવું. (૨૮) માંખલ તોલો ૧, ચીનાઈ સાકર તો. ૦ાા, મધ તોલો ા અને સોનાના વરખનો અડધો કકડો, એ ચારે ભેગાં કરી તેમાં **મોતીની ભસ્મ** અને **પ્રવાલ ભસ્મ** એ બંને મળી વાલ એક નાંખવાં. તેને કાલવીને ચાટવું. (૨૯) સાકર, લીંડીપીંપર, દ્રાક્ષ, ખારેક, જેઠીમધ, તમાલપત્ર અને નાગકેસરનું ચૂર્ણ માંખણ અને મધમાં આપવું. (૩૦) અરડુસો; સરગવાની છાલ, પાનની જડ, કાસની અને બનફસાનો કવાથ આપવો. ક્ષયરોગમાં અનેક પ્રકારનાં ચિન્હો થાય છે, એટલે તેને માટે ચોકસ દવાની ભલામણ થઇ શકિત નથી પણ જે જે દવાઓનો અમોએ અનુભવ કર્યો છે, અને દરદીઓને અમૃત સમાન ગુણ આપેલો છે, તે તે દવાઓ નીચે બતાવ્યા પ્રમાણે સેવન કરવા ભલામણ કરીએ છીએ (૩૧) **પ્રયોગપંચદશી**-માંથી ગમે તે દવાનો ઉપયોગ કરવામાં આવે તો તેથી ફાયદો થયા વિના રહેતો નથી. (૧) **લઘુલોકનાથરસ** (૨) **અમૃતેશ્વર રસ** (૩) **ક્ષયકેસરી** (૪) **ક્ષયાંતકલોહ** (૫) **બૃહત્વાસાવલેહ** (૬) **જીવન્ત્યાદિ ઘત** (૭) **દ્રાક્ષારિષ્ટ** (૮) **બબ્બુલારિષ્ટ** (૯) **પિપ્પલ્યાસવ** (૧૦) **સિતોપલાદિ ચૂર્ણ** (૧૧) **જાતિફલાદિ ચૂર્ણ** (૧૨) **તાલિસાદિ ચૂર્ણ** (૧૩) **યવાની ખાંડવ** (૧૪) **ચંદનાદિ તેલ** (૧૫) **અશોકારિષ્ટ** ઉપર બતાવેલી દવાઓ પૈકી ગમે તે દવાઓનો ઉપયોગ કરવાથી ક્ષય, ધાતુક્ષય, અને ઉરઃક્ષત વગેરે મહાન ભયંકર વ્યાધિઓ મટે છે.



## ઉરઃક્ષત.

આ રોગનાં કારણો અને લક્ષણો ક્ષય પ્રકરણમાં બતાવવામાં આવેલા છે એટલે તેનો વિશેષ વિચાર કરવાની જરૂર નથી.

**ઉપાય**—ક્ષયના કેટલાક સૌમ્ય ઉપચારો લાગુ પડે છે. જખમમાં રૂઝ લાવે, લોહીને અટકાવે અને શરીરમાં શક્તિ ઘટવા ન દે એવા પુષ્ટિકારક ઔષધો તથા ખોરાકની જરૂર છે. ( ૧ ) અર-

કુસીની તમામ બનાવટો આ રોગની દવા માટે પ્રસિદ્ધ છે. **વાસાલેહ, વાસાસ્વરસ, વાસાચૂર્ણ, વસાકા શરબત** વગેરે. ( ૨ ) કોહોળાંનો રસ તોલા ૨ તેમાં લાખનું ચૂર્ણ તોલો ૦ા નાખીને આપવું. ( ૩ ) દાણા દાણાવાળી લાખનું ચૂર્ણ મધ તથા ઘીમાં આપવું. ( ૪ ) શંખજીરાનું ચૂર્ણ બબે વાલ સવાર, બપોરને સાંજરે માંખણ અને સાકર સાથે લેવું. ( ૫ ) **મોતીની ભસ્મ** તથા **પ્રવાલભસ્મ** બંને અડધો અડધો વાલ આંબળાના મુરબ્બા સાથે અગર ગુલકંદ સાથે મેળવીને ચાટવાં. (૬) **કુષ્માંડાવલેહ** તથા **ભુરાકોહોળાંનો મુરબ્બો** ઘણો સારો ફાયદો કરે છે. ( ૭ ) વાંસકપુર તોલો ૧, એલચી તોલો ૧, જેઠીમધનું ચૂર્ણ તોલો ૦ાા, પ્રવાલભસ્મ તોલો ૦ાા અને મોતીની ભસ્મ તોલો ૦ા, એ સર્વેને એક કરી તેમાંથી બબે વાલની માત્રા સવારસાંજ માંખણ અને સાકર સાથે લેવી. ( ૮ ) ચંદનબલા લાક્ષાદિ તેલ છાતીએ માલીસ કરવાથી ઘણો ફાયદો થાય છે. **પથ્યાપથ્ય**–ક્ષય તથા ઉરઃક્ષતના દરદીએ ફળોમાં દાડમ, દ્રાક્ષ, ફાલસાં, કેળાં, તથા અંગુરનો ઉપયોગ કરવો. બનતાં સુધી ફળનો રસ લઇ કુચા કહાડી નાંખવા. **શાકમાં** દુધી, તુરીયાં, ઘીલોડાં, પરવળ વગેરે હિતકર છે. દરદીની પાચનક્રિયા બગડી ન હોય તો મગની દાળનું અગર તુવેરની દાળનું ઓસામણ, ચડેલો ભાત, ઘઉંની રોટલી, પુરી, ચોખાનો પાપડ, બકરીનું દુધ, અને ગાયનું દુધ આપવું. જઠરાગ્નિનું બળ ઓછું થયું હોય તો દુધ તથા છાશ સાથે ચઢેલો ભાત, સાબુ ચોખાની કાંજી, તુવેરની દાળનું અગર મગની દાળનું ઓસામણ આપવું, શરીરે સુગંધી તેલનું માલીસ કરવું. ઉત્તમ, સુંદર અને મનોરમ્ય એવાં સ્થાનો અને ગૃહોમાં વાસ, પુષ્પની માળાઓ ધારણ કરવી, કથા પુરાણનું શ્રવણ, એ સર્વે હિતકર છે. ( **અપથ્ય** ) વિરેચન, મગ, કારેલાં, વંત્યાક અને બીલાં ખાવાં નહિ. મૂત્રનો અટકાવ, શ્રમ, અંજન, જાગરણ, સાહસ કર્મ, રૂક્ષાન્ન, રૂક્ષપાન, રાઈ, હીંગ, તેલ, ખારા ખાટા રસ, સ્ત્રી સંગ,

ધુમ્રપાન ( બીડી હુક્કો પીવો, ) સ્નાન, દહીં, લાલ મરચાં, બહુ જોરથી બોલવું, ઘોડા વગેરેની સ્વારી કરવી એ સર્વેનો ત્યાગ કરવો.

**વિશેષ ઉપચાર**—અરડુશી, અરડુસો, પીંપળો, ગળો, લીંડી પીંપર, જેઠીમધ, માંખણ, મધ, સાકર, મગ, કેળાં, તાજી દ્રાક્ષ, આંબળાં વગેરેમાંથી જે મળે તેનો ઉગયોગ કરવો.

---

## અમ્લપિત્ત–Acidity.

**કારણ અને લક્ષણ**—અમ્લપિત્તના બે ભેદ છે. (૧) ઉર્ધ્વગ એટલે ઉંચે ગતિ કરનારૂ અને (૨) અધોગ એટલે નીચે ગતિ કરનારૂં. પીળા લીલા રંગવાળી, જરા લાલ, કફના સંસર્ગવાળી અને ખારા, તીખા તથા કડવા રસવાળી ઉલટીઓ થાય તે **ઉર્ધ્વગ અમ્લપિત્ત** જાણવું, અને દાહ, તૃષા, મૂર્છા તથા ભ્રમ કરવાવાળું, ધ્રામહાં, અગ્નિમાંદ્ય, શરીરમાં પીળાશ એ સર્વને ઉત્પન્ન કરનારૂં પિત્ત ગુદા વાટે અતિસારથી નીકળે તે **અધોગ અમ્લપિત્ત છે.** ખાટાં, ખારાં પિત્તને વધારનારાં પદાર્થો સેવન કરવાથી આ રોગ ઉત્પન્ન થાય છે; અને અન્ન નહિ પચવું, ઉલટીના ઉછાળા, કડવા તથા ખાટા ઓડકાર, હૃદયમાં દાહ, શરીરમાં ભારેપણું, ગળામાં બળતરા તથા અરૂચી એ તેનાં લક્ષણો છે.

**ઉપાયો**—પ્રથમ પેટ સાફ લાવવા માટે (૧) **દ્રાક્ષાદિવટી-સવારસાંજ એકેકી ગોળી લેવી.** દ્રાક્ષ અને હરડે સરખા વજને અને તે બેનાથા બમણી સાકર મેળવી મોટા બોર જેવડી ગોળીઓ કરી તેમાંથી સવારસાંજ એકેકી ગોળી લેવી. અથવા (૨) દીનદયાળ ચૂર્ણની ફાકી લેવી અને તે સાથે (૩) કુષ્માંડાવલેહ સેવન કરવો. પિત્તનું જોર છાતીએ વધારે હોય અને દાહ બહુ થતો હોય તો ઉલટી કરાવવા સારૂં (૪) મીંઢળનું ચૂર્ણ તોલો ૦। મધમાં આપવું અને ત્યારપછી (૫) **અવિપત્તિકર** ચૂર્ણ-સુંઠ, મરી, પીંપર, ત્રિફળા, મોથ,

વાવડીંગ, એલચી અને તમાલપત્ર, દરેક તો. ૧, લવીંગ તો. ૧૦, નસોતર તો. ૨૦, સાકર તોલા ૪૦ તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ અમ્લપિત્ત ઉપરાંત અર્શ, શૂળ, પ્રમેહ, મૂત્રાઘાત અને મૂત્રાશ્મરીને પણ મટાડે છે. (૬) આંબળાં અથવા ત્રિફળાનો ક્વાથ નસોતરનું ચૂર્ણ અને મધ નાંખી પીવો. (૭) સુંઠ ૧ ભાગ, સોનાગેરૂ ૨ ભાગ, એ બંનેને નાગરવેલના પાનના રસમાં ખરલ કરી વાલ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી સવારસાંજ બબ્બે ગોળીઓ, પતાસું નાંખેલા દુધ સાથે લેવી. (૮) કરીઆતુ, ગળો, નાગરમોથ અને સુંઠનો ક્વાથ પીવો. (૯) અરડુશી, ગળો અને ઉભી રીંગણીનો ક્વાથ મધ નાંખી પીવો. ગળામાં બળતરા વધારે થતી હોય અને કફ તથા પિત્તનું જોર વધારે જણાતું હોય તો (૧૦) દ્રાક્ષ, ધાણા, લીંડીપીંપર, હરડે, ધમાસો અને ખડી સાકરનો ક્વાથ મધ નાંખીને પીવો. (૧૧) **આંબળાનું શરબત** તથા મુરબ્બો લેવો. (૧૨) **નારિકેળ ખંડ-પાક** સવાર, બપોર અને સાંજરે રૂપીઆ રૂપીઆભાર લેવો. **(બનાવટ)** છીનેળું એટલે ઝીણું કરેલું ટોપરૂં તોલા ૧૬, ને ઘી તોલા ૪ માં સેકી તેના સમભાગે સાકર અને નાળીએરનું પાણી તોલા ૬૪ નાંખી ચાસણી કરી તેમાં ધાણા, જીરૂ, લીંડીપીપર, નાગર-મોથ, વંશલોચન, જીરૂ, શાહજીરૂ, તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર પ્રત્યેક તોલો ૦| નાંખી પાક તૈયાર કરવો. (૧૩) જીરૂ અને ધહુંલાનું ચૂર્ણ સાકરમાં લેવું. (૧૪) ચુનાનું નીતારેલું પાણી દુધ નાંખી પીવું. (૧૫) હરડેનું ચૂર્ણ સાજીનાં ફુલ મેળવી લેવું. (૧૬) **ભાસ્કરલવણચૂર્ણ** સવાર સાંજ લેવું. ટુંકામાં અમ્લવિરૂદ્ધ એટલે ક્ષારવાળી દવાઓનો હદમાં ઉપયોગ કરવો. ક્ષારવાળી દવાઓ કરતાં પિત્તશામક ઉપાયોની આ રોગમાં વિશેષ જરૂર છે. ઉપર બતાવ્યા પ્રમાણે ઉર્ધ્વગ અને અધોગ માર્ગેથી પિત્તનો નિકાલ કરવો. ઉપરની દવાઓ કરતાં પણ ન મટે તો (૧૭) **લીલાવિલાસરસ**ની માત્રા સવાર સાંજ બબ્બે રતિ, મધમાં લેવી. **(બનાવટ)** શુદ્ધ પારો શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, અભ્રક ભસ્મ,

લોહભસ્મ દરેક તોલો ૧, એ સર્વેને ખરલ કરી પછી હરડાં, બેહેડાં અને આંબળાંના ઉકાળાની અને ભાંગરાના રસની પચીસ પચીસ ભાવના આપવી એટલે રસ તૈયાર થશે. આ રોગમાં ઔષધોપચાર કરતાં ખાનપાન ઉપર વધારે આધાર રાખવો.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) મગ, જવ, ચોખા, કારેલાં, પરવળ, કહોળું, કેળાનાં ફુલ, પિત્તશામક ખાનપાન હિતકર છે (અપથ્ય) તેલ, તીખું, તલ, કળથી, ખાટું અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—આંબળાં, આદુ, અરડુશી, કરીઆતું, કોકમ, ધહુંલાં, દ્રાક્ષ, સાકર, નાળીએર, લીંડીપીંપર, સાટોડી, હરડે, શતાવરી, ગળો, વગેરેમાંથી જે મળે તેનો ઉપયોગ કરવો.

---

## અપસ્માર-વાઇ-ફેફરૂં-Epilepsy.

**કારણ**—અપસ્મારનું ખરૂં કારણ મગજની નબળાઇ છે. (૧) માનસિક કારણ, જેમકે મનની ફિકર, દીલગીરી, ખેદ, બીક, ગુસ્સો, અથવા મગજ ઉપર અતિશય કામનો બોજો, ( ૨ ) શારીરિક કારણ, જેમકે મસ્તક ઉપર માર અથવા ધક્કો. ( ૩ ) રક્ત વિકાર ( લોહી વિકાર ) જેમ કે ઉપદંશ, સંધિવા, અને વાતરક્ત વગેરે. ( ૪ ) અતિ વિષયાક્તપણું અને તેથી થયેલ ધાતુક્ષય તથા હાથરસ વગેરે કુટેવોથી થતો વીર્યપાત. ( ૫ ) કૃમિરોગથી, ગર્ભાશયના દરદથી, બાળકોને દાંત ફુટવાથી. (૬ ) અતિ કેફી વસ્તુઓના સેવનથી વગેરે કારણોથી અપસ્માર રોગ થાય છે. આ રોગ કેટલીક વખત વારસામાં પણ ઉતરે છે.

**લક્ષણ**—વાઇમાં એકાએક ક્ષણીક બે શુદ્ધિ થાય છે. દરદી જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં સ્તબ્ધ થઈ જાય છે. કોઇ વખતે બેશુદ્ધિની સાથે હાથપગના સ્નાયુ જરા ખેંચાય છે. સખત વાઇમાં દરદી બેભાન થઇ જમીન ઉપર પડી જાય છે. હાથપગ ખેંચાય છે, તાંણને લીધે હાથપગ તથા આખું શરીર જોરથી તરફડે છે.

મોંમાંથી ફીણ આવે, આંખના ડોળા ફરી જાય, દાંત જોરથી ભીડાઇ જાય અને વખતે વચ્ચે જીભ આવે તો કરડાઇને લોહી નીકળે, વખતે ઝાડો પેસાબ થઇ જાય; આવી સ્થિતિમાં થોડી મિનિટ સુધી અથવા વખતે કેટલાક કલાક સુધી પડી રહ્યા પછી દરદી જાણે સાધારણ ઉંઘમાંથી ઉઠયો હોય એવો તંદુરસ્ત દેખાય. સ્ત્રીઓને આ દરદ વધારે જોવામાં આવે છે.

**ઉપાય**—દરદીને વાઈ આવ્યા પછી તેના શરીરની સંભાળ રાખવી. જીભ કરડાય નહિ માટે બે દાંત વચ્ચે દાતણ અગર બુચ જેવડી કઠણ વસ્તુ મૂકી દેવી. ખુલ્લી હવામાં રહેવું, ખેંચતાણ આવતી વખતે દરદીને જોરથી પકડવો નહિ. ખેંચતાણ બહુ વખત રહે તો મોઢા ઉપર ટાઢું પાણી છાંટવું અગર કૅાલનવૅાટરનું પાણી છાંટવું. છાતી ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું. તાણ આવી રહ્યા પછી દરદીને ઉંઘવા દેવો. વચલા ગાળામાં જે કારણ જણાય તે દુર કરવા પ્રયત્ન કરવો. દરદીને ઉંઘ આવે તો ( ૧ ) **દ્રાક્ષાસવ** બબ્બે રૂપીઆભાર આપીને સતેજ કરવો. સાટોડીના સ્વરસનું નસ્ય આપવું અગર લીંડીપીપર તોલો ૦૧, ઘોડાવજ તોલો ૦૧ અને સાટોડી તોલો ૦૧; તેનું ચૂર્ણ કરી ખુબ ઝીણું ચાળી સુંઘાડવું. એટલે દરદીની બેશુદ્ધિ જશે. નાકમાં બળતરા થાય તો ઘીનાં ટીપાં મુકવાં. (૨) માલકાંકણી, ખોરાસાની અજમો, અજમો, અકલકરો, લવંગ, એલચી, અજમો, વાવડીંગ, અને નાગકેસર સમભાગ લઈ ભાંગરાના રસમાં બોર જેવડી ગોળીઓ કરવી તેમાંથી એકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે લેવી. (૩) પથ્ય--દુધ અને ભાત.

ઘોડાવજનું ચૂર્ણ સવારસાંજ અડધો તોલો મધમાં લેવું. ( ૪ ) કહોળું અને સોનાગેરૂ વાટી તેના રસમાં જેઠીમધનું ચૂર્ણ નાંખી ત્રણ દિવસ પીવું. આ પ્રમાણે કરવાથી તાંણનું જોર ઓછું ન થાય તો (૫) **ગોદંતિ હરતાલ ભસ્મ** બબ્બે વાલ, દહીં તોલા ૨૦ અને સાકર તોલા ૩ સાથે મેળવી દરરોજ સવારે

બાજરીની નાની રોટલી સાથે ખાઈ જવું. એક માસનો આ પ્રયોગ છે. આ રોગમાં ઝાડાની કબજીયત થાય છે માટે (૬) **દીનદયાળ ચૂર્ણ** અડધા રૂપીઆભાર લેવું. અગર સુંઠનો કવાથ અને એરંડીયું બે રૂપીઆભાર લેવું. (૭) **બ્રાહ્મીઘૃત**--તોલા ૩ થી ૪ સુધી લેવું. (૮) **કલ્યાણક** ચૂર્ણ સવાર સાંજ ઉના પાણી સાથે અડધા રૂપીઆભાર લેવું. ( **બનાવટ** ) સુંઠ, મરી, પીંપર, પીંપળીમૂળ, ચવક, ચિત્રો, હરડે, બહેડાં, આંબળાં, બીડલવણ, સિંધવ, વાવડીંગ, અજમોદ, ધાણા, જીરૂં, તેનું ચૂર્ણ કરવું. (૯) ઘોડાવજ, સુંઠ, બ્રાહ્મી, હરડે, અને ચિત્રાનો કવાથ મધ નાંખીને પીવો. (૧૨) ગૌમૂત્ર તોલા ૧૬, સરગવો, અરડુશો, ધોળી અરણી, અને લીંબડાનો સ્વરસ દરેકતો.૧, તેલનું તેલ તો. ૪ને પકાવી તે તેલનો અભ્યંગ કરવો. (૧૧)કળથી,જવ,ખાર, શણનાં બીજ, ગુગળ, જટામાંસી, દશમુળ અને હરડે એ વસ્તુઓના કવાથમાં બકરાનું મૂત્ર નાંખી તેમાં ઘી પકાવીને ખાવું. (૧૨) દેવદાર, વજ. કઠ, મજીઠ, હળદર, રીસામણી, ત્રિફળા, મોથ, કરંજ બીજ, સરસડીયાના બીજ, ગરણી અને ચીત્રકનો કલ્ક નાંખી ચોગણા ગૌમૂત્રમાં ઘી પકાવવું. આ **સિદ્ધાર્થકઘૃત** કહેવાય છે તેનું સેવન કરવું. આ પ્રમાણે (૧૩) **પંચગવ્યઘૃત** પણ સારો ફાયદો કરે છે. ( **બનાવટ** ) દશમૂળ, કડાછાલ, મોરવેલ, ભારંગી, ત્રિફલા, ગરમાળો, હરડે, રીસામણી, અંઘેડો, અને પીલુ ( ખારી જારી )ના કવાથમાં કરીઆતુ, કરંજ, સુંઠ, મરી, પીંપર, ચિત્રક, નસોતર, કાળીપાટ, હળદર, દારૂહળદર, કાળી ઉપલસરી, ધોળી ઉપલસરી, પોખરમૂળ, કડુ, વજ, ગળી, અને વાવડીંગનો કલ્ક નાંખી ગાયનું દુધ, દહીં, મૂત્ર અને ગાયના છાંણનો રસ નાંખી તેમાં ગાયનું ઘી પકવવું. આથી અપસ્માર રોગ સિવાય પણ ક્ષય, ધાતુક્ષય, ચાતુર્થીકજ્વર, શ્વાસ અને ઉન્માદને મટાડે છે.

**પથ્યાપથ્ય**-(પથ્ય) ઘઉં, ઘી, દુધ, મગ, જુનું કહોળું, સરગવો, દ્રાક્ષ, આંબળાં, ચોખા વગેરે હિતકર છે. (અપથ્ય) ગરમ

પદાર્થ, વિરૂદ્ધ અન્નપાન, અતિ મૈથુન, મહેનત અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—ધોડાવજ, બ્રાહ્મી, શંખાવળી, અગથીઓ, આકડો, જેઠીમધ, ડુંગળી, તલ, બીજોરૂં, મોથ, લસણ, મેથી, લીંડીપીપર, પીંપરીમૂળ, શતાવરી, હીંગ, કંકોડી, અકલકરો, વાવડીંગ. આ ચીજોમાંથી જે મળી શકે તેનો ઉપયોગ કરવો.

---

## વાત વ્યાધિ. Diseases of the nervous System.

**વિવેચન**—પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન અને અપાન એ પાંચ નામવાળો વાયુ પોતપોતાના સ્થાનમાં રહી સર્વ પ્રાણીઓનો નિર્વાહ ચલાવ્યા કરે છે. હૃદય, કંઠ, ઉદર, ત્વચા અને ગુદા એ પાચ ઠેકાણે તેનું જુદું જુદું કાર્ય હોય છે. તમામ નાની મોટી ચેષ્ટાઓ એટલે કે શરીરવ્યાપારનું પ્રવર્તન વાયુ વડે જ છે. મનમાં સઘળી વૃત્તિઓને વાયુ નિર્માણ કરે છે, અને તેનું નિયમન પણ વાયુજ છે. વાતવ્યાધિમાં વાયુ એ શરીરની ( રોગીની ) શીરાઓનું તથા સ્નાયુઓનું શોષણ કરીને સાંધાના બંધનને ઢીલા કરે છે, તેથી આ રોગ થાય છે. પાશ્ચાત્ય વૈદ્યક આ પ્રકારના વાતવ્યાધિમાં મજ્જાતંતુઓની વિકૃતિ થાય છે, એમ કહે છે.

**કારણ**—સુકું, લુખું, ઠંડુ અને હલકું અન્ન ખાવાથી, અતિ સ્રીસંગથી, ઘણો ઉજાગરો કરવાથી, વિરૂદ્ધ ઔષધ લેવાથી; કફ, પિત્ત, વાત, મળ, મૂત્ર, રક્ત (લોહી) વગેરે વહી જવાથી (ધમની તુટી જવાથી), ખાડા ખાબોચીયાં કુદવાથી, નદીમાં તરવાથી, લાંબી મુસાફરી કરવાથી, શક્તિ ઉપરાંત મહેનત કરવાથી, ધાતુક્ષીણ થાય એવી વિરૂદ્ધ ચેષ્ટા કરવાથી, ચિંતા કરવાથી, શોક અને ભય વધારે કરી શરીર સુકવી નાંખ્યાથી, ઝાડો પેસાબ રોકવાથી, આમના સંચયથી, લાકડી વગેરે જડ પદાર્થો શરીર પર લાગવાથી, અપ-

વાસ વધારે કરવાથી, મસ્તક, હૃદય વગેરે મર્મસ્થાન પર વાગવાથી, કુપિત થયેલો વાયુ શરીરમાંના ખાલી પડેલા સ્રોતો વગેરે ભાગોમાં ભરાવાથી, વાતવ્યાધિઓ થાય છે.

**લક્ષણ**—હાડકાં તથા સાંધાઓના ભાગમાં વેદના, હાથપગ તથા માથાનું જકડાવું, સાંધાઓનો સંકોચ, રૂંવાટા ઉભાં થવાં, અસંબંધ ભાષણ, લંગડાપણું, પાંગળાપણું, કુબડાપણું, અર્થાત અવયવોમાં ખોડ આવવી કે ખુંધ નીકળવી, નિદ્રાનાશ, અંગ ઉપર સોજો, ગર્ભ ધારણ ન થવો, શુક્ર અને રજ ( સ્ત્રીયોનું આર્તવ ) નો નાશ, અંગો ફરકવાં, મસ્તક, નાસિકા, ગરદન વગેરે વાંકા થઇ જવાં, સ્પર્શજ્ઞાનનો નાશ, તાણ, શૂળ, મોહ, વગેરે અનેક લક્ષણો વાયુથી ઉત્પન્ન થાય છે. હેતુ તથા સ્થાન ભેદે કરી વાતવ્યાધિના ૮૦ પ્રકાર છે. સ્થળ સંકોચને લીધે પક્ષાઘાત, અર્દિતવા, આક્ષેપક ( આંચકી ), અપતંત્રક ( હીસ્ટરીઆ ) વગેરે રોગોનાં સ્પષ્ટ લક્ષણો બતાવ્યાં નથી. આર્યવૈદ્યક શાસ્ત્રમાં જે જે રોગોને વાતવ્યાધિમાં મુકેલા છે, તે તે રોગોને એલોપથીમાં "Nervous System" નર્વસ સીસ્ટમનાં દરદો કહે છે. આ પ્રમાણે જુદા જુદા પ્રકારો હોવાથી તે ઉપર ધ્યાન આપી તેની ચિકિત્સા કરવી જોઇએ.

## પક્ષાઘાત–Hemiplegia.

**કારણ અને લક્ષણ**—વાયુથી શરીરનો અરધો ભાગ દબાય છે અને નસો તથા વાયુનું શોષણ થાય છે ત્યારે શરીરનો અરધો ભાગ ડાબો કે જમણો કામ કરતો બંધ પડે છે, એટલે તે ભાગમાં કોઈ પ્રકારનું હલનચલનનું કાર્ય થઇ શકતું નથી, અર્થાત્ રૂધિરાભિસરણ બીલકુલ થતું નથી. સાંધાઓના બંધનો શિથિલ થવાથી રોગીનું અરધું શરીર લાકડા જેવું જડ થઇ જાય છે, તેથી તે ભાગમાં લગારે સ્પર્શાદિ જ્ઞાન રહેતું નથી. ટુંકામાં મગજ તથા બરડાની કરોડ સાથે સંબંધ ધરાવનારા મજ્જાતંતુઓ પર દબાણ થવાથી તે તંતુઓનો

વ્યાપાર બંધ પડે છે, તેથી પક્ષાઘાત થાય છે. પક્ષાઘાત બે પ્રકારે થાય છે. (૧) મગજમાં રક્તસ્રાવ થવાથી એકાએક થાય છે અને (૨) મગજના બીજા દોષ સંચયને લીધે ધીમે ધીમે પણ થાય છે.

**ઉપાય**—વાત વ્યાધિના રોગીની ચિકિત્સા અભ્યંગ, સ્વેદન, બસ્તિ, નસ્ય, સ્વેદન અને વિરેચન વગેરેથી કરવી. પક્ષાઘાતના દરદીની ચિકિત્સા કરતી વખતે ઘણી સાવચેતી રાખવાની છે. શરીરના કયા ભાગમાં વિકાર થઈ પક્ષાઘાત થાય છે, તે બરાબર સમજીને તેની ચિકિત્સા કરવી જોઇએ. પ્રથમ દરદીને એક સારો હલકો જુલાબ થવા માટે (૧) **દીનદયાળચૂર્ણ** આપવું અથવા સુંઠના ઉકાળા સાથે એરંડીયું બે રૂપીઆભાર આપવું અથવા મળદ્વારે પીચકારી મારવી. દરદીને શાંત પડી રહેવા દેવો. તેની આસપાસ માણસોની ગીરદી થવા દેવી નહિ. માથા ઉપર (૧) **નારાયણ તેલ** (૨) **બલાતેલ** (૩) **અણુંતેલ** અથવા (૪) **પ્રસારણી** તેલમાં બોળેલું કપડું રાખવું. આ વ્યાધિમાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે મગજની નબળાઇથી આ રોગ થાય છે અને એકદમ સારૂં થતું નથી. પક્ષાઘાતના રોગીને પ્રથમ સ્નેહનથી તથા સ્વેદનથી ઉપચાર કરી, વમન વિરેચનાદિક ક્રિયાઓ કરવી. વમન પછી એક પખવાડીએ વિરેચન આપવું. વિરેચન આપ્યા પછી સાત રાત્રિ બાદ સ્નેહ બસ્તિ આપવી. ત્યારપછી નિરૂહબસ્તી આપવી, ત્યારબાદ ઉપાયો શરૂ કરવા. (૫) રેવંચીનો શીરો, તજનો ભૂકો, એળીયો, વીલાયતી સાબુ દરેક તો. ૦૧, એ સર્વેને એકત્ર કરી પાણીમાં ગોળીઓ ૬૦ કરવી. તેમાંથી દરરોજ બબે ગોળી સવારસાંજ ગળવી. (૬) કૌવચનાં મૂળ, અડદ, એરંડાનાં મૂળ અને લઘુ ચિકણાં મૂળનો સમભાગે ક્વાથ હિંગ અને સિંધવ નાંખી પીવો (૭) રાસ્ના, કૌવચનાં મૂળ, કતૃણ, આસન, એરંડાના મૂળ અને સુંઠનો સમ ભાગે ક્વાથ રૂપીઆભાર એરંડીયું નાખી પીવો. (૮) રાસ્ના, ગોખરૂ, સુંઠ, ગળો, એરંડાના મૂળ અને સાટોડીનો ક્વાથ મધ નાખી પીવો. આ પ્રમાણે સવારસાંજ ક્વાથ આપવો. અને તે સાથે (૯),

**મહાયોગરાજ** ગુગલની અકેકી ગોળી લેવી. **(બનાવટ)** મહાયોગરાજ તથા યોગરાજ—સુંઠ, પીપર, ચવક, પીંપરીમૂળ, ચિત્રકમૂળ, શેકેલી હીંગ, અજમોદ, ધોળા સરસવ, જીરૂ, શાહજીરૂ, નગોડનાં બી, ઇંદ્રજવ, કાળીપાટ, વાવડીંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગમૂળ, વજ, મોરવેલ એ દરેક પાપા તોલો, સર્વથી બમણાં (તોલા ૧૦) ત્રિફળા સર્વનું ચૂર્ણ કરવું, એ સર્વેની બરાબર (તોલા ૩૦) શુદ્ધ ગુગળ; ગુગળને ઘીમાં સારીપેઠે ગોળ જેવો નરમ કરી તેમાં ચૂર્ણ મેળવવું અગર ગોળની પેઠે ચૂલે ચડાવી થોડા પાણીમાં પાક કરવો. તેમાં તૈયાર કરેલું ચૂર્ણ મેળવી દઈ પાવલીભારની ગોળીઓ કરવી. આ **યોગરાજ** કહેવાય છે. તેમાં બંગભસ્મ, લોહભસ્મ, રૂપાની ભસ્મ, નાગભસ્મ, અભ્રકભસ્મ, મંડુર તથા રસસિંદુર દરેક તોલા ૪ મેળવવામાં આવે તો તે **મહાયોગરાજ** કહેવાય છે.

(૧૦) [1]**મહારાસ્નાદિકવાથ** સાથે મહા યોગરાજ ગુગળ આપવાથી પરિણામ ઘણું સારૂં આવે છે. ગુગળમાં રક્તશ્રાવ બંધ કરવાની, મજ્જાતંતુઓને પુષ્ટી કરવાની, રૂધિરાભિસરણ કરવાની તેમજ મગજના તમામ વ્યાધિઓને મટાડવાની ઘણીજ શક્તિ છે. વાતવ્યાધિના દરદો ઉપર ગુગળ અકસીર ઉપાય છે. (૧૧) **ગોક્ષુરાદિગુગળ**—ધાતુગત પક્ષાઘાત્ ઉપર ઘણો સારો ગુણ આપે છે. [2]**ગુગળ સેવન કરનારે** ખટાશ અને તીખું ખાવું નહિ અને અજીર્ણ મૈથુન, શ્રમ, તડકો, મદ્ય અને રોષનો ત્યાગ કરવો. (૧૨) **રસોનકલ્ક**—લસણની છોલેલી કળીઓ તોલા ૪ અને શેકેલી હીંગ, જીરૂ, સિંધાલુણ, સંચળ, સુંઠ, મરી, પીંપર પ્રત્યેક અકેક માસો, તેનું ચૂર્ણ લસણ સાથે ઘુંટીને તેની પાવલીભારની ગોળીઓ કરવી. દરરોજ અકેક ગોળી એરંડાના મૂળના ક્વાથ સાથે લેવી. આ કલ્ક સેવન

---

૧ रास्नादिक्वाथ संयुक्तो विविधंहन्ति मारुतं।

૨ अम्लतीक्ष्ण मजीर्णं च व्यवायंश्रम मारुतं मद्यंरोषं त्यजेत्पु पुरसेविनः।

કરનારે મદ્ય, માંસ અને ખટાઇનો ત્યાગ કરવો. (૧૩) **ભીલામાની ગોળી**–ભીલામા તોલા ૮, ગોળ તોલા ૫, પીંપરીમૂળ, પીંપર, અકલકરો, સુંઠ, માલકાંકણી, દરેક તો. ૧ સર્વ વસ્તુઓને વાટીને ગોળમાં બોર જેવડી ગોળીઓ કરવી. દરદીનું બળ જોઇને સવારસાંજ એકેકી ગોળી પાણી સાથે લેવી. તેલવાળાં પદાર્થો પુષ્કળ આપવા, પણ દુધ, ઘી, ખટાશ, રાઇ, ગળપણ બીલકુલ આપવું નહિ. તેલ વધારે ખવાશે તેટલો વધારે ફાયદો થશે. (૧૪) **લશુનાદિગુટિકા**–લસણની કળી તોલા ૫, ગુગળ તોલા ૧૦, લવંગ તોલા ૫, પીંપર તોલા ૨, મરી તોલો ૧, રાસ્ના તોલા ૩, એરંડાના બીંજ તોલા ૩, એ વસ્તુઓને ખાંડી એક કરી ચણીબોર જેવડી ગોળીઓ કરવી. સવાર, બપોર ને સાંજરે એકેકી ગોળી પાણી સાથે લેવી. (૧૫) **વિષતિંદુકચૂર્ણ**–ઝેરકોચલાંને ગાયના મૂત્રમાં શોધી પછી ઘીમાં તળી નાંખી તેનું ચૂર્ણ તથા કાળાં મરી એ બંને સરખા ભાગે લઇ તેમાંથી વાલ વાલભારની **પડીકી** સવારમાં સાત દિવસ લેવી. (૧૬) **શ્રી કૃષ્ણચિંતામણિરસ**–હીંગળામાંથી કાઢેલો પારો તોલો ૧ાા, શુદ્ધ ગંધક તોલા ૨, શુદ્ધ વછનાગ તોલો ૧ાા, શુદ્ધ કરેલા ધંતુરાનાં બી તોલો ૧ાા, પીંપર તોલા ૫, મરી, ચીત્રાની છાલ, જાયફળ, ટંકણ દરેક તો. ૨ાા તેમાંથી પ્રથમ પારા ગંધકની કજલી કરી બાકીની વસ્તુઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી નાગરવેલના પાનના રસની તથા આદાના રસની ત્રણ ત્રણ ભાવના આપી ચણોઠી જેવડી ગોળીઓ કરવી. અનુપાન પરત્વે પક્ષાઘાત, અર્દિતવા, હનુસ્તંભ, શ્વાસ, કાસ, ગળગ્રહ વગેરેને મટાડે છે. (૧૭) **વાતગજાંકુશરસ**–એકેક રતિ આદાના રસમાં સવાર સાંજ લેવી. **(બનાવટ)** શુદ્ધ પારો તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૪, શુદ્ધ ઝેરકોચલાં તોલા ૪, ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર) તોલા ૬, પ્રથમ પારા ગંધકની કજલી કરી પછી બીજી વસ્તુઓ મેળવી ખરલ કરવો. (૧૮) **નારાયણતેલ**નું અભ્યંગ કરવામાં આવે અગર પાન કરવામાં આવે તો પક્ષાઘા-

ત મટે છે. આ પ્રમાણે (૧૯) **પ્રસારણીતેલ** તથા **માષાદિતેલ** આ રોગ ઉપર સારો ગુણ કરે છે. (૨૦) ઝેરકોચલાં તોલા ૧૬, આકડાનાં મૂળ તોલા ૧૬, સોમલ તોલા ૨, ધંતુરાનાં ફુલ નંગ–૧૦ અને તલનું તેલ નાંખી પાતાળયંત્રથી તેલ કાઢવું. (૨૧) સોમલ, જાયફળ, જાવંત્રી, અજમો, ભાંગનાં બી, લવીંગ પ્રત્યેક અકેક રૂપીઆભાર, માલકાંકણી તોલા ૬, કસ્તુરી વાલ ૨, કેસર વાલ ૨; આ સર્વને કાચની શીશીમાં ભરી પાતાળયંત્રથી તેલ કહાડવું. (૨૨) સરગવાનો રસ શેર ૧, ધંતુરાનો રસ શેર ૧, વછનાગ, સોમલ, ઝેરકોચલાં, પ્રત્યેક તોલા ૨, તલનું તેલ શેર ૧ લઈ અગ્નિ ઉપર મુકી રસ બળી જઇને તેલ રહે ત્યારે ઉપયોગમાં લેવું. ઉપર બતાવેલાં તેલો પૈકી જે મળી આવે તે તેલથી શરીરે મર્દન કરાવવું. તેલ જેમ જેમ અંદર ઉતરશે અને રૂધિરાભિસરણ થશે તેમ તેમ શરીરના સાંધાઓ છુટી જઇને લોહી ફરશે અને માથા ઉપર પોતાં મુકવાથી અગર ધીમા ધીમા હાથે માલીસ કરવાથી પણ મજ્જાતંતુઓના વિકારો શાંત થઈ રક્તસ્રાવ વગેરે બંધ થશે. વિશેષમાં (૨૩) **વિડંગારિષ્ટ, દ્રાક્ષારિષ્ટ, દ્રાક્ષાસવ, દશમૂળારિષ્ટ,** વગેરે પણ સારી અસર કરે છે. રસાદિ દવાઓમાં (૨૪) **તામ્રભસ્મ, લોકનાથ**રસ, **સ્વચ્છંદભૈરવરસ**ની બબે વાલ માત્રા રાસ્ના, ગળો, દેવદાર, એરંડાનાં મૂળ અને સાટોડીનાં મૂળના કવાથ સાથે લેવાથી ઘણોજ ફાયદો થાય છે. તે સિવાય (૨૫) **પ્રતાપાગ્નિકુમારરસ, લક્ષ્મીનારાયણરસ, વાતવિધ્વંસનરસ, રસસિંદુર** વગેરે પણ ઉપરના અનુપાન સાથે લેવાથી સારો ગુણ આપે છે. વિશેષમાં (૨૬) **પૂર્ણચંદ્રોદયરસ** વાલ ૪, કસ્તુરી વાલ ૧, અંબર વાલ ૧, સોનાનો વરખ વાલ ૧, પીંપરનું ચૂર્ણ વાલ ૪ મેળવી પડીકાં નં. ૧૭ કરવાં અને તેમાંથી અકેકું પડીકું આદાના રસમાં લેવાથી ઘણું સારૂં પરિણામ આવે છે. આ રોગમાં વીજળી લગાડવાથી ઘણો સારો ફાયદો થાય છે, માટે સારા વૈદ્ય ડાકટરની સલાહથી તે ઉપાયની યોજના કરવી.

**સાધ્યાસાધ્ય વિચાર**—બીજા દોષથી મિશ્રિત નહિ થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત કષ્ટસાધ્ય છે, બીજા દોષથી મિશ્રિત થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત સાધ્ય છે, અને ધાતુઓના ક્ષયથી કુપિત થયેલા વાયુએ કરેલો પક્ષાઘાત અસાધ્ય છે.

---

## અર્દિતવા-અડદીયોવા-Facical Paralysis

**કારણ અને લક્ષણ**—ઘણા કઠણ પદાર્થો ખાવાથી, ઘણું હસવાથી, ઘણો બોજો ઉચકવાથી, ઉંઘમાં ગળું, માથું અગર શરીર વાંકુચુંકુ થવાથી, વગેરે કારણોથી વાયુ કોપ પામી મસ્તક, નાક, હોઠ, ગાલ અને આંખોના સાંધામાંથી મોઢું વાંકું ફેરવી નાખે છે. જે બાજુનો ચહેરો રહી જાય છે તેની તથા ચહેરાની સામી બાજુની વચ્ચે જોતાંજ તફાવત માલુમ પડે છે, ગાલ ઢીલા લાગે છે, આંખની ઉપલી પાંપણ પણ પુરી મીચાતી નથી, તેથી આંખમાં પાણી આવે છે. પાશ્ચાત્ય વૈદ્યક જણાવે છે કે મગજના મજ્જાતંતુઓની વિકૃતિ થવાથી ચહેરાના તંતુઓ ખેંચાઇને આ રોગ થાય છે. આ રોગને ફારસી ભાષામાં લકવો કહે છે.

**ઉપાય**—આ દરદ ઘણીવાર થોડા દિવસમાં મટી જાય છે. મટે અગર ન મટે તોપણ તેનાથી શરીરને કોઇ પ્રકારનું જોખમ નથી. શરૂઆતમાં પ્રથમ ( ૧ ) **દીનદયાલચૂર્ણ**ની રૂપીઆભાર ફાકી આપવી અથવા ( ૨ ) સુંઠના ઉકાળામાં બે રૂપીયાભાર એરંડીયું આપવું. ( ૩ ) ત્રિફળા (હરડાં, બહેડાં અને આંબળાં), કડવા લીંબડાની લીંબોળીયો, અરડુશી અને કડવા પંડોલાનો સમભાગે કવાથ ગુગળ નાંખી પીવો અગર ( ૪ ) **યોગરાજ ગુગળની** એકેકી ગોળી આ કવાથ સાથે ગળવી. ( ૫ ) **અજમોદાદિ ગુટિકાની** ગોળીઓ સવારસાંજ એકેકી ઉના પાણી સાથે લેવી. (**બનાવટ**) અજમો, લીંડીપીપર, વરીઆળી, નાગરમોથ, મરી અને સિંધવ પ્રત્યેક એકેક ભાગ, હરડેનું ચૂર્ણ ૫ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વરધા-

રાના લાકડાનું ચૂર્ણ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૭ ભાગ, એ પ્રમાણે ઔષધોનું ચૂર્ણ કરી ગોળના પાકમાં મોટા બોર જેવડી ગોળીઓ કરવી. ( ૬ ) **લઘુરાસ્નાદિ કવાથ**-રાસ્ના, એરંડમૂળ, દેવદાર, વજ, સુંઠ, ધમાસો, હરડે, નાગરમોથ, અતિવિષ, શતાવરી અને અરડુશીનો કવાથ કરી પીવો. ( ૭ ) **નારાયણતેલ** અને **પ્રાસારણી** વગેરે તેલો ચહેરા ઉપર માલીસ કરવાં. અર્દિતવાની ઘણી ચિકિત્સા પક્ષાઘાતને મળતી છે અને તે ઉપરના તમામ ઉપાયો આ રોગમાં સારી અસર કરે છે.

---

## અપતંત્રક-હિસ્ટીરીઆ-Hysteria.

**કારણ**—મગજની નબળાઈ, ગર્ભાશયના વ્યાધિ, આર્તવદોષ, ભય, શોક, કામવિકાર, હાથરસ, અતિવિષયાસક્તિ અને મનને ધક્કો પહોંચવો, એવાં બીજાં અનેક કાર્યોથી તથા કામ વિષયની અતૃપ્તિ, પુરૂષ સાથેના અણગમાથી, અપ્રીતિથી, વગેરે કારણોથી આ રોગ થાય છે. સ્ત્રી જાતિમાં આ રોગ વિશેષ થાય છે.

**લક્ષણ**—આ દરદના અસંખ્ય લક્ષણો છે. ખેંચતાણ, રડવું, હસવું, બુમો પાડવી, ધુણવું, ગોળો ચડવો, અવાચક થવું, ઉલટી, હોઈઆં થવું, ઉદાસીનપણું, દાંત બંધાઇ જવા, આંખોની કીકી ચડાવી દેવી, આ તેનાં સામાન્ય ચિન્હો છે. હિસ્ટીરીઆ વાળી સ્ત્રીયોની તરેહવાર ફરીઆદો છે. શરીરમાં બળત્રા થાય છે, ગોળો એવો સખત ચડે છે કે જાણે હમણાં પ્રાણ નીકળી જશે, ઘાંટો બેસી જાય છે, મૂર્છાની પેઠે બેશુદ્ધિ થાય છે. હાથપગ અકળાય છે તથા દરદી બહુ ઉછાળા અને પછાડા મારે છે, દાંત ખીલી બેસે છે, પણ જીભ કચરાતી નથી, દમ ઘુંટાય છે વગેરે લક્ષણો હિસ્ટીરીઆનાં છે.

**ઉપાય**—હિસ્ટીરીઆના દરદીને આંચકીના પ્રકરણમાં સૂચવ્યા પ્રમાણે શરીરને ઇજા ન થાય તેવી સંભાળ રાખવી. ટાઢું પાણી

મોઢા ઉપર છાંટવું અથવા કૅાલનવૅાટરનું પાણી કરી મોઢાપર છાંટવું. ચુનો અને નવસાર ભેગાં કરી સુંઘાડવાં. જે કાંઇ કારણ મળી આવે તેનો યોગ્ય ઇલાજ કરવો. મન આનંદમાં રહે તેમ કરવાની વધારે જરૂર છે. પ્રથમ ઝાડાની કબજીયત દુર થાય તેમ કરવું. તે માટે (૧) એલીયો તોલા ૨, કેસર તોલો ૧, અને હીંગ તોલો ાા ની ગોળીઓ પાણીમાં નાના બોર જેવડી કરવી; તેમાંથી સવારસાંજ અકેકી આપવી. અથવા (૨) હરડે, કાળી દ્રાક્ષ, અજમો, સોનામખી, સુંઠ સંચળનું સમભાગે ચૂર્ણ કરી તેમાંથી સવારસાંજ અડધા રૂપીઆભારની ફાકી લેવી. છાતી ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું. હિસ્ટીરીઆમાં જે જે પ્રકારનાં ચિન્હો જણાય તેને અનુસરીને તે તે પ્રકારના ઇલાજો કરવા. (૩) સુંઠ તોલો ાા, ઘોડાવજ, વાવડીંગ, પીપળીમૂળ, પીંપરની અંતરછાલ દરેક તો. ૧; આ સર્વનો કવાથ કરી મધ નાંખી લેવો. (૪) **નાગાર્જુન રસ**—અકેક રતિ સવાર સાંજ આદાના રસમાં લેવો અને ખેંચતાણ વખતે દાંત બંધાઈ ગયા હોય તો આ રસને દાંતે ઘસવો, એટલે ખેંચતાંણ ઓછી થઇને દાંત ઉઘડશે. આ પ્રમાણે કર્યા છતાં પણ હિસ્ટીરીઆ શાંત ન થાય તો પછી (૫) સુંઠ, ઘોડાવજ અને ગોળને લગાર પાણીમાં ઉકાળી તેના ટીંપા નાકમાં મુકવાં. આ પ્રમાણે કરવાથી એકદમ હિસ્ટીરીઆ બંધ થશે. સ્ત્રીઓને ઘણી વખતે આર્તવ દોષને લીધે હિસ્ટીરીઆ આવે છે માટે (૬) એળીઓ તોલા ૨, હીરાબોળ તોલા ૨, કેસર તોલો ૧, અને હીંગ તોલો ાા ની ગોળીઓ પાણીમાં ચણીબોર જેવડી કરવી અને તેમાંથી અકેકી ગોળી નીચે બતાવેલા કવાથ સાથે લેવી. (૭) સુવા તોલો ૧ાા, વાંસની ગાંઠો તોલો ૧ાા, અને જૂનો ગોળ તોલો ૧ાા, એ ત્રણનો બશેર પાણીમાં ઉકાળો કરી દોઢ નવટાંક રહે એટલે ગાળી પીવો. આ પ્રમાણે કરવાથી અટકાવ સારો આવશે અને હિસ્ટીરીઆ બંધ થશે. (૮) જટામાંસી તોલો ૧, જુંદબે દસ્તર તોલો ાા, તેની બારીક ભૂકી કરી ગુંદરના પાણીમાં ૨૪ ગોળીઓ

કરવી; તેમાંથી અકેકી ગોળી સવારસાંજ લેવી. (૯) હીંગ વાલ ૧॥, હીરાબોળ વાલ ૧૨, ગંધોબેરજો વાલ ૧૨, આ સર્વની ગુંદરના પાણીમાં ૨૪ ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે લેવી. આ રોગમાં શક્તિની વધારે જરૂર છે માટે (૧૦) **મહાયોગરાજ ગુગળની** ગોળી સવારસાંજ અકેકી લેવી. (૧૧) **દ્રાક્ષાસવ** ખાધા ઉપર સવારસાંજ બબે રૂપીઆભાર લેવો.

## અપતાનક–ધનુર્વા–Tetanus.

**કારણ**—લક્ષણ–આ દરદ ઘણું ભયંકર છે. તેમાં આખું શરીર કમાનની પેઠે વાંકુ વળે છે. પ્રથમ જડબાંના સ્નાયુ ખેંચાઇને સખ્ત થાય છે, બંધ પડે છે અને ઉઘડતું નથી. દરદ બહુ જોર કરે છે ત્યારે દરદી તીરકામઠાની પેઠે વાંકો વળી જાય છે અને શાંત થાય છે ત્યારે સ્નાયુ ઢીલા પડે છે. આ કામઠું કેટલીકવાર પાછળથી, કેટલીકવાર આગળથી અને કેટલીકવાર આડત્રાંસ પડખાભર વળે છે. જખમ થયા પછી ખાંડ, ખટાઇ ખાવાથી ધનુર્વાની આંચકી આવે છે.

હડકવા તથા ધનુર્વાનાં લક્ષણો ઘણાંખરાં મળતાં આવે છે. તફાવત એટલો છે કે હડકવામાં દરદી પાણી દેખીને જોર વધારે કરે છે અને દરદી કુતરાની પેઠે બુમો પાડે છે. ધનુર્વામાં એમાંનું કાંઇ થતું નથી.

**ઉપાય**—આ રોગમાં સૌથી સારો ઉપાય ( ૧ ) અફીણ છે. આ દરદવાળાને અફીણ ઝેરનું કામ નહિ કરતાં દરદને દબાવે છે. અને અફીણ મોટા પ્રમાણમાં આપવામાં આવે તો તે જીરવી શકે છે. માટે અફીણ તોલો ૦।, કેસર તોલો ૦।, અને લોબાનનાં ફુલ તોલો ૦॥, એ ત્રણની નાગરવેલના રસમાં બાજરીના દાણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી બબે ગોળીઓ સવાર, બપોર ને સાંજરે આપવી. ( ૨ ) દશમૂળનો કવાથ મધ નાંખી પીવો. ( ૩ ) રીંગણી, ઉભીરીંગણી, એરંડમૂળ, સુંઠ, મરી, પીપર, સંચળ, બીજોરાનાં મૂળ,

અને સિંધવનો કવાથ હીંગ નાખીને પીવો. જખમથી થયેલો ધનુર્વા હોય તો જખમ મટવાના ઉપાયો કરવા. (૪) **અજમોદાદિ ગુટિકાની** સવાર, બપોર ને સાંજરે એકેકી ગોળી પાણી સાથે લેવી. આ રોગમાં ઝાડો કબજે થઇ જાય છે માટે (૫) **દીનદયાલચૂર્ણ**ની રૂપીઆભારની ફાકી લેવી. ( ૬ ) ગાંજો તોલો ૦। અને ભાંગ તોલો ૦। ને લગાર ઘીમાં શેકી તેમાં સાકર તોલો ૦। મેળવી ત્રણને એક કરી, તેમાંથી બબે વાલની માત્રા આપવી. એથી આરામ મળશે. સ્નાયુ શિથિલ થવાની આ રોગમાં ઘણી જરૂર છે, અને તેને માટે ( ૭ ) અફીણ વાલ ૧, કેસર વાલ ૨ નો પાણીમાં કસુંબો કરી પીવો. ( ૮ ) કાળી તુલસી, ડુંગળી, આદુ, તથા લસણનો રસ ભેગો કરી અડધો તોલો રસ પીવો, બાકીનો શરીરે ચોળવો.

---

## સંધિવા—Rheumatism.

**કારણ**—વિરૂદ્ધ આહાર વિહાર કરવાથી, લોહીમાં ખટાણ વધે છે અને ક્ષાર કમી થાય છે અને તેથી સાંધા પકડાય છે. શરદી તથા ઠંડીથી સાંધા ઝલાય છે. પરમો ( પ્રમેહ ) થયા પછી પણ સાંધા અગર બીજા ભાગમાં કોઇવાર દરદ ઉત્પન્ન થાય છે. એક અથવા વધારે મોટા સાંધા સુજી આવે છે. ચાંદી ( ઉપદંશ ) થયા પછી પણ કેટલાકના સાંધા પકડાય છે, તેના ઉપર ઉપદંશ રોગના ઉપચારો કરવા જોઇએ.

**લક્ષણ**—તીક્ષ્ણ અને શાંત એવા બે પ્રકારનો સંધિવા છે. છે. તાવ સાથે જોરમાં હુમલો કરે છે તેને તીક્ષ્ણ સંધિવા કહે છે. તીક્ષ્ણ સંધિવામાં પ્રથમ થોડો તાવ આવે છે, અને પછી વધારે જોર કરે છે. શરીર ઉપર પરસેવો, નાડી જલદ, જીભ ઉપર સફેદ છારી, માથામાં દરદ, ઝાડાનો કબજો, તરસ, વગેરે લક્ષણો જણાય છે. આ દરદ માત્ર સાંધામાંજ રહીને બંધ પડતું નથી પણ કોઇવાર સ્નાયુ, રક્તાશય વગેરે ભાગોમાં પણ પ્રવેશ કરે છે. રક્તાશ-

યમાં આ દરદ જાય છે તો તે ભયંકર રૂપ પકડે છે અને હૃદય ( હાર્ટ ) ના ધબકારા ઘણા જોરથી ચાલે છે.

**ઉપાય**—પ્રથમ ઝાડો સાફ લાવવા માટે (૧) **દીનદયાળ-ચૂર્ણ**ની રૂપીઆભારની ફાકી આપવી અગર (૨) સુંઠના ઉકાળામા એ રૂપીઆભાર એરંડીયું આપવું. (૩) **નારાયણતેલ** અગર વા ઉપર ચોળવાનાં તેલ પ્રથમ બતાવ્યાં છે તેમાંથી એકાદ તેલનું સાંધા ઉપર મર્દન કરી શેક કરવો. પોસના ડોડાનો શેક કરવાથી દુઃખાવો એકદમ હલકો પડે છે. તાવને માટે (૪) **મહાસુદર્શનચૂર્ણ** સવાર સાંજ અડધાભાર લેવું અગર તેનો ઉકાળો કરી પીવો. ઉપર પ્રમાણે દવા આપતાં પણ ઝાડો ન થાય તો (૫) **વાજીવર્મારસ** (અશ્વ-ચોળી) એક વાલ ગોળના ઉના પાણીમા પી જવો એટલે ઝાડા સારા થશે. લોહી સુધરે અને તાવ અટકે અને સાંધા મટે તેવા ઉપાયો કરવાની જરૂર છે. (૬) **રાસ્નાષ્ટક**—રાસ્ના, ગરમાળાનો ગોળ, દેવદાર, ગોખરૂ, પોખરમૂળ, સાટોડી અને સુંઠ એ સર્વે સમ-ભાગે લઈ ક્વાથ કરી પીવો. આથી દસ્ત ઉતરશે, સાંધા છૂટી જશે અને સોજો ઉતરી જશે. (૭) **વ્યોષાદિચૂર્ણ**—સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આંબળાં, એલચી, મોથ, વાવડીંગ અને તમાલપત્ર, આ દશ ઔષધો એકેક તોલો, લવીંગ દશ તોલા, નસોતર વીશ તોલા, એ સર્વનું ચૂર્ણ કરી સવારસાંજ અડધો તોલો સાકર સાથે ફાકવું. ચૂર્ણ ફાકતાં ઠીક ન લાગે તો પાણીમાં પલાળી અગર ઉકાળી પીવું. (૮) **રાસ્નાદ્વાદશ**—રાસ્ના, વજ, નાગરમોથ, દેવ-દાર, પોખરમૂળ, હરડે, ધમાસો, સુંઠ, ગળો, અરડુશો, શતાવરી અને અતિવિષની કળી. એ સર્વે સમભાગે લઇ ક્વાથ કરી પીવો. આ ક્વાથમાં એકરૂપીઆભાર એરંડીયું નાંખીને પીવો. (૯) **મહા યોગરાજ** અગર (૧૦) **યોગરાજ**ની એકેકી ગોળી સવારસાંજ લઈ ઉપર રાસ્નાષ્ટક અથવા રાસ્નાદ્વાદશ ક્વાથ પીવાથી સારો ફાયદો થાય છે. આ પ્રમાણે કરવાથી તાવ અગર સાંધાનો દુઃખાવો હલકો

ન પડે તો (૧૦) **ચિંતામણીરસ** અકેક રતિ તુલશીના અડધા રૂપીઆભાર રસમાં લેવી અને સાંધાના સોજા ઉપર (૧૧) **શોથહરલેપ** પાણીમાં ઉનો કરી લગાડવો. **(બનાવટ)** એળીઓ, દેશીસાબુ, રેવંચીનો શીરો, ગુજ્જર, ગુગળ દરેક તોલો ૧ અને હીંગ તો. ०)= ભાર. આ સર્વેને ખાંડી ચાળીને લેપ કરવો. (૧૨) **વાતહરલેપ**- ધંતુરાના પાન નંગ. ૨, સરગવાની છાલ, અફીણના ડોડવા, રાઇ, સરસવ અને વચ્છનાગ દરેક તોલો ૧, એ સર્વેને વાટીને તેનો લેપ ઉનો કરી ચોપડવો. (૧૩) સંધિવામાં આસન, અસેળીયો, એરંડમૂળ અને ગુગળ વધારે ફાયદો કરે છે. અસેળીઆની દુધમાં ખીર કરી પીવાય છે. જુના સંધિવામાં ભીલામાં, લસણ અને મેથી સારો ફાયદો કરે છે. (૧૪) પક્ષાઘાતમાં બતાવેલા ઉપાયો પણ આ રોગમાં સારૂં કામ કરે છે. (૧૫) હરડે, સુંઠ અને દેવદાર એ ત્રણે સમભાગ અને ગુગળ એ ત્રણથી બમણો, આ ચારે વસ્તુઓને ખાંડી એરંડીયામાં બોર જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી સવાર સાંજ લેવી. આ સાથે (૧૬) **વાત ગજકેશરીની** રતિ રતિની માત્રા સવાર સાંજ આદાના રસમાં લેવી. (૧૭) **મહારાસ્નાદિ કવાથ** મહાયોગરાજ ગુગળ સાથે સેવન કરવો. અને સાંધાના સોજા ઉપર પક્ષાઘાત પ્રકરણમાં બતાવેલાં તેલો પૈકી ગમે તે તેલનું મર્દન કરી તે ઉપર પોસના ડોડાનો શેક કરવો, અગર ધંતુરાના પાન, સરગવાના પાન અને એરંડાના પાન વરાળીયાં કરી બાંધવાં. આ પ્રમાણે કરતાં પણ સાંધાનો સોજો અને અંદરનો દુઃખાવો ઓછો ન થાય તો (૧૮) **સંધિવાતરિપુ તેલ**નો ઉપયોગ કરવો. **(બનાવટ)** નગોડનોરસ, અરણીનોરસ પીલુડીનો રસ, કાળીયા સરસનો રસ, ધંતુરાનો રસ, આ સર્વનો રસ પાશેર પાશેર તથા અળસીનું તેલ, સરસીયું તેલ, નખલાનું તેલ, દેવદારનું તેલ, અને વચ્છનાગ, માલકાંકણીનું ચૂર્ણ એ દરેક શે. ०१, આ પ્રમાણે રસ તથા તેલ, એકત્ર કરી એક હાંડલીમાં અથવા ત્રાંબાના તપેલામાં ભરી અગ્નિ ઉપર મુકવું. રસ બળી જાય અને તેલ તૈયાર થાય ત્યારે ઉતારી ગાળી લેવું

અને તે તેલમાં કપુર તોલો ૧ થી તોલા ૨ મેળવવું અને સંધિવા અથવા વા ઉપર માલીસ કરાવી તે ઉપર શેક કરવો. (૧૯) કળીચુનો અને મધ સરખા વજને લઇ વા ઉપર લેપ કરવો અગર પટી કરી લગાડવી. (૨૦) **એરંડપાક**—અગર (૨૧) **લસણપાક** આ રોગ ઉપર ઘણો ફાયદો કરે છે. સાંધાના દુઃખાવાને લીધે રાત્રે ઉંઘ આવતી નથી અને દરદી બુમેબુમ પાડે છે, માટે (૨૨) **દ્રાક્ષાસવ** બબે રૂપીઆભાર સૂતિ વખતે આપવો અગર (૨૩) ભાંગ બે આનીભારને ઘીમાં સહજ શેકી સાકર સાથે બબે વાલની ફાકી રાત્રે આપવી. સંધિવાના લક્ષણો રક્તાશય ઉપર માલુમ પડે તો દરદવાળા ભાગ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું, અને (૨૪) **ચંદ્રપ્રભા ગુટિકા** સવાર સાંજ અકેકી ગોળી ગાયના દુધ સાથે લેવી.

## વાતવ્યાધિના ૮૦ પ્રકારો.

દેશીવૈદ્યક પ્રમાણે શરીરમાં વાયુ કોપે છે ત્યારે તે નીચેના ૮૦ પ્રકારના દરદો ઉત્પન્ન કરે છે.

(૧) **આક્ષેપકવાયુ**—શરીરની નસોમાં ભરાઇને શરીરને આમ તેમ ફેંકે છે તે. (૨) **હનુસ્તંભ**-વાયુથી જડબું એટલે દાઢી જકડાઇ જવી તે. (૩) **ઉરૂસ્તંભ**-વાયુ, જાગ એટલે સાથળોને અકડાવી ચાલવાની ગતિ રોકે છે તે. (૪) **શિરોગ્રહ**-માથાની નસોમાં વાયુ ભરાઈ માથાને જકડાવે અને વેદના કરે છે તે. (૫) **આધ્યાયામ**-પીઠ એટલે વાંસાની નસોમાં તીરકામઠાની પેઠે વાંકી વળે છે તે. (૬) **અભ્યંતરાયામ**-છાતી તરફથી શરીર કમાન જેવું વાંકુ થાય છે તે. (૭) **પાર્શ્વશૂળ**-પાંસળામાં એક પડખે શૂળો નીકળે છે તે. (૮) **કટિગ્રહ**-વાયુ કમ્મરને પકડી જડ જેવી કરે છે તે, (૯) **દંડાપતાનક**-લાકડીની પેઠે સજ્જડ કરી નાંખે છે તે. (૧૦) **ખલ્લી**-પગ, હાથ, જાંગ, ગોઠણમાં વાયુ ભરાઇને ખાલી ચડાવે છે તે. (૧૧) **જીવ્હાસ્તંભ**-વાયુ જીભની નસો પકડી બો-

લવાની ગતિ બંધ કરે છે. (૧૨) **અર્દિતવા**-મોંનો અડધો ભાગ વાંકો ઠરડાઈ જાય છે તથા જીભે લોચા વળે છે. (૧૩) **પક્ષાઘાત**-વાયુ અરધા શરીરની નસોનું શોષણ કરી ગતિ અટકાવે છે તે. (અર્ધાંગ) (૧૪) **કોષ્ટુશીર્ષ**-વાયુ લોહીનો આશ્રય કરી ગોઠણમાં કઠણ સોજો લાવે છે. (૧૫) **મન્યાસ્તંભ**-વાયુ કફની સાથે મળી ગરદનની પાછળ નસોને પકડી અટકાવે છે તે. (૧૬) **પંગુ**-કમ્મર તથા જાંગોમાં વાયુ પ્રવેશ કરી બંને પગને રાંટા કરે છે. (પાંગળાપણું) (૧૭) **કલાયખંજ**-ચાલતાં ચાલતાં શરીરમાં કંપારો થઈ પગ આડા અવળે પડે છે તે. (૧૮) **તૂની**-પકવાશયમાં શૂળ ઉત્પન્ન થઈ ગુદા અને ઉપસ્થમાં જાય છે. (મૂત્રાશય શૂળ) (૧૯) **પ્રતિતૂણી** તુનીની વેદના નીચે ઉતરી સફરા તરફ જાય છે તે. (સફરાનું શૂળ) (૨૦) **ખંજ**-પંગુના જેવાં લક્ષણ પણ એકજ પગ લંગડાય છે. (લંગડાપણું) (૨૧) **પાદહર્ષ**-પગમાં ખાલી ઝણઝણી ચડવી અને તેથી પગ શૂન્ય થાય છે. ( ૨૨ ) **ગૃધ્રસી**—કેડથી ઘુંટી સુધી નસોને પકડીને તીવ્ર વેદના કરે છે તે. (૨૩) **વિશ્વાચી**-હથેલી તથા આંગલાં ઝલાય ને હાથવતી કામ થાય નહિ તે. (૨૪) **અપબાહુક**-હાથની નાડી ઝલાઈ આંખો હાથ ખેંચાઇ જાય તે. ( ૨૫ ) **અપતાનક**-વાયુ હૃદયમાં જઈ દ્રષ્ટિને સ્તબ્ધ કરે, જ્ઞાન અને ભાનનો નાશ કરે, અને કંઠમાંથી વિલક્ષણ પ્રકારનો અવાજ નીકળે. તેવા હૃદયમાંથી બહાર નીકળે એટલે ભાન આવે. આ પ્રમાણે હિસ્ટીરીઆનાં જેવાં ચિન્હો થાય તે. (૨૬) **વ્રણાયામ**-માર અથવા જખમથી વાયુ પીડા કરે છે તે. ( ૨૭ ) **વાતકંટક**-ઘુંટીમાં ચાલતાં ચાલતાં દરદ થાય છે તે. (૨૮) **અપતંત્રક**-ધનુષની પેઠે વળી જવાય, પગ તથા માથામાં પીડા થાય, દૃષ્ટિ સ્તબ્ધ થાય અને કબુતર પક્ષી જેવો ગળામાં અવાજ થાય તે. ( ૨૯ ) **ભેદ**-વાયુથી ચામડી ફાટે છે તે. ( ૩૦ ) **શોષ**-વાયુ શરીરનું કે તેના એક અંગનું લોહી સુકવી નાખે તે. (૩૧) **મિણમિણત્વ**-મોંમાંથી

નીકળતા શબ્દો નાકમાંથી નીકળે. ( ગુંગળાપણું ) (૩૨) **કલ્લતા**– અચકી અચકીને ટુંકા શબ્દો બોલાય. ( બોબડાપણું ) ( ૩૩ ) **અષ્ટિલિકા**–નાભી નીચે પત્થરા જેવી ગાંઠ થાય છે. (૩૪) **પ્રત્યષ્ટિલા** એજ ગાંઠ પેટમાં આડી થઇને પડે છે તે. (૩૫) **વામનત્વ**–વાયુ ગર્ભમાં ભરાઈ ગર્ભને વિકાર કરે તો બાળક ઠીંગણો અવતરે તે. (૩૬) **કુબ્જત્વ**—વાંસા અને છાતીમાં વાયુ ભરાઈ ખુંધ નીકળે છે તે. ( ૩૭ ) **અંગપીડા**–આખા શરીરે પીડા થાય છે. ( ૩૮ ) **અંગશુળ**–આખા શરીરમાં શળો નીકળે છે તે. (૩૯) **સંકોચ**– વાયુ નસોને સંકોચી શરીરને અકડાવે તે. (૪૦) **સ્તંભ**–વાયુથી શરીર જકડાઇ જાય છે તે. (૪૧) **રૈક્ષ્ય**–વાયુના કોપથી શરીર લુખું અને નિસ્તેજ થાય છે તે. ( ૪૨ ) **અંગભંગ**–વાયુથી શરીર ભાંગી જઇ કકડા થતું લાગે છે તે. (૪૩) **અંગવિભ્રંશ**–શરીરનો એક સાંધો ખસી જાય તે. ( ૪૪ ) **મૂકત્વ**–બોલવાની નાડીમાં વાયુ ભરાવાથી વાણી બંધ થાય છે તે ( મુંગાપણું ). ( ૪૫ ) **વિટ્ગ્રહ**–આંતરડામાં વાયુનો કોપ થઈ ઝાડા પેસાબનો કબજો થાય છે તે. ( ૪૬ ) **બદ્ધાવિટ્કતા**–વાયુથી ઝાડો બહુ કઠણ આવે છે તે. ( ૪૭ ) **અતિજૃંભા**–વાયુથી બગાસાં બહુ આવે છે. ( ૪૮ ) **પ્રત્યુદ્ગાર**–વાયુના કોપથી ઓડકાર આવે છે તે. ( ૪૯ ) **અંત્ર-કૂંજન**–વાયુના કોપથી આંતરડામાં કુરકુર થાય છે તે. ( ૫૦ ) **વાતપ્રવૃત્તિ**–વાયુના કોપથી અધો વાયુ બહુ થયા કરે છે. (૫૧) **સ્ફુરણ**–વાયુથી શરીરનું કોઇપણ અંગ ફરકયા કરે છે, જેમકે હાથ, આંખ વગેરે. ( ૫૨ ) **શિરાપૂર્ણ**–વાયુથી શીરાઓ પુરાઇ જાય છે. ( ૫૩ ) **કંપવાયુ**–વાયુથી સર્વે અંગ અને માથું કંપ્યા કરે છે તે. ( ૫૪ ) **કાર્શ્ય**–વાયુના કોપથી શરીર દિવસે દિવસે દુબળું થતું જાય છે તે. ( ૫૫ ) **શ્યામતા**–વાયુથી શરીર કાળું પડતું જાય છે તે. ( ૫૬ ) **પ્રલાપ**–વાયુના જોરથી બહુ બોલ્યા કરે છે તે. ( ૫૭ ) **ક્ષિપ્રમૂત્રતા**–વાયુના જોરથી વારંવાર પેસાબ

કરવો પડે છે તે. ( ૫૮ ) **નિદ્રાનાશ**–વાયુના કોપથી ઉંઘ નાશ પામે છે તે. (૫૯) **સ્વેદનાશ**–વાયુ છિદ્રોને પુરી નાખી પરસેવાનો અટકાવ કરે છે તે. (૬૦) **દુર્બળત્વ**–વાયુના જોરથી શરીર ગળતું જાય છે. (૬૧) **બલક્ષય**–વાયુના કોપથી બળનો તદ્દન નાશ થાય છે તે. (૬૨) **શુક્રપ્રવૃત્તિ**–વાયુના કોપથી શુક્ર (વીર્ય) ઘણું પડે છે તે. (૬૩) **શુક્રકાર્શ્ય**–વાયુ ધાતુમાં જઈ ધાતુને સુકવી નાખે છે તે. (૬૪) **શુક્રનાશ**–વાયુ શુક્રસ્થાનમાં જઈ ધાતુનો નાશ કરે છે તે. (૬૫) **અનવસ્થિતચિત્ત**–વાયુ મગજમાં જઈ ચિત્તને અસ્થિર કરી નાખે છે તે. (૬૬) **કાઠિન્ય**–વાયુના જોરથી શરીર કઠણ થઇ જાય છે તે. (૬૭) **વિરસાસ્યતા**–વાયુના કોપથી મોઢામાં સ્વાદ માલુમ પડતો નથી. (૬૮)**કષાયવક્ત્રતા**–વાયુના કોપથી મોઢું કષાયેલું રહે છે તે. (૬૯) **આધ્માન**–વાયુના કોપથી નાભિ નીચે આફરો ચડે છે તે. (૭૦) **પ્રત્યાધ્માન**–હૃદયની નીચે અને નાભીની ઉપર આફરો ચડે છે તે. (૭૧) **શીતતા**–વાયુથી શરીર ઠંડુ પડે છે તે. ( શૈત્ય ) (૭૨) **રોમહર્ષ**–વાયુના કોપથી શરીરના રૂંવાટાં ઉભાં થાય છે તે. (૭૩) **ભીરૂત્વ**–વાયુના કોપથી બીકણપણું આવે છે તે, (૭૪) **તોદ**–શરીરમાં સોયો લાગ્યા જેવું તીવ્ર શૂળ આવે છે તે. (૭૫) **કંડુ**–શરીરમાં ખરજ આવે છે તે. (૭૬) **રસજ્ઞતા**–મીઠા, ખારા, ખાટા વગેરે રસોની ખબર ન પડવી તે. (૭૭) **શબ્દાજ્ઞતા**–વાયુ શ્રવણ તંતુઓમાં ભરાય તેથી કાનથી સંભળાય નહિ તે. ( બાધિર્ય ) (૭૮) **પ્રસુપ્તિ**–ચામડી બેહેરી થવી તે. (૭૯) **ગંધાજ્ઞતા**–નાકેથી ગંધની ખબર ન પડવી તે. (૮૦) **દૃષ્ટિક્ષય**–દૃષ્ટિમાં વાયુ પ્રવેશ કરી જોવાની શક્તિ બંધ કરે છે તે.

**ઉપર બતાવેલા સર્વ સામાન્ય વાતવ્યાધિની ચિકિત્સા**—(૧) **મહારાસ્નાદિ કવાથ, મહાયોગરાજ ગુગળ સાથે** સેવન કરવામાં આવે તો સારો ફાયદો કરે છે. **મહારાસ્નાદિકવાથ**–રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કાંટાસળીયો, અવક, કરીઆતુ, નાગરમોથ, ભાર-

ગમૂળ, અજમો, રાતો ધમાસો, કિરમાણી અજમો, પહાડમૂળ, દેવદાર, વાવડીંગ, કાકડાશીંગી, સુંઠ, ચીકણુંમૂળ, મોરવેલ, કડુ, મજીઠ, અતિવિષ, કચોરો, ત્રિફળાં, લીંડીપીપર, જવખાર, રતાંજળી, ગરમાળાનો ગોળ, કાયફળ, કડાછાલ, રાતી સાટોડી અને દશમૂળનો કવાથ પીવો. ઝાડો સાફ ન આવતો હોય તો તેમાં એરંડીયું રૂપીઆભાર નાખી કવાથ પીવો. (૨) **દશમૂળ** અથવા **પંચમૂળનો** કવાથ પીવો. (૩) **સમીરદાવાનળ કવાથ**–ભીલામાં તોલો ૦ાા અને તોલા ૧૦ પાણીમાં કવાથ કરી તે પીવો. (૪) **ગુગળપાક**–ઠળીયા કાઢેલી છુવારી ખોરકો શેર ૦ાા, લઈ રાત્રે પાણીમાં પલાળી સવારે તે ખારેકોમાંથી સાત ખોરકો લઇ, તેમાં શુદ્ધ ગુગળ ભરી તેને બીજી ખારેકના કકડાની બંધબેસતી બીજી ડગળી બેસારી તેના દરેકના ઉપર જુદો જુદો ઘઉંનો લોટ ચડાવવો, ત્યાર પછી એકજ બાખડી ભેંસનું દુધ શેર ૫ થી ૮ સુધી લઇ કડાઇમાં નાખી ચુલા ઉપર મુકી ગરમ થયા પછી ઉપરની લોટ ચડાવેલી સાત ખારેકો એક પછી એક એમ છુટી છુટી એકી વખતે નાખવી. ત્યાર પછી તે ખારેકો દાઝે નહિ તે રીતે ધીમે ધીમે હલાવતા રહીને માવો કરી નાખવો. માવો કરતાં જો ખારેક ફુટીને ગુગળનો રસ દુધને લાગશે તો દુધ બગડી જશે અને એ બધું નકામુ જશે, માટે તેમ નહિ થવા બાબતની ખાસ કાળજી રાખવી. તે માવો તૈયાર થયા પછી ખેરીગુંદ શેર ૧ા ( સ્ત્રીયો માટે બાવળનો ગુંદ લેવો ), સુંઠ શેર ૦ાા, પીંપરીમૂળ તોલા ૫, લીંડીપીપર તોલા ૨ાા, જાયફળ તોલો ૧. મરી તોલા ૨ાા, તજ તોલા ૨ાા, જાવંત્રી તોલો ૦ાા, અકલકરો તોલો ૦ાા, ધોળી મુસળી તોલા ૫, ( સ્ત્રીયો માટે કાળી મુસળી લેવી ), પંજાબી સાલમ તોલા ૫, ચોપચીની શેર ૦ા, ( સ્ત્રીઓ માટે આ ઉપલી બે ચીજો ન લેવી), લોધર તોલા ૨ાા, આ સર્વેને ખાંડી માવા અને ખારેકોની સાથે એક કરી તેમાં સાકર શેર નાખવી. પછી ગોળ શેર ૨ અને ઘી શેર ૩ મેળવી પાશેર પા

શેરનો લાડુ તૈયાર કરવો, તેમાંથી દરરોજ એકેક ખાવો. **પરહેજ**—આ પાક જેટલા દિવસ સેવન કરે તેનાથી બમણા દિવસ સુધી ખાટું, ખારૂં, તેલ, આંબલી અને મરચું ખાવું નહિ. વાયુના તમામ દરદોને નિર્મૂળ કરી ધાતુની પુષ્ટિ કરે છે. (૫) **અજમોદાદિ** ગુટિકા સવાર સાંજ એકેકી લેવી. આ ગોળી (સંધિવાત આમવાત, હનુસ્તંભ, શીરોવાત અને પાદહર્ષ વગેરેને મટાડેછે. (૬) **લઘુમૃગાંક**—મરીનું ચૂર્ણ વાલ ૪, ઘી તોલો ૦। અને તુલસીના પાનનો રસ તોલો ૦। ને એક કરીને લેવું. (૭) **લસણપાક**—લસણની છોલેલી કળીઓ તોલા ૪૦ ને ચાર પાંચ દિવસ સુધી છાશમાં પલાળવી. દરરોજ આગલા દિવસની છાશ ફેંકી દેવી અને તાજી છાશ લેવી. આ પ્રમાણે ચાર પાંચ દિવસ કર્યા પછી પાણીથી ધોઇ નાખી તેને વાટી લુગદી બનાવી મણ દુધમાં ઉકાળી માવો બનાવવો. એ માવામાં જોઇએ તેટલું ઘી નાખી કીટી કરી દાણો પાડવો, પછી ઉપરના વજનથી દોઢી સાકર લેવી અને સુંઠ, મરી, લીંડીપીંપર, ચવક, ચિત્રકમૂળ, હળદર, તજ, તમાલપત્ર, નાગકેસર, પીંપરીમૂળ, વાવડીંગ, દારૂહળદર, વરધારો, પોખરમૂળ, અજમો, લવીંગ, દેવદાર, સાટોડી, ગોખરૂં, રાસ્ના, સુવા, શતાવરી, કચોરો, આસન અને કૌવચનાં બીજ પ્રત્યેક તોલો તોલો લઇ તેનું ચૂર્ણ કરવું. સાકરની ચાસણી કરી તેમાં માવો અને ચૂર્ણ નાખી લસણપાક તૈયાર કરવો **એંશી પ્રકારના વાત વ્યાધિને મટાડે છે** (૮) **સિદ્ધ નારાયણતેલ**—શતાવરીનાં મૂળનો રસ, તલનું તેલ અને દુધ એ પ્રત્યેક ચોસઠ તોલા અને વાયવરણા, અરલુ, દેવદાર, શિલાજીત અને જટામાંસી પ્રત્યેક ૪ તોલા લઇને તેનો કલ્ક કરી તેલ સિદ્ધ કરવું. તે તેલનું આખા શરીરે અભ્યંગ કરવાથી તમામ પ્રકારના વાતવ્યાધિનો નાશ થાય છે. (૯) **કલ્યાણકાવલેહ**—હળદર, ઘોડાવજ, ઉપલેટ, લીંડીપીંપર, સુંઠ, જીરૂ, અજમોદ, જેઠીમધ, ઘી અને સાકરનો અવલેહ કરી લેવો. તે સવાર સાંજ રૂપીઆભાર લેવાથી તોતડાપણું, બોબડાપણું અને બેહે-

રાપણું મટી જાય છે. (૧૨) પીપરીમૂળ, ચિત્રક, લીંડીપીંપર, સુંઠ, રાસ્ના, અને સિંધાલુણનો કલ્ક કરી અડદના કવાથમાં તેલ સિદ્ધ કરવું. તે તેલ સર્વાંગવા, એકાંગવાત ( પક્ષાઘાત ) વગેરે ઉપર ચોળ-વાથી સારો ફાયદો થાય છે.

પરમો અગર ચાંદીના કારણથી સાંધાનો દુઃખાવો અગર સોજા હોય તો (૨૫) **કેસરાદિવટી**ની એકેકી ગોળી સવારસાંજ લેવી અને દાંતના પારા એટલે અવાળું સુઝેલો માલુમ પડે એટલે બંધ કરવી. (**બનાવટ**) કેસર, રસકપુર, સાકર,સુખડ, લવીંગ અને જાવંત્રી સમભાગે લઈ નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. આ રોગમાં વિશેષ સૂચના કરવાની કે લોહી સુધારનારી દવાઓનું લાંબા વખત સેવન કર્યા વિના આ રોગ મૂળમાંથી જતો નથી. આ દરદમાં તાવ હોય તો તેની બરાબર કાળજી રાખી તેના ઉપાયો કરવા. પવનમાં તથા શરદ હવામાં ફરવું નહિ, ઠંડા પાણીએ ન્હાવું નહિ, અતિ ઠંડા તથા લુખા પદાર્થો ખાવા નહિ. ખોરાક હલકો અને પોષણકારક લેવો.

**પથ્યાપથ્ય**—(પથ્ય) દુધ, ઘી, નવા તલ, ઘઉં, અડદ, સાઠી ચોખા, કળથી, તેલ, સરગવાની શીંગો, પંડોળાં, લસણ, વંત્યાક, કેળનાં ફુલ, પાકેલી કેરી, દાડમ, ફાલસાં વગેરે હિતકર છે. (અપથ્ય) જાગરણ, ચિંતા, મળમૂત્રનો અવરોધ, ઉલટી, શ્રમ, અપવાસ, ચણા, વટાણા, વાલોળ, વાલ, ચોળા, સોપારી, કારેલાં, ઠંડુ ધાન્ય, ક્ષાર, શુષ્ક માંસ, કડવા અને તીખા રસ, રક્તસ્રાવ, મૈથુન, વાહનપર બેસવું, શોક, ક્રોધ, ઉદ્વેગ, દારૂ, આળસ, તડકો, દિવસ નિદ્રા, ખારા અને ખાટા પદાર્થો એ અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—શરીરના રસ. રક્ત (લોહી), માંસ, મેદ, મજ્જા, અસ્થિ, તથા શુક્ર એ સાત ધાતુઓમાં વાયુ આશ્રય કરી રહેલો હોય તે પ્રમાણે તેની ચિકિત્સા જુદી જુદી છે. વાયુરસ ધાતુ-માં હોય તો તેલથી મર્દન કરવું; અને સ્વેદ વિધિ કરાવવો. વાયુ રક્તમાં (લોહી) હોય તો ઠંડા લેપ, જુલાબ તથા ફસ ખોલાવાના

ઉપાયો કરવા. વાયુ માંસ અને મેદમાં હોય તો રેચ આપવો અને કવાથની પીચકારીઓ આપવી; વાયુ હાડકાં તથા મજ્જા તંતુઓમાં રહેલો હોય તો અંદર તથા બહાર તેલનો ઉપચાર કરવો. વાયુ વીર્યમાં હોય તો વીર્યવર્ધક ઔષધો તથા અન્નપાન આપવા આર્યવૈદ્યક ભલામણ કરે છે.

**સર્વાંગ વાયુ અને વાતવિકાર માટે**—સરગવો, અજમો, ગળો, ગોરખમુંડી, ઈંદ્રજવ, કઠ, કાળીજીરી, ચિત્રક, તજ, તુલસી, માલકાંકણી, મોરવેલ, ગુગળ, લસણ, અડદ, મેથી, વછનાગ, ઝેરકોચલાં, ભીલામાં, અરણી, આદુ, ધંતુરો, રાઈ, રેણુકબીજ, સમેરવો.

**સાત ધાતુગત વા અને બીજા દરેક પ્રકારના વા માટે**—રાસ્ના, શતાવરી, ગોખરૂ, આદુ, પીંપળો, એરંડાનાં મૂળ, કણજી, કપુર, બકામ લીંબડો, અસેળીઓ, આકડો, લીંડીપીંપર, અરજુન, સાદડો, હાડસાંકળ, વાયવરણો, તુલસી, ભાંગરો, અગથીયો, કરીઆતુ, સવા, અડદ, નાગલા, ખસખસ, વગેરેમાંથી જે મળે તેનો ઉપયોગ કરવો.

## ઉરૂ સ્તંભ–Paraplegia.

આ રોગમાં જેમ પક્ષાઘાતમાં શરીરનું જમણું કે ડાબુ અરધું અંગ જુદું પડે છે, તેમ કેડથી નીચેનું અરધું અંગ જુદું પડે છે.

**કારણ**—કરોડરજ્જુના નીચલા ભાગમાં કાંઇ વ્યાધિ થવાથી એટલે કરોડરજ્જુનો વરમ થવાથી અથવા તે રજ્જુ વધારે ઢીલો કે વધારે સખ્ત થવાથી અથવા કરોડરજ્જુ ઉપર કાંઈ દબાણ થવાથી આ રોગ થાય છે. પીઠ ઉપર માર પડવાથી અને તેથી બરડાના હાડકાને તથા તેની અંદરના કરોડરજ્જુને ઇજા પહોંચવાથી મજ્જાતંતુઓ કામ કરતા બંધ પડે છે, અને તેથી ચાલવાનો વ્યાપાર બંધ થાય છે. જેથી ઉરૂસ્તંભ એટલે સાથળ ઝલાવાનો વ્યાધિ થાય છે. તેમજ વિરૂદ્ધ આહાર વિહારથી, અતિ શીત, અતિ ઉષ્ણ, ભારે અને ચીકણા ભોજનો કરવાથી, ઘણા પરિશ્રમથી, દિવસે સુવાથી, અને

રાત્રે જાગવાથી, કફ તથા મેદ, સહિત વાયુ અંદર વીંટાયેલા કફથી, સાથળના અસ્થિઓને પુરી નાંખી જડ બનાવે છે, જેથી સાથળો જડશૂન્ય, ભારે તથા ક્રિયા વગરના થાય છે.

**લક્ષણ**—શરીરે કળતર, તંદ્રા, જ્વર, અરૂચિ, ઉલટી, પગ પરાણે ઉપડવા, તથા જડ બનવા, પગ જમીન ઉપર મુકતાં તેમાં દરદ થાય છે. ઉઠવા, બેસવા કે ચાલવામાં અશક્તપણું આવે છે. ઉરૂસ્તંભનો દરદી પોતાના પગ ભાંગી ગયેલા માને છે. બીજા માણસો પગ ઉપાડે તોજ ઉપડે છે. ઉરૂસ્તંભના દરદીનો ઝાડો પેસાબ કબજામાં રહી શકતો નથી.

ઉપાય—(૧) માર પડવાથી કે ભોંયપર પડી જવાથી આ દરદ થયું હોય તો દરદીને સંપૂર્ણ આરામ આપવો. સોજો આવ્યો હોય તો (૨) **દશાંગલેપ**—સરસડાની છાલ,જેઠીમધ, તગર,રતાંજળી, જટામાંસી, હળદર, દારૂહલદર, કઠ, વાળો, એલચી એ દશ વસ્તુઓનું સમાન વજને ચૂર્ણ કરવું. આ લેપ પાણી કે ગુલાબજળ નાખી વાટીને સોજા ઉપર ચોપડવો અથવા (૩) અફીણ, રેવંચીનો શીરો, દેશી સાબુ અને એળીયો દરેક તોલો ૧ નો પાણીમાં લેપ કરી ચોપડવો. આ દરદમાં ઝાડો પેસાબ બંધ થાય છે માટે (૪) કળથી અને બોડાગોખરૂનો ઉકાળો કરીને પીવો. અને પેઢા ઉપર કેસુડાંનાં ફુલ વરાળીયાં કરી બાંધવાં. ઝાડો થવા માટે (૫) સોનામખી, કાળી દ્રાક્ષ, ગુલાબનાં ફુલ, રાસ્ના અને સુંઠ દરેક તોલો ૧ નો કવાથ કરી પીવો. આ પ્રમાણે કરવાથી ઝાડો પેસાબ ઉતરશે. આ રોગમાં પરસેવો બહાર કાઢવા લંઘન તથા રૂક્ષ પદાર્થો ખવરાવવાં તથા કફને શાંત કરનાર અને વાયુને નહિ કોપાવનાર એવી ક્રિયાઓ કરવી. (૬) **પુનર્નવાદિકવાથ**-ભિલામાં, ગળો, દેવદાર, સુંઠ, હરડે, સાટોડી તથા દશમૂળનું ચૂર્ણ કરીને ખાવું કે ઉકાળો કરીને પીવો. (૭) ભીલામાંનો કવાથ સાકર, મધ, ઘી તથા મરી નાખીને પીવો. (૮) ગોમૂત્ર તોલા એમાં શીલાજીત, ગુગલ તથા પીપર નાખીને લેવું. (૯) **રાસ્નાસપ્તકનો**

ક્વાથ સુંઠ નાંખી પીવો. (૧૦) ત્રિફળા તથા કડુનું ચૂર્ણ અડધા રૂપીઆભાર મધ નાખીને ચાટવું. આ રોગમાં તાવ આવે છે માટે (૧૧) **સુદર્શનચૂર્ણનો ક્વાથ** કરીને પીવો. આ સિવાય વાતવ્યાધિના પ્રકરણમાં બતાવેલી દવાઓનો ઉપયોગ કરવો.

**પથ્યાપથ્ય**—(પથ્ય) કોદરા, સાઠી ચોખા, જવ, કળથી, સામો, કારેલાં, પંડોળાં, બથવાની ભાજી, ઉનું પાણી, મીઠા સિવાયના હિતકારક શાક, એ સર્વ હિતકર છે. (અપથ્ય) ભારે ખોરાક, ઠંડો ખોરાક, ઉલટી, જુલાબ, ફસખોલાવવી, લોહી કાઢવું એ સર્વ અહિતકર છે.

---

## આમવાત.

આમવાત ચાર પ્રકારનો છે. વાત, પિત્ત, કફ અને સન્નિપાત.

**કારણ**—પોતાની પ્રકૃતિને માફક ન આવે તેવા આહાર વિહાર કરનારા, મંદ અગ્નિવાળા, વ્યાયામ (કસરત) નહિ કરનારા એવા માણસોનો આમ (જઠરનો કાચો રસ) વાયુથી પ્રેરાઇ કફસ્થાનોમાં જાય છે, અને ત્યાંના કફના સંબંધથી વિશેષ બગાડ થઇને શરીરમાં આમ ફેલાય છે. આ આમ ત્રિવિધ રંગનો અને ચીકણો હોય છે. આ આમયુક્ત વાત તથા કફ એક જ સમયે કુપિત થઇ કેડમાં પ્રવેશ કરીને શરીરને જડ બનાવે છે.

**લક્ષણ**—આ રોગમાં સંધિવા અને અજીર્ણનાં મિશ્રિત લક્ષણ હોય છે, જીર્ણતાવ, શરીરે કળતર, પાણીનો શોષ, હાથ, પગ, ઘુંટી, કેડ, ઘુંટણ, અને સાથળના સાંધાઓમાં વેદનાવાળો સોજો થાય છે. જ્યાં જ્યાં આમ ફેલાયો હોય ત્યાં વીંછીના ડંખ જેવી વેદના થાય છે, અનાજ ઉપર અભાવ થાય છે, શરીર ભારે થાય છે, સોજામાં બળત્રા થાય છે, પેસાબ ઘણો થાય છે, દિવસે ઉંઘ અને રાત્રિએ અનિદ્રા, છાતીમાં દરદ તથા શૂળ, વગેરે આમવાતનાં લક્ષણો છે. આ દરદમાં દોષપરત્વે વિચાર કરીને ચિકિત્સા કરવી.

**ઉપચાર**—સંધિવાના ઉપાયો બતાવેલા છે, તે ઘણાખરા આમવાતને પણ લાગુ પડે છે. એ સિવાય નીચે બતાવેલા ઉપાયો અજમાવવા. (૧) **ધાન્યાદિકવાથ**-ધાણા, સુંઠ અને એરંડમૂળનો કવાથ પીવો. (૨) સુંઠનો ઉકાળો કરી એરંડીયું મેળવી પીવો. (૩) **રાસ્નાપંચક**-રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ અને એરંડમૂળનો કવાથ પીવો. (૪) રાસ્ના, દેવદાર, ભીલામાં, સુંઠ, મરી, પીંપર, એરંડાના મૂળ, સાટોડી અને ગળોના કવાથમાં સુંઠનું ચૂર્ણ અને એરંડીયું નાંખી આપવું. આ રોગમાં એરંડીયું ઘણું સારૂં કામ કરે છે. (૫) ગોખરૂ અને સુંઠનો કવાથ પીવો. આ કવાથ આમવાત સિવાય કટિશૂળ તથા પીઠનું શુળ મટાડે છે. (૬) લસણ, નગોડ અને સુંઠનો કવાથ પીવો. (૭) ગળોનો કવાથ, સુંઠનું ચૂર્ણ નાખી પીવો. આ પ્રમાણે કરતાં આમવાતનું જોર કમી ન થાય તો (૮) ભીલામાં, તલ અને ગોળ સરખા વજને લઇ તેની મોટા બોર જેવડી ગોળીઓ કરી સવાર સાંજ અકેકી લેવી. આ રોગમાં આમ સંચય થવા દેવો નહિ; કારણ આમ સંચયથી તાવ આવે છે અને શરીરના તમામ સાંધાઓમાં કળતર થાય છે. તાવ માટે (૯) **ગોદન્તિ હરતાલભસ્મ**-એક વાલ સવારમાં લેવી અથવા (૧૦) **સુદર્શનચૂર્ણનો** કવાથ પીવો. જઠરાગ્નિ સતેજ થાય અને અપકવ આમ રહે નહિ માટે (૧૧) **અજમોદાદિચર્ણ**-સવાર સાંજ અરધા રૂપીઆભાર ઉના પાણી સાથે લેવું. (**બનાવટ**) અજમો, વાવડીંગ, સિંધાલુણ, દેવદાર, ચિત્રકમૂળ પીંપરીમૂળ, વરીઆળી પીંપર, મરી, એ નવ ઔષધો અકેક તોલો; હરડે તોલા ૫, વરધારો તોલા ૧૦; એ સર્વેનું ચૂર્ણ કરવું. (૧૨) **પંચસમચૂર્ણ**-સુંઠ, હરડે, પીપર, નસોતર અને સંચળનું સમભાગે ચૂર્ણ લેવું. (૧૩) સુંઠ હરડે અને અજમાનું ચૂર્ણ છાશ સાથે લેવું. (૧૪) હરડે ૧૨ ભાગ, સુંઠ ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, ખોરાસાની અજમો ૨ ભાગ, તથા સિંધાલુણ ૨ ભાગ, તેનું બારીક ચૂર્ણ ખાટી છાશ સાથે કે ઉના પાણી સાથે પીવું. (૧૫) **લસણ**-

**પાક** તથા **એરંડપાક**–એરંડીનાં બીજ તોલા ૧૬ ને આઠગણા દુધમાં ઉકાળી, અરધું દુધ બળ્યા પછી તેમાં ૮ તોલા ઘી અને સાકર તોલા ૩૨, અને [1]લસણપાકમાં બતાવેલી દવાઓ પ્રત્યેક ૦। તોલો બારીક ખાંડી તેનું ચૂર્ણ નાખીને પાક તૈયાર કરવો, તેમાંથી દરરોજ સવારમાં ત્રણ ત્રણ રૂપીઆભાર પાક લેવો. આ રોગમાં જ્યાં સોજો જણાય ત્યા (૧૬) **દોષઘ્નલેપ**–સરગવાના મૂળની છાલ, સુંઠ, સરસવ, સાટોડીનાં મૂળ તથા દેવદાર સમભાગે લઇ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ખાટી છાશમાં વાટી સોજા ઉપર જાડો લેપ કરવો. (૧૭) **શુંઠયાદિઘૃત**–સુંઠનો કલ્ક તોલા ૫, સુંઠનો કવાથ તોલા ૨૫૬ અને ઘી તોલા ૬૪, એ સર્વેને ઉકાળી ઘી સિદ્ધ કરવું અને તેમાંથી દરરોજ સવારમાં અઢી અઢી રૂપીઆભાર ઘી લેવું. (૧૮) **ખંડશુંઠી**–સુંઠ તોલા ૩૨, ઘી તોલા ૮૦, દુધ ૧૨૮ તોલા, સાકર ૨૦૦ તોલાની ચાસણી કરી તેમાં સુંઠ, મરી, પીંપર, તજ તમાલપત્ર, અને એલચી દરેક તોલા ૪ નું ચૂર્ણ નાંખી પાક કરવો. તેમાંથી દરરોજ સવારમાં બબે તોલા લેવો. (૧૯) સુંઠ, હરડે તથા ગળોના ઉકાળામાં ગુગળ નાખી પીવો. (૨૦) લસણનો રસ તોલો ૧ાા, તેમાં ગાયનું ઘી તો. ૨ નાખી પીવું. (૨૧) પાશેર ખજુર પલાળીને પી જવું. (૨૨) રાત્રે કરીઆતુ તોલો ૧ ચારગણા પાણીમાં પલાળવું, સવારમાં ગાળી લઇ તેમાં કપુર, શિલાજીત અને મધ દરેક બબે આનીભાર નાખી પી જવું. (૨૩) **આમવાતવિધ્વંસરસ**–શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૪ ભાગ, એ બંનેની કજલી કરી, તેનાથી સોળમો ભાગ વચ્છનાગનું ચૂર્ણ મેળવી ચિત્રાના રસમાં ભાવના આપવી અને તેની ત્રણ રતીની ગોળીઓ કરવી. આ રસ અપસ્માર, ઉન્માદ, સર્વાંગ વાયુ અને એકાંગવાયુ વગેરે ઉપર સારો ફાયદો કરે છે. માત્રા–૧ થી ૨ ગોળી લેવી. (૨૪) **આમવાતારિરસ**–પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ત્રિફલા ૩ ભાગ, ચિત્રો ૪ ભાગ, ગુગળ ૫ ભાગ,

---

૧ લસણપાક–સંધિવાના પ્રકરણમાં છે.

એ સર્વેનું ચૂર્ણ કરી એરંડાનાં પાંદડાના રસમાં ઘુંટી મર્દન કરવું. ત્રણ ત્રણ રતિની ગોળીઓ કરવી, તેમાંથી એકેકી ગોળી રૂપીઆભાર એરંડીયા સાથે અગર ઉના પાણી સાથે લેવી. પથ્યમાં દુધ મગ. ક્ષારવાળા પદાર્થો ખાવા નહિ. (૨૫) ભેંસનું મૂત્ર નવટાંક અને હળદર બેઆનીભાર મેળવી પીવું. આ સિવાય-**મહારાસ્નાદિકવાથ અજમોદાદિ ચર્ણ, મહાયોગરાજ ગુગળ** વગેરે વાતવ્યાધિમાં બતાવેલા કેટલાક ઉપાયો સારો ફાયદો કરે છે. શરીરના જે જે ભાગમા કળતર દુ:ખાવો થતો હોય તે તે ભાગ ઉપર **નારાયણ-તેલનું મર્દન કરવું.**

**પથ્યાપથ્ય**—(પથ્ય) રેચ, લાંઘણ, શેક, જવનું પાણી, રૂક્ષ પદાર્થનું સેવન પરસેવો કાઢવો, જુના ચોખા, કળથી, વાતકફનાશક પદાર્થો, છાશ, લસણ, કડવા તથા તીખા પદાર્થો, પરવળ, કારેલાં, વટાણા તથા ચણાનું ઓસામણ, બાફેલાં રીંગણાં, ગરમ પાણી હિતકર છે. (અપથ્ય) દહીં, ક્ષારપદાર્થો, અડદ, મળમૂત્રનો અટકાવ, કફકારક પદાર્થો, ઉજાગરો, સ્નિગ્ધ અને ભારે પદાર્થો, જેમકે ઘી, માંખણ, મલાઈ વગેરે અહિતકર છે.

---

## ચુંક તથા શૂળ–*Colic and Neurlgia.*

આ રોગના બે પ્રકાર છે–પેટમાં ચુંક આવે, આંકડી આવે અથવા શૂળ મારે તે. ચુંક અને શરીરના કોઇ પણ ભાગમાં વાયુથી દરદ થાય તે શૂળ કહેવાય છે.

**કારણ**—ઝાડાનો કબજો રહેવાથી, કચરો પેટમાં ભરાઇ રહે તેથી ચુંક આવે છે, ઠંડી હવા, ઠંડો ખોરાક, અને ઠંડા પાણીમાં રહેવાથી ચુંક આવે છે. કાચો ખોરાક ખાવાથી ચુંક આવે છે. સફેદો, સીસાનાં રજકણો અને બીજાં ઝેરી રંગનાં રજકણો પેટમાં જવાથી ચુંક આવે છે. શરીરે શરદી લાગવાથી અને ઉપરનાં કારણોથી પણ શૂળ આવે છે.

**લક્ષણ**—આખા પેટમાં અગર ડુંટી આગળ પીડ, ચુંક, આંકડી અને શૂળ આવે છે, દસ્ત કબજે રહે છે, ઘણી વખત ઉલટી થાય, વાછુટ થતી નથી, કેટલીક વખત ઉપરાઉપરી એવી જોરથી ચુંક આવે છે કે દરદી બૂમેબૂમ પાડે છે. પીડાથી દરદી પછાડા મારે અને તે વખતે પેટપર દબાણ કરવાથી અગર ચાંપવાથી સારૂં લાગે, આંતરડાંમાં સોજો થવાથી અગર બીજા દરદને લીધે પણ પેટમાં દરદ થાય છે. મૂત્રાશયના તેમજ પિત્તાશયના દરદોને લીધે કેટલીક વખત ચુંક આવે છે.

**ઉપાય**—ચૂંક અને શૂળનું દરદ એવું અસાધારણ છે કે તેના સાધારણ ઉપાય સર્વેને માલુમ હોય છે. (૧) શેક કરવો અથવા ટારપેન્ટાઇન લગાડીને ગરમ બાટલીનો શેક કરવો. (૨) શૂળ ઉપર સાબરસીંગું અને સુંઠ પાણીમાં ઘસી ચોપડવું. (૩) સાબરશીંગું અને સુંઠ પાણીમાં ઘસી તેમાં સંચળ એક વાલ નાખીને પીવું. (૪) સુવા અને મેથી ફાકવાં. (૫) લસણની કળી નં. ૩ ગળી જવી. ઉપરના ઉપાયો સામાન્ય છે. ઝાડો બંધ હોય તો (૫) સુંઠના કવાથમાં બે રૂપીઆભાર એરંડીયું તથા ફુલાવેલી હીંગ એક વાલ અને સંચળ બે આનીભાર નાંખીને પીવું. અથવા (૬) સુંઠના કવાથમાં એરંડીયું તોલા ૨ અને એલચી, હીંગ, જવખાર અને સિંધાલુણ સમભાગે લઇ તેનું ચૂર્ણ પા પા રૂપીઆભાર નાખી લેવું. આથી પેટ, પેઢુ, નાભી, કાન, આંખ અને પાંસળાનું શૂળ હોય તે પણ મટે છે. (૭) કાંચકાનાં મીંજ ૪ ભાગ, હીંગ ૧ ભાગ, બહેડાં ૨ ભાગ, સુંઠ ૩ ભાગ, તેનું ચૂર્ણ અડધાભાર પાણીમાં લેવું. (૮) શુદ્ધ ઝેરકોચલાં તોલા ૨, ગંધક તોલો ૧, હીંગ તોલો ૦।, સિંધાલુણ તોલો ૧ નું ચૂર્ણ બબે વાલ પાણી સાથે લેવું. ઉપર પ્રમાણે દવાઓ આપતાં ઝાડો થાય નહિ અને ચૂંક અને શૂળ મટે નહિ તો પછી (૯) **વાજીવર્મા રસ**–(અશ્વચોળી)ની અકેકી ગોળી સુંઠના ઉકાળા સાથે આપવી. અને પેટમાંથી તમામ કચરો નીકળી જઈ પેટ સાફ થયું જણાય ત્યાર પછી

(૧૦) **સાબરસીંગાની ભસ્મ** એક વાલ આદાના રસમાં લેવી, **(બનાવટ)** સાબરસીંગાના નાના કકડા કરી આકડાના દુધમાં પલાળી ગજપુટ આપવો. પડખામાં શૂલનો સણકો વધારે રહેતો હોય તો (૧૧) ગુજ્જર, ગુગળ, સરેસ, એલીઓ, રેવંચીનો શીરો, દેસી સાબુ દરેક તોલો ૧ અને હીંગ તો. ૦)= એ વસ્તુઓનું ચૂર્ણ કરી પાણીમાં ખદખદાવી શૂળની જગાએ ચોપડી રૂ દબાવવું. આ લેપ શૂળ માટે સારો છે. પેટમાં ચુંક આવતી હોય તો (૧૨) એળીઓ તોલો ૧, રેવંચીનો શીરો તોલો ૧, હીંગ વાલ ૨ ને પાણીમાં વાટી ઉનું કરી ડુંટીની આગળ પાછળ ચોપડવું. અથવા (૧૩) રાઇનું પ્લાસ્તર રાખવું. ચુંક અને શૂળનું દરદ સાધારણ જણાય છે પણ ઉપડે છે ત્યારે ભયંકર સ્વરૂપ પકડે છે માટે પ્રથમ તો તે બેસી જવાના ઉપાયો કરવા. (૧૪) ચણાનો ખાર રૂપીઆ-ભાર પીવાથી ચુંક મટે છે. (૧૫) શેકેલી હીંગ એકલી અગર લસણ મેળવીને ગોળી કરી ગળી જવી. પેટમાં દુઃખાવા સાથે છાતીમાં ગભરામણ અને ઉબકા આવતા હોય તો છાતીએ ટરપેન્ટાઇન લગાડી પોસના ડોડાનો શેક કરવો. આ રોગમાં નીચે બતાવેલી દવાઓ સારૂં કામ કરે છે. (૧૬) કાંચકાનાં મીંજ, અજમો, સાજીખાર, આંબાહળદર, સંચળ, અને શેકેલી હીંગ સરખા ભાગે લઈ ચુર્ણ કરી દિવસમાં ત્રણ વખત પાવલીભાર લેવું, (૧૭)[1] **લશુનાદિવટી**ની બબે ગોળી ત્રણ ત્રણ કલાકે લેવી. (૧૮) **પંચલવણ**ની આદાના રસમાં ગોળી કરી લેવી. (૧૯) હીંમજ, અતિવિષ, સંચળ, હીંગ, વજ, અને ઇંદ્રજવનું સમભાગે ચૂર્ણ કરી અરધો તોલો પાણી સાથે લેવાથી પેટનો વાયુ, શૂળ અને ચુંક બંધ થશે. (૨૦) [2]એરંડાના મૂળ, મેથી અને ગોળનો ક્વાથ પીવો. (૨૧) હળદર તોલો ૧, અજમો તો. ૧, મીઠું તોલો ૦।, એ ત્રણને ચાર તોલા ઘીમાં ઉનું કરી પીવું. (૨૨) કણજીનાં બે અગર ત્રણ બીયાંને લગાર ઘીમાં શેકી વાટીને

---

૧ કોલેરાના પ્રકરણમાં છે. ૨ સિદ્ધ ભેષજ મણિમાલા—

બે વાલ મીઠા સાથે ફાકવાં. (૨૩) બાવળનાં ફુલ તોલા ૧ ને લગાર માટીના વાસણમાં શેકી ઉના પાણી સાથે ફાકવાં. (૨૪) પાનમાં ખાવાનો ચુનો વાલ બે અને ફોતરાં કહાડેલો અજમો તોલો ૦ાા, તે બંનેને ખુબ મસળી નાખી તેમાં સંચળ બે આનીભાર મેળવી તેની ફાકી લેવી. (૨૫) ચુનાની ગોળી ચણા જેવડી કરી તેલમાં બોળી ગળી જવી. (૨૬) કાલાં મરી તોલો ૧ અને શુદ્ધ ઝેરકોચલાં તોલો ૦ા,નું ચૂર્ણ કરી ગુલાબજળમાં ચણા જેવડી ગોળીઓ કરીને તેમાંથી એકેક ગોળી સવારસાંજ લેવી. (૨૭) શુદ્ધ કરેલો સોમલ તોલો ૦ાા અને મરી સવાપાંચ તોલાને વાટી કુંવારના રસમાં ખરલ કરી મધ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી એકેકી સવાર સાંજ લેવી. (૨૮) **હિંગ્વાષ્ટક ચૂર્ણ**—સુંઠ, મરી, પીપર, અજમોદ, સિંધવ, જીરૂ, શાહજીરૂ, હીંગ ફુલાવેલી સરખા વજને ચૂર્ણ કરી લેવું.

શૂળના પ્રકારો ઘણા છે (૧) વાતશૂળ, (૨) પિત્તશૂળ, (૩) કફશૂળ. (૪) આમશૂળ.વગેરે ઉદરના શૂળ ઉપરાંત હૃદય, બસ્તિ, પડખાં વગેરે ભાગોમાંના શૂળનો સમાવેશ થાયછે. દોષપરત્વે તેના ઉપાયો કરવા. **વાતશૂળ**—(૧) એરંડમૂળ અને સુંઠનો કવાથ, હીંગ અને સંચળ નાખી પીવો. (૨) હીંમજ, અતિવિષ, હીંગ, સંચળ, વજ તથા ઇંદ્રજવનું ચૂર્ણ પાણી સાથે પીવું. **પિત્તશૂળ**માં—(૧) ઉલટી કરાવી સુક્ષ્મ જુલાબ આપવો. (૨) આંબળાનું ચૂર્ણ મધમાં આપવું, (૩) કડુ, ત્રીફળા, તથા ગરમાળાનો ગોળ મધ તથા સાકર નાખી પીવો. **કફશૂળ**માં—(૧) લંઘન કરવું. (૨) ચિત્રક, વજ અને કડુનું ચૂર્ણ ગોમૂત્રમાં લેવું. **સંનિપાતશૂળ**માં બબ્બે દોષના મિશ્રિત ઉપાયો કરવા— **આમશૂળ**માં (૧) અજમો, સિંધવ, હીંમજ તથા સુંઠનું ચૂર્ણ લેવું. (૨) એરંડીયું તો. ૬, લસણ તો. ૮, હીંગ તો. ૧ અને સિંધાલુણ તો. ૩ મેળવીને બે ત્રણ તોલા ખાવું. **પરિણામશૂળ**માં—ખાધેલું અન્ન પચ્યા પછી થનારા શુળમાં પ્રથમ (૧) લંઘન કરી સુક્ષ્મ જુલાબ લેવો. (૨) શેકેલાં કાચકાં તો. ૧, સુંઠ તો. ૦ાા. સંચળ

તો. ૦। અને અજમો તો ૦॥ એ સર્વેનું ચૂર્ણ પાણી સાથે લેવું: **જ્યાં આગળ શૂળ આવતું હોય ત્યાં** (૧) **રાઇનું પ્લાસ્ટર મારવું.** (૨) અફીણ અને હીંગનો લેપ કરવો. (૩) **કપુરનું તેલ; વછનાગતેલ** કે નારાયણતેલ માલીસ કરી શેક કરવો.

આ બંને રોગ ઉપર **અગ્નિકુમારરસ** ઘણું સારૂં કામ કરે છે. માટે એકેક રતિની માત્રા આદાના રસમાં અગર તુલસીના પાનના રસમાં સવારસાંજ આપવી. **(બનાવટ)** શુદ્ધપારો, શુદ્ધ ગંધક, અને ટંકણ દરેક એકેક તોલો, શુદ્ધ વછનાગ તોલા ૩, કોડીની ભસ્મ તથા શંખભસ્મ બબે તોલા, મરી તો. ૮, બીજોરાનાં અગર લીંબુના રસમાં રસમાં ભાવના આપી રસ તૈયાર કરવો, (૨) **ચીત્રકાદિવટી**–ચિત્રક, મીઠું, પહાડમૂળ, સુંઠ, મરી, પીંપર, કાચલવણ, સિંધવ, બીડલવણ, સંચળ. જીરૂ, ધાણા, જટામાંસી, પીંપરીમૂળ અને અજમો સમભાગે લઈ ચૂર્ણ કરી લીંબુના રસમાં મોટા બોર જેવડી ગોળીઓ કરી સવાર, બપોર ને સાંજરે એકેકી ગોળી લેવી. (૩) **બીજોરાદિવટી, શંખવટી, શંખદ્રાવ** વગેરે આ રોગ ઉપર સારૂં કામ કરે છે. ચુંક અને શૂળ ઉપર પણ સામાન્ય લોકો (૪) **પીપરમીંટ, પેનકીલર, અજમાનાં ફુલ, તજનો અર્ક. અજમાનો અર્ક** વગેરે વાપરે છે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) લંઘન, નિદ્રા, દસ્તનો ખુલાસો, પાચન થવું, સાઠીચોખા, જૂની ડાંગર, પરવળ, ગરમ દુધ, સરગવો, કારેલાં, મીઠું, હીંગ, લસણ, એરંડીયું, ગોમૂત્ર, લીંબુ, ઉલટી. વગેરે (અપથ્ય) વિરૂદ્ધ અન્નપાન, ઉજાગરો, તુરૂં, લુખું, ઠંડુ અન્ન, મૈથુન, મહેનત, મદ્ય, વાલ, વટાણા, તીખા પદાર્થ, વાયડા પદાર્થ, મળમૂત્રનો અટકાવ, શોક, ક્રોધ, વગેરેનો ત્યાગ કરવો.

**વિશેષ ઉપચાર**—ચુંક માટે અજમોદ, આદુ, લસણ, હીંગ, ઝેરકોચલાં, એરંડીયું, સુંઠ, કળથી, બીજોરૂં, મીંઢીઆવળ, હરડે, અજમો, ચિત્રક, એરંડાનું મૂળ, આકડાનાં ફુલ, કાચકાં, વાવડીંગ, વગેરે. **પેટના શુળ માટે** ઉપરની ચીજો ઉપરાંત અંઘેડો, કપૂર, કરી-

આદુ, ફુદિનો, રાઈ, દીકામાળી, ચણાનો ખાર, મીંઢળ. **વાતશુળ માટે**-ઈંદ્રજવ, ગળો, પિત્ત શળ માટે આંબળાં, શતાવરી. **આમશૂળ માટે**-લીંડીપીંપર. **લેપ માટે**-ગુગળ, ગુજ્જર, એળીઓ, રેવંચીનો શીરો વગેરે.

---

## ગુલ્મ–ગોળો–Flatulence.

આ રોગ પાંચ પ્રકારનો છે. (૧) વાતગુલ્મ (૨) પિત ગુલ્મ (૩) કફગુલ્મ (૩) ત્રિદોષ ગુલ્મ અને (૫) રક્ત ગુલ્મ. આ પ્રમાણે પાંચ પ્રકાર છતાં એ પાંચેમાં વાયુની પ્રધાનતા છે.

**સામાન્ય કારણ અને લક્ષણો**—મિથ્યા આહાર તથા વિહારથી વાતાદિ દોષ કુપિત થઈ પેટમાં ગ્રંથી રૂપ પાંચ પ્રકારનો ગુલ્મ ઉત્પન્ન કરે છે, અને તે ગુલ્મની ગોળાકાર અથવા લંબગોળાકાર જેવી ગાંઠો પેટમાં ફરતી જણાય છે, અને તે સાથે દુઃખાવો થાય છે તેને ગુલ્મ કહે છે. ઝાડાનો કબજો, અન્નનો ઉછાળો, ઘણા ઓડકાર, આંતરડામાં કુરકુર અવાજ થવો, પેટ ફુલવું, આંતરડાંમાં દરદ થવું, મંદાગ્નિ, વગેરે લક્ષણો છે.

**વાતગુલ્મ—કારણ અને લક્ષણ**—ઝાડો પેશાબનો અટકાવ, શોકથી હૃદયનો અભિઘાત, વારંવાર જુલાબ લઇને મળનો અતિશય ક્ષય થવો, ઝાડો તથા વાછુટ થવી, ગળામાં શોષ, શરીરે રાતાશ અને કાળાશ વગેરે લક્ષણો છે.

**ઉપાય**—આ રોગમાં (૧) પ્રથમ લંઘન કરાવી દીપન અને સ્નિગ્ધ, ઉષ્ણ અને વાયુને અનુલોદન કરે તેવાં ઔષધો આપવાં. ઝાડો સાફ લાવવા માટે (૨) એરંડીયામાં શેકેલી હીંમજ તોલો એક અને એરંડીયામાં શેકેલી સુંઠ તોલો ૦॥ અને સંચળ તોલો ૦।, ની ફાકી અડધા રૂપીઆભારની લેવી. આથી ઝાડો સાફ આવશે. (૨) બીજોરાના બે રૂપીઆભાર રસમાં બબે આની ભાર બીડલવણ અને સીંધવ નાંખી પી જવું. (૩) **હિંગુ પંચક ચૂર્ણ** સવાર, બપો-

રને સાંજરે પાપા રૂપીઆભાર લેવું. ( **બનાવટ** ) હીંગ, સિંધવ. આંબલીની રાખ, રાઇ અને સુંઠનું ચૂર્ણ લેવું. (૪) **લશુનાદિવટી** બબ્બે ગોળી સવાર, બપોર ને સાંજરે લેવી. ગોળો જે જગાએથી ચડે તે જગાએ રાઇનું પ્લાસ્ટર મારવું અથવા તરપેંટાઇન ચોપડવું.

**પિત્તગુલ્મ-કારણ અને લક્ષણ**—ખાટાં, ખારાં, ઉષ્ણ અને દાહ કરનાર પદાર્થો સેવન કરવાથી, લોહીના વિકારથી, મદ્યપાન સેવન કરવાથી પિત્તગુલ્મ થાય છે. અને તાવ, તરસ, રાતાશ, પાચનક્રિયાની મંદતા વગેરે તેનાં લક્ષણો છે. **ઉપાય**—(૧) હરડે અને ગોળ તોલો ૧. એ બંનેની ગોળીઓ મોટા બોર જેવડી કરવી. તેમાંથી સવાર, બપોર ને સાંજરે એકેકી લેવી. (૨) ત્રિફળાના કવાથમાં નસોતરનું ચૂર્ણ તો. ૦। નાખીને પીવો. હરડે અને કાળી દ્રાક્ષના ઉકાળામાં ગોળ મેળવીને પીવો. (૩) **ત્રિફળા ચૂર્ણ** સાકર સાથે લેવું. (૪) આંબળાના રસમાં સિદ્ધ કરેલું ઘી લેવું. (૫) કંપીલાનું ચૂર્ણ ધમાં ચાટવું.

**કફગુલ્મ-કારણ અને લક્ષણ**—ભારે, ચીકણાં તથા ઠંડા અન્નપાન, વગેરે કારણો તથા તાવ, ગ્લાની, મોળ, અરૂચી અને શરીરમાં ભાર વગેરે લક્ષણો છે.

**ઉપાય**—(૧) લંઘન, ઉલટી અને શેક સાથે સ્વેદ આપવો. (૨) તલ, એરંડી, અળશી તથા સરસવ વાટીને લેપ કરવો. (૩) વાતગુલ્મના ઉપાયો કરવા.

**રક્તગુલ્મ**—સ્ત્રીઓના આર્તવદોષથી થાય છે.

ઉપર બતાવેલ ગુલ્મના ઉપાયો દોષપરત્વે છે. જેમાં જે જે દોષોનું મિશ્રણ જણાય તે દોષોની ચિકિત્સા કરવી.

**ગુલ્મની સામાન્ય ચિકિત્સા**—(૧) લીંડીપીપર અને જવખારનું ચૂર્ણ આદાના રસમાં લેવું. (૨) સિંધવ, સંચળ, બીડલવણ, અજમોદ, એરંડમૂળ, જવખાર, બાળહરડે, વાવડીંગ અને ફુલાવેલી હીંગ સમભાગે લઈ તે બધાથી ત્રીજા ભાગે નસોતર લઇ તેનું ચૂર્ણ

કરવું અને તેમાંથી અરધાભાર ચૂર્ણ ઉંના પાણી સાથે લેવું. આ ચૂર્ણ ગુલ્મ, શૂળ, ચુંક વગેરે મટાડે છે. (૩) કાચકાનાં મીંજ, સંચળ, અજમો, સુંઠ અને હરડેનું ચૂર્ણ સમભાગે કરી તેમાંથી અરધાભાર લેવું. (૪) શરપંખાનો ક્ષાર હરડેના ચૂર્ણ સાથે લેવો. આ પ્રમાણે દવા આપવી અને પેટ ઉપર (૫) બંધારણ કરવું. બકરીની લીંડીઓ, મહુડાં, સાજીખાર, આંબાહળદર, એળીયો, સાણુ દેશી, દરેક તોલા ૨, હીંગ અને રેવંચીનો શીરો અકેક તોલો, તેને ખાંડીને ગરમ કરીને પેટ ઉપર ગોળાની જગ્યાએ લેપ કરવો. આ રોગમાં (૬) **શંખવટી**ની ગોળી સવાર, બપોર ને સાંજરે અકેકી લેવી. અથવા (૭) **શંખભસ્મ** વાલ ૧, **છીપભસ્મ** વાલ ૧ આદાના રસમાં લેવી. (૮) પીંપળના પાન નં.૩ ને ગોળ સાથે મેળવી ગોળી કરીને લેવી. (૯) શુદ્ધ કરેલાં ઝેરકોચલાં તોલો ૧, અજમો તોલો ૧, સિંધવ તોલો ૦।, એનું ચૂર્ણ અકેક વાલ સવારસાંજ લેવું. (૧૦) **અગ્નિમુખક્ષાર** બબે આનીભાર લીંબુના રૂપીઆ ભાર રસમાં પીવો. (૧૧) **કુમાર્યાસવ** બબે રૂપીઆભાર સવારસાંજ લેવો ઉપર પ્રમાણે વારા ફરતી દવાઓ આપતાં ગુલ્મ ( ગોળો ) ન મટે તો (૧૨) **અગ્નિમુખ રસ** તો. ૦। ઉંના પાણી સાથે લેવો. **(બનાવટ)** હીંગ ૧ ભાગ, વજ ૨ ભાગ, લીંડીપીંપર ૩ ભાગ સુંઠ ૪ ભાગ, અજમો ૫ ભાગ, હરડે ૬ ભાગ, ચીંત્રો ૭ ભાગ, ઉપલેટ ૮ ભાગનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ઉદાવર્ત, અજીર્ણ, બરોળ, ઉદર રોગ ( પેટના વ્યાધિ) અર્શ, શૂળ અને ગુલ્મને મટાડનાર છે. (૧૩) **શંખદ્રાવ**ના બબે ટીપાં પતાસામાં નાખી લેવાં અગર પાણીમાં લેવાં. શૂળના ઘણા ઉપાયો ગુલ્મ રોગમાં પણ લાગુ પડે છે માટે તે ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—(પથ્ય) આંબળાં, જુના ચોખા, કળથી, લીંબુ, છાશ, લસણ, કુણો મુળો, સરગવો, હીંગ, દુધ, દાડમ અને વાતહર પદાર્થો, પથ્ય છે. (અપથ્ય) અડદ, જવ, મીઠાં ફળ, કહોળું, કઠોળ, જડ અને તેલવાળા પદાર્થો અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—એરંડો, ગુગળ, ચુંકો, લીંડીપીંપર, શરપંખો, સાટોડી, લવીંગ, હરડે. વાતગુલ્મ–ઈંદ્રજવ, કાંચકી, તજ અને ઉપરની વસ્તુઓ. પિત્તગુલ્મ–નસોતર, રેણુકબીજ. કફગુલ્મ–અજમો. ત્રિદોષગુલ્મ–અરણી, ગોરખમુંડી, વાયવરણો.

## હૃદ્રોગ–રક્તાશયનો વ્યાધિ Heart–Disease.

આર્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે હૃદ્રોગના છ પ્રકાર છે. (૧) વાત (૨) પિત્ત (૩) કફ (૪) ત્રિદોષજન્ય (૫) કૃમિજન્ય (૬) ઉરોગ્રહ.

**કારણ**—ખાટા, ખારાં, તુરાં, કડવાં અને અતિ ઉષ્ણ પદાર્થોનું સેવન, અભિઘાત, અજીર્ણ છતાં ખાવામાં આવવાથી, મળમૂત્રના અટકાવથી, ભય, શોક, અને ચિંતા વગેરે કારણોથી હૃદ્રોગ થાય છે.

**લક્ષણ**—હૃદયમાં શૂળ, છાતીની ડાબી બાજુએ શૂળ આવે છે. છાતી બાંધી લીધી હોય અને શ્વાસ રોકાઇ જતો હોય એવું બહારથી જણાય છે, પણ ખરૂં જોતાં શ્વાસ લેવાતો નથી. દરદીનો દેખાવ ભયંકર થાય છે, નાડી નબળી અને પરસેવો થવો, બોલવાનું બંધ થાય છે પણ અંદર શુદ્ધિ રહે છે; લાંબો વખત આવે તો આંચકી અને તાણ આવે છે. દોષપરત્વે તેનાં જુદાં જુદાં કારણો અને લક્ષણો હોય છે.

**ઉપાય**—આ રોગનો ઉપાય કરતાં પહેલાં રોગનો નિર્ણય કરવાની વધારે જરૂર છે; અને તે માટે વિદ્વાન વૈદ્ય અગર વિદ્વાન દાક્તરની સલાહ વિના કે રોગનો નિર્ણય કર્યા વિના ઉપાય કરવો નહિ. (૧) છાતી ઉપર ગરમ પાણીનો શેક કરવો અગર (૨) અળસીની પોટીસ મુકવી. **પિત્તજન્ય** હૃદ્રોગ માટે (૩) અર્જુન વૃક્ષની છાલનું ચૂર્ણ બએ આનીભાર દુધ, મધ, ઘી અને ગોળ સાથે લેવું. (૪) વાવડીંગ અને ઉપલેટનું ચૂર્ણ વાવડીંગના કાઢામાં લેવું. કરમીયાથી થએલ હૃદ્રોગ માટે આ સારો ઉપાય છે. (૫) પોખર મૂળનું ચૂર્ણ મધમાં ચાટવું. (૬) હરડે, રાસ્ના, વજ, પીંપર, સુંઠ,

મોથ, અને પોખરમૂળનું ચૂર્ણ બબ્બે આનીભાર પાણી સાથે લેવું. (૭) ગાયના સારી રીતે ઉકાળેલા દુધમાં સાકર, મધ, ઘી બબ્બે તોલા અને પીંપરનું ચૂર્ણ માષા ત્રણ નાખીને પીવું. આસોદરાની છાલના કલ્કથી તૈયાર કરેલું ઘી લેવું. (૯) પારા તથા ગંધકની સમભાગે કજ્જલી કરી એ બંનેના સમભાગે અભ્રક મેળવી આસોંદરાની છાલના રસની તથા ડુંગળીના રસની એકવીસ ભાવના આપી તૈયાર કરવું. તેમાંથી અકેક રતિ મધમાં સવારસાંજ લેવી. કફથી થયેલા હૃદ્રોગ માટે (૧૦) કાયફળ, આદુ, દારૂહળદર, હરડે અને અતિવિષની કળીનો કવાથ ગોમૂત્ર સાથે પીવો. (૧૧) કડુ અને જેઠીમધનું ચૂર્ણ ઉના ગરમ પાણી સાથે લેવું. (૧૨) સહદેવી તોલો ૦॥ અને ગંગેટી તોલો ૦॥ ને ગાયના પોણોશેર દુધમાં ઉકાળી પીવું. આ રોગમાં (૧૩) **સાબરસીંગાની ભસ્મ** અકેક વાલ મધમાં ચાટવી. ઉપર પ્રમાણે ઉપાયો કરતાં હૃદયનું શૂળ ન મટે તો (૧૪) **કલ્યાણસુંદરરસની** અકેક રતી મધમાં આપવી. ( **બનાવટ** ) રસસિંદુર, અભ્રકભસ્મ, ચાંદીની ભસ્મ, તામ્રભસ્મ સોનાની ભસ્મ, અગર વરખ હીંગલોક ભસ્મ એ સમભાગે લઈ ચિત્રાના રસની સાત ભાવના આપવી એટલે રસ તૈયાર થશે. છાતીનાં અને ફેફસાનાં દરદો માટે આ રસ અકસીર છે. પ્લુરસીમાં પણ આ દવા ઘણું સારૂં કામ કરે છે. (૧૫) **સિતોપલાદિ ચૂર્ણ** સવારસાંજ બબ્બે આનીભાર ઘી સાથે લેવું. (૧૬) **દશમૂળારિષ્ટ, દ્રાક્ષારિષ્ટ, દ્રાક્ષાસવ**, એ ત્રણે છાતીના થડકારા વધી જાય તેમાં સારૂં કામ કરે છે. સવારસાંજ બબ્બે રૂપીઆભાર લેવું. (૧૭) **અર્જુનાસવ**–અરજુન સાદડની છાલ શેર ૧૦, કાળી દ્રાક્ષ શેર ૫, મહુડાં રતલ ૨, એ ત્રણ ને આઠગણા પાણીમાં ઉકાળવાં. જ્યારે મણ પાણી રહે ત્યારે ધાવડીનાં ફુલ બે રતલ, ગોળ શેર ૧૦ નાખી મેળવીને એક મહીના સુધી રહેવા દેવું એટલે તૈયાર થશે. માત્રા તોલા ૨ થી ૪. (૧૮) **અર્જુનઘૃત**–અર્જુન સાદડની છાલ શેર પાંચ લઇ તેને ખાંડી પાં-

અશેર દુધમાં ચટણી બનાવી તેમાં ગાયનું ઘી શેર ૧ નાખી ઉકાળતાં ઘી બાકી રહે ત્યારે તે ઘી વાપરવું. માત્રા ૨ થી ૪ આ બન્ને પ્રયોગો આ રોગ માટે ઘણા ઉત્તમ છે. છાતીમાં માર પડવાથી અગર બીજી ચોટ લાગવાથી હૃદયની પીડા થઈ હોય તો ટરપેન્ટાઇન લગાડી પોસના ડોડાનો શેક કરવો. આ રોગ કેટલીક વખતે ભયંકર સ્વરૂપ પકડે છે માટે બરાબર નિદાન કરીને તેની ચિકિત્સા કરવી. છાતીમાં ગભરામણુ થઇ માથે અને શરીરે પરસેવો બહુ વળે છે અને જીવ હમણાં નીકળી જશે, એવાં ચિન્હો જણાય ત્યારે (૧૯) +**હિરણ્યગર્ભ રસ**ની માત્રાના ત્રણ ત્રણ લસરકા આદાના રસમાં ઘસી પાવાં, અથવા (૨૦) કસ્તુરી અકેક રતિનો ચોથો ભાગ મધમાં આપવો. (૨૧) મોતી તોલો ૦।, ગુલાબજળમાં વાટી તેનો ભુકો લેવો અને અંબર વાલ એક, બંનેને વાટી તેમાં સોનાના વરખ નં. ૨ મેળવી ખરલ કરી તેમાંથી રતીની માત્રા મધમાં લેવી. આ રોગ ઉપર જે જે ઉપાયો કરવામાં આવે તે સારા ચિકિત્સકની સલાહથી કરવા.

**પથ્યાપથ્ય**—(પથ્ય) પંડોળાં, જૂના ચોખા, કેરી, દાડમ, ગોળ, લસણ, મધ, ધાણા, પાન, આદુ વગેરે. (અપથ્ય) શ્રમ, ચિંતા, ભય, શોક, બહુ ચાલવું, ઉત્તેજક ખાનપાન, ઝાડાની કબજીયાત, મૈથુન વગેરે અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—અરજુન સાદડ, એરંડો, આદુ, જેઠીમધ, ગંગેટી, બીજોરૂં, લીંડીપીંપર, વાવડીંગ, શેમળો, સમેરવો, પીંપળો, આસુંદરો, કસ્તુરી, અંબર.

## પ્રમેહ—પરમીયો—Gonorrhoea.

આર્યવૈદ્યકશાસ્ત્ર પ્રમાણે પ્રમેહના ૨૦ પ્રકારો છે. (૧) ઉદકમેહ (૨) ઇક્ષુમેહ (૩) સાંદ્રમેહ (૪) સુરામેહ (૫) પિષ્ટમેહ (૬) શુક્ર-

+ હિરણ્યગર્ભ—**रसबलि रविरजत कनक मुक्ताप्रवाल लोहाभ्रम् । बध्वापटे विपिकार्बलितैलेहेमगर्भपोटलिका ।**

મેહ (૭) સિકતામેહ (૮) શીતમેહ (૯) શનૈર્મેહ (૧૦) લાલામેહ એ દશ કફ સંબંધી પ્રમેહ છે. (૧૧) ક્ષારમેહ (૧૨) નીલમેહ (૧૩) કાલમેહ (૧૪) હારિદ્રમેહ (૧૫) મંજીષ્ટમેહ (૧૬) રક્તમેહ એ છ પિત્ત સંબંધી પ્રમેહ છે. (૧૭) વસામેહ (૧૮) મજ્જામેહ (૧૯) હસ્તિમેહ (૨૦) ક્ષૌદ્રમેહ. એ ચાર વાયુ સંબંધી પ્રમેહ છે.

**કારણ**—બેસી રહેવાથી, બહુ ઉંઘવાથી, દહીં ખાવાથી, ગોળ વગેરે ગરમ પદાર્થો ખાવાથી, ગ્રામ્ય પ્રાણીઓનાં માંસ તથા જળચર પ્રાણીઓનાં માંસનું અતિ સેવન કરવાથી, અતિ સ્ત્રીસંગથી, રજસ્વલા સ્ત્રીઓની સાથે મૈથુન કરવાથી, વ્યભિચારી અને વારાંગનાઓની સાથે મૈથુન કરવાથી, વારંવાર સ્વપ્ન સ્ખલિત થવાથી, વગેરે કારણોથી પરમીયો થાય છે.

**લક્ષણ**—પેસાબ માર્ગેથી પરૂ નીકળે છે, ઇંદ્રિના આગલા ભાગમાં ખરજ આવીને સોજો આવે છે અને મોઢું લાલ થઈ જાય છે, દાબતાં પરૂનું ટીપું નીકળે છે અને જાડું અને પીળા રંગનું ધારબંધ પરૂ નીકળે છે અને તેથી ધોતીયું બગડે છે, પેસાબ કરતાં બળતરા બહુ થાય છે, પેસાબ બરાબર થતો નથી, તણખા મારે છે તેથી તેને તણખીયો પરમો કહે છે. તાવ આવે છે, ઝાડો ઉતરતો નથી, રાત્રે ઇંદ્રિમાં વાયુ ભરાય છે ત્યારે તે કઠણ દોરડા જેવી થઈ જાય છે, ઘણી બેચેની રહે છે અને કેટલીકવાર ઇંદ્રિમાંથી લોહી આવે છે. પરમાનાં આવાં સખ્ત ચિહ્ન દશથી પંદર દિવસ રહી નરમ પડે છે. પરૂ કમી થઇ તે પાતળું અને પીળાને બદલે સફેદ રંગનું આવે છે. પરમીયાને લીધે કોઇવાર બદ થાય છે, તથા વૃષણ ઉપર રસ ઉતરવાથી કોથળીએ સોજો આવે છે. પ્રમેહ શરીરના ફક્ત ઇંદ્રિના ભાગનું દરદ છે, તોપણ શરીરમાં તેનાં બીજાં ચિન્હો ઉત્પન્ન થાય છે; જેમકે શરીર ઉપર ચાંદા ફુટી નીકળવાં, સાંધા દુઃખવા, આંખો દુઃખવી, વૃષણ વૃદ્ધિ વગેરે શરીરના વ્યાધિઓ પ્રમેહને લીધે થાય છે.

**ઉપાય**—પરમીયો શરૂ થાય ત્યારે ઇંદ્રિના મોઢા ઉપર ઘણો સોજો અને અસહ્ય વેદના થાય છે માટે ગરમ પાણીનો શેક કરવો. ઈંદ્રિને ગરમ પાણીમાં બોળેલાં કપડાથી વીંટવી. પેસાબ અને દસ્ત થવા માટે બીજી દવાઓ આપવી. (૧) દુધ અને પાણી જરા ઉકાળી ટંડુ થયા પછી પીવું. અગર (૨) ગોખરૂ અને કલથીનો ઉકાળો પીવો. (૩) તકમરીઆં, બહુફળી, ગોખરૂ અને સાજીનાં ફુલ દરેક તોલો ૦| એ સર્વેને ખાંડી તેનું ચૂર્ણ સવાર, બપોર ને સાંજરે અરધાભાર લેવું. (૪) **ગળોસત્વ** બેઆનીભાર અને **ત્રિફળા** અરધા રૂપીઆભાર મેળવી સવારસાંજ બે વખત લેવું. ઝાડો ન આવે તો (૫) ગુલાબનાં ફુલ, સોનામખી અને કાળી દ્રાક્ષ દરેક તોલો ૧, નો ક્વાથ કરી લેવો. ઉપરની દવાથી પેસાબની વેદના ઓછી થઇ ઝાડો અને પેસાબ સારી રીતે આવશે. ઉપરની દવાથી ફાયદો ન થાય તો (૬) **પ્રમેહારિ ચૂર્ણની** અરધાભારની ફાકી પતાસું મેળવી પાણી સાથે લેવી. ( **બનાવટ** ) તકમરીઆં, સુરોખાર અને પાષાણભેદ દરેક તોલા ૨, એ ત્રણને ખાંડી ચૂર્ણ કરવું. (૭) **પ્રમેહાન્તકવટીની** બબે ગોળીઓ સવાર, બપોર ને સાંજરે પાણી સાથે ગળવી. (**બનાવટ**) વાંસકપુર, શીલાજીત, રૂમીમસ્તકી, શેરી લોબાન, રાળ, ચણકબાબ, એલચી અને હળદર સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી સુખડના તેલમાં મર્દન કરી વટાણા જેવડી ગોળીઓ કરવી. (૮) ગળજીભીનો રસ તોલા ૨ માં ગોદન્તિ હરતાલની ભસ્મ વાલ એક અને બેઆનીભાર સાકર લઇ હલાવીને સવાર, બપોર ને સાંજરે ચાર પાંચ દિવસ પીવાથી તણખીયા પ્રમેહની બળત્રા ઓછી થાય છે. પરમીયાના દરદમાં ફુલના નીચેનીં નસમાં દુઃખાવો ઘણો થાય છે અને ઇંદ્રિમાં વાયુ ભરાય છે ત્યારે પ્રાણ જવો બાકી રહે તેવી વેદના થાય છે તે માટે ( ૯ ) **ચંદ્રપ્રભાની** અકેકી ગોળી સવારસાંજ પાણી સાથે લેવી. આ ગોળીઓ પ્રમેહનો કટ્ટો દુશ્મન છે. (**બનાવટ**) કચુરો, વજ, મોથ, કરીઆતુ, ગળો, દેવદાર, હળદર, અતિવિષ, દારૂહળદર,

પીંપરીમૂળ, ચિત્રક, ધાણા, હરડાં, બેહેડાં, આંબળાં, ચવક, વાવ-ડીંગ, ગજપીંપર, સુંઠ, મરી, પીંપર, સુવર્ણમાક્ષિક, જવખાર, સાજી-ખાર, સિંધવ, સંચળ અને બીડલવણ, એમ ચાળીશ ઔષધો પા પા તોલો, નસોતર, દંતીમૂળ, તમાલપત્ર, તજ, એલચી અને વાંસકપુર દરેક એકેક તોલો, લોહભસ્મ તોલા ૨, સાકર તોલા ૪, શિલાજીત તોલા ૮, ગુગળ તોલા ૮, એ સર્વનું ચૂર્ણ કરી પાણીમાં ગોળીઓ મોટા બોર જેવડી કરવી. [1]**અનુભવ પ્રમાણે** ઉપર લખેલા કાષ્ટાદિક ઔષધો ચારગણા લઇ તેને અધકચરા કરી ખાંડીને સોળ ગણા પાણીમાં પલાળવાં. ૩૨ તોલા ગુગળ લેવો અને તેને આગલે દિવસે પાણીમાં પલાળવો પછી બીજે દિવસે કાષ્ટાદિ ઔષધોનો ઉકાળો કરી ગાળી લેવો. ગુગળનો ઉકાળો કરી ગાળી તેમાં શિલાજીત ૩૨ તોલાનું પાણી કરી નાંખી એ ત્રણેને ચુલા ઉપર ચડાવી ઉકાળવું. ઉકળતાં ઘન ચાસણી જેવું થાય ત્યારે લોહભસ્મ તોલા ૪, માક્ષિકભસ્મ તોલા ૨, વાંસકપુર તોલા ૪ અને સાકર તોલા ૧૬ મેળવીને ચાસણી કરવી. નાના બોરજેવડી ગોળીઓ કરવી. આ ગોળીઓ પ્રમેહ સિવાય મૂત્રકૃચ્છ્ર, મૂત્રા-ઘાત, પથરી વગેરે મૂત્રાશયના તમામ દરદો અને દરેક પ્રકારના પ્રમેહ ઉપર ઘણું સારૂં કામ કરે છે. ઈંદ્રનો સોજા ઉપર (૧૦) ઝેરકોચલાં અને આંબળાંને પાણીમાં ઘસી તેને સહજ દેવતા ઉપર ઉનું કરી ચોપડવું. આ રોગ મૂળમાંથી જવાને માટે (૧૧) [1]**બંગભસ્મ** એકેક રતિની માત્રા સવાર સાંજ ઘીમાં મેળવીને લેવી. **(બનાવટ)**[2] કલઇ શેર ૧ ને તેલ, છાશ, ગાયનું મૂત્ર, કળથી, ત્રિફળાં, કાંજી અને વરીઆળીમાં ત્રણ ત્રણ વખત શુધ્ધ કરી તેના પતરાં કરી તેના ઝીણા ઝીણા કકડા કરવા, પછી હળદર, અજમો, લવીંગ અને જીરૂ પ્રત્યેક

---

૧ ગુરૂગમ્ય રિતિ પ્રમાણે ચંદ્રપ્રભા બનાવવાનો પ્રકાર.

૧ ગુરૂગમ્ય પ્રયોગ છે.

૨ જમીન ઉપર ખાડો કરી તેમાં તેલ વગેરે નાંખીને પછી કલઈ ઉની કરી નાંખવી ને ઘંટીનું નાનું પડ ઢાંકી દેવું.

બત્રીસ બત્રીસ તોલા લેવું. અને આંબલી અને પીંપળાની છાલ સુકી પ્રત્યેક શેર શેર લેવી, એ સર્વેને ખાંડી રાખવાં; પછી લોઢાની કડાઇમાં ઉપર બતાવ્યા પ્રમાણે શુધ્ધ કરેલી કલઈના કકડા નાંખી તે ઉંના થાય એટલે ઉપરનું ચૂર્ણ થોડું થોડું નાખતાં જવું ને લોઢાના તાવેતાથી હલાવતા જવું. જ્યાં સુધી કલઇની ભસ્મ થાય ત્યાં સુધી ઉપરનું ચૂર્ણ નાખી હલાવવું એટલે ભસ્મ થશે; ત્યાર પછી તેને લુગડાથી ચાળી તેમાં કુંવરના પાઠાનો રસ નાંખી ખરલ કરી ટીકડીઓ કરવી અને માટીના કોડીઆમાં શરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. ટંડુ પડયા પછી તેને બહાર કહાડી તે ભસ્મમાં ઉપરની ચાર ચીજો (હળદર, લવીંગ, જીરૂ અને અજમાનો ઉકાળો નાંખી ખરલ કરી શરાવ સંપુટમાં મુકી ફરી ગજપુટ આપવો એટલે સફેદ બંગભસ્મ થશે. પ્રમેહ, મધુપ્રમેહ અને બીજા સત્તર પ્રકારના પ્રમેહને મટાડે છે. **પથ્ય**–મગની દાળ અને ફુલકો રોટલી ખાવી. તેલ, આંબલી, મરચું, મીઠું, વાલ અને હીંગ ખાવાં નહિ. (૧૨) [૩]**બંગેશ્વર**–શંખજીરૂ તો. ૫ ને બકરીના દુધમાં સાત દિવસ ખરલ કરી પછી તેનો પેડો વાળી શરાવ સંપુટમાં મુકી ગજપુટ આપવો. એટલે ભસ્મ થશે. આમાં બબે વાલની માત્રા સવાર, બપોર ને સાંજરે ઘી સાકરમાં લેવી. (૧૩) [૪]**પ્રવાલભસ્મ**—પરવાળાંની ડાંખલીને ગાયના દુધમાં, બકરીના દુધમાં અથવા કુંવારના પાઠાના રસમાં શરાવ સંપુટ કરી ગજપુટ આપવો. આ ભસ્મમાંથી એકેક વાલ બેઆની ભાર ગળોસત્વ સાથે મેળવી ઘી સાકરમાં ચાટવી. (૧૪) ત્રિફળાનો કવાથ મધ નાખી પીવો. આ પ્રમાણે દવા આપતાં પરમાનું જોર ઓછું થતું જાય છે પણ કેટલી વખતે ગરમીનું જોર વધારે હોય છે તો પેસાબ બંધ થઇ જાય છે માટે પેડુ ઉપર (૧૫) કેસુડાનાં ફુલ વરાળીયાં કરી બાંધવાં અને પેસાબ થવા માટે (૧૬) લાંબડીનાં બીયાં તોલા ૨ અને સુરોખાર તોલો

---

૩ ગુરૂગમ્ય પ્રયોગ છે. ૪ ગુરૂગમ્ય પ્રયોગ છે.

૧, બન્નેનું ચૂર્ણ તો. ાા પતાસા સાથે લેવું. આથી પેસાબને। ખુલાસો સારો રહેશે. પરમાનો રોગ એવો વિચિત્ર છે કે તેમાં દોષપરત્વે પ્રકૃતિ અનુસાર દવાઓનો ફેરફાર કરતાં જે દવા લાગુ પડે છે તેના ઉપર આધાર રાખવામાં આવે છે. માટે પરમાના વીસ પ્રકાર છે તે ઉપર અનુભવ કરેલી કેટલીક દવાઓ નીચે બતાવવામાં આવી છે તેનો ઉપયોગ કરવો. (૧) **ઉદકમેહ**માં–મેલું અને પાણી સરખું અને ચીકણું મૂત્ર ઉતરે છે. **ઉપાય**–(૧) **ચંદ્રપ્રભા**ની એકેકી ગોળીઓ પાણી સાથે આપવી. (૨) **શીલાજીત** એકેક વાલ દુધમાં નાખી લેવો. (૩) પારિજાતક અને નિર્મળીનો કવાથ આપવો. (૨) **ઇક્ષુમેહ**માં–શેરડીના રસ જેવો મીઠો અને ઘણો પેસાબ આવે છે. **ઉપાય** (૧) હરડે, કાયફળ, મોથ અને લોધરનો કવાથ મધ નાખી પીવો. (૨) અરણીનાં મૂળનો કવાથ પીવો. ( ૩ ) **ચંદ્રપ્રભા**ની ગોળી એકેકી પાણી સાથે લેવી. ( ૩ ) **સાંદ્રમેહ**માં પેસાબ રાત્રે રાખી મુકવાથી ઘાટો થાય છે. **ઉપાય**—( ૧ ) હળદર, દારૂહળદર, વાવડીંગ અને તગરનો કવાથ મધ નાંખી પીવો. (૨) સાત્વિનનો કવાથ પીવો. (૩) સપ્તપર્ણનો કવાથ પીવો. (૪) **સુરામેહ**માં–રાત્રે રાખી મુકવાથી મદિરા જેવો ઘાટો પેસાબ થાય છે. **ઉપાય**–(૧) દેવદાર, કઠ, સુખડ અને અને અગરનો કવાથ પીવો. (૨) શીમળાનો કવાથ મધ નાખી પીવો (૩) ગળોનો કવાથ મધ અને હળદર મેળવી પીવો, (૫) **પિષ્ટમેહ**માં–પેસાબમાં લોટ જેવો ભાગ જાય છે અને પેસાબ કરતાં રૂંવાટાં ઉંચાં થાય છે–અંગ્રેજીમાં "કાંઇલ્યુરીઆ" કહે છે. **ઉપાય**–(૧) હરડે, દારૂહળદર, વજ, અરણી, બહેડાં અને આંબળાંનો કવાથ મધ નાખી પીવો, (૨) હળદર, દારૂહળદર, ગળો અને આંબળાનો કવાથ મધ નાખી પીવો. (૬) **શુક્રમેહ**માં–પેસાબ સાથે વીર્ય જાય અગર પેસાબ કરી રહ્યા પછી વીર્યનાં ટીપાં પડે છે. અંગ્રેજીમાં તેને "સ્પર્મેટોરીયા." **કહે છે. ઉપાય**–(૧) સોપારીનાં ફુલ

તોલો ૦ાા, અને સાકર તોલો ૦।, બંનેનું ચૂર્ણ ગાયના દુધ સાથે સાકર નાંખી લેવું. (૨) ખાખરાનો ગુંદ, પાષાણુ ભેદ, સમુદ્રશીણ, દારૂહળધર અને સાકર સમભાગે કરેલું ચૂર્ણ અડધા ભાર ગાયના દુધ સાથે લેવું. (૩) રતાંજલી, આસોંદરો, અને દુધનો કવાથ મધ નાખી લેવો. (૪) મુગલાઈ એદાણા તોલો ૧ રાત્રે પલાળી તેના લુઆબમાં સાકર તોલો ૦। નાંખી લેવું. (૭) **સિકતામેહ**માં–પેસાબ કરતી વખતે રેતી જેવી ઝીણી કણીઓ પડે છે. **ઉપાય**–ચિત્રકમૂળનો કવાથ મધ અને હળદર નાખી લેવો, (૨) લીંબડાની ગળો, આબળાં, હરડે, અને બહેડાંનો કવાથ મધ નાખી પીવો. (૮) **શીતમેહ**–પેસાબ ટાઢો અને મીઠો ઉતરે છે. **ઉપાય**–(૧) આંબલીની છાલ, કમળ અને આંબળાંનો કવાથ શિલાજીત એક વાલ નાખી પીવો. (૨) ગોખરૂ, બહુફળી સમભાગે લઇ તેનો કવાથ મધ નાખી પીવો. (૯) **શનૈર્મેહ**માં–પેસાબ થોડી થોડી ધારે મંદવેગથી ઉતરેછે. **ઉપાય**–(૧) ખેરની છાલ, આંબળાં અને હરડેનો સમભાગે કવાથ લેવો. (૨) ગળજીભીનો રસ તોલો ૧ તેમાં બે આનીભાર સાકર નાખી પીવો. (૧૦) **લાલામેહ**માં–પેસાબ કરતી વખતે લાળના તાંતણાનો જેવું નીકળે છે. **ઉપાય** (૧) ત્રિફળા, ગરમાળો અને કાળીદ્રાક્ષનો કવાથ મધ નાખી પીવો. (૨) વાળો, હરડે, વજ બે જાતની અને ગળોનો કવાથ મધ નાખી પીવો. (૧૧) **ક્ષારમેહમાં**–પેસાબમાં ખારા પાણી જેવો ભાગ જાય છે. **ઉપાય**–(૧) વાળો, લોધર, આસોંદરો અને સુખડનો કવાથ મધ નાખીને પીવો. (૨) ત્રિફળાનો કવાથ શિલાજીત એક વાલ નાંખી પીવો. (૩) લીંબડાની ગળો, કાળી દ્રાક્ષ અને હરડેનો કવાથ પીવો. (૧૨) **નીલમેહમાં**–પેસાબ નીલા રંગનો થાય છે. **ઉપાય**–(૧) મોથ, હરડે, વાળાં અને રતાંજલીનો કવાથ પીવો. (૨) પીંપળનો કવાથ પીવો. (૧૩) **કાળમેહમાં**–પેસાબ મેસ જેવો કાળો ઉતરે છે. **ઉપાય**–(૧) લીંબડાની છાલ, પટોળ, ગળો અને આંબળાનો કવાથ મધ નાખીને

પીવો. (૨) લોધર, આંબળાં, અને હરડેનો કવાથ મધ નાખી પીવો. (૧૪) **હારિદ્રમેહમાં**–પેસાબ કરતાં હળદરના રંગ જેવો પેસાબ ઉતરે અને બળતરા વાળો પેસાબ થાય છે. **ઉપાય**–(૧) આંબાની છાલ, લોધર, દારૂહળદર, અને ધાવડીનો કવાથ મધ નાખી પીવો. (૨) ત્રિફળા અને ગરમાળાનો કવાથ મધ નાખી પીવો. (૧૫) **માંજીષ્ટમેહમાં**–પેસાબ મજીઠના રંગ જેવો ઉતરે છે. **ઉપાય**–(૧) કાળીપાટ, પીંપળો અને નેતરનો કવાથ મધ નાખી પીવો. (૨) વાળો મજીઠ અને રતાંજલીનો કવાથ પીવો. (૩) ગરમાળો અને ગળોનો કવાથ પીવો. (૧૬) **રક્તમેહમાં**–પેસાબ ગરમ લોહી જેવો ઉતરે છે. **ઉપાય**–(૧] ખજુર, ગળો અને શીવણનાં મૂળનો કવાથ પીવો. (૨) આંબળાં તથા ગળોનો કવાથ મધ નાખી પીવો. (૩) હીરાબોળ, આંબળાં અને એલચીનો કવાથ પીવો. (૧૭) **વસામેહ**માં પેસાબમાં ચરબી નીલ અગર તેવા રંગનો પેસાબ થાય. **ઉપાય**—[૧] અરણીનાં મૂળ તથા સીસમનો કવાથ પીવો. [૨] વાવડીંગ, હળદર, જેઠીમધ અને વાવડીંગનો કવાથ પીવો. [૧૮] **મજ્જામેહમાં**–પેસાબ મજ્જાના રંગ જેવો ઉતરે છે. **ઉપાય** [૧] હરડે, ધાણા, ગરમાળાનો ગોળ, અને આંબળાનો કવાથ પીવો. [૨] ગળો, આંબળાં, હળદર અને આંબાહળદરનો કવાથ પીવો. [૧૯] **હસ્તિમેહમાં**–હાથીના કુંભસ્થળમાંથી જેવા રંગનો મદ ઝરેછે, તેવા રંગનો પેસાબ ઉતરે છે. અંગ્રેજીમાં "એન્યુરેસિસ" કહેછે. **ઉપાય**–[૧] સરસડો, કાળીપાટ, મોરવેલ અને ધમાસાનો કવાથ પીવો. [૨] કોહાના પાનનો કવાથ પીવો. [૩] હરડે, કાળી દ્રાક્ષ અને ધમાસાનો કવાથ પીવો. [૨૦] **ક્ષૌદ્રમેહમાં**–જુવો મધુમેહ ડાયાબીટીસ ઉપર પ્રમાણે વીસ પ્રકારના પ્રમેહોના ઉપાયો જણાવ્યા છે છતાં પણ કેટલીક બાબતો પર વિશેષ જણાવવાની જરૂર છે. પરમાનું પરૂ એકદમ બંધન કરતાં જે જે કારણોથી પરમો થયેલો છે તે તે કારણો દુર થયાથી પરમો મટે છે. ઈંદ્રિની નીચેની નસોમાં

દુ:ખાવો પુષ્કળ થાય છે અને નીચેના ભાગમાં આગળ પેસાબ આવતાં ઘણોજ દુ:ખાવો થાય છે અને તે જગા દાબવાથી પરૂ નીકળે છે માટે **પ્રમેહારિવટી**ની એકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે ગાયના દુધ સાથે અગર પાણી સાથે લેવી. [બનાવટ] ચનીકબાલા, શંખજીરૂ અને સોનાગેરૂ, દરેક તોલો ૧ નું ચૂર્ણ કરી સુખડના તેલમાં ગોળીઓ ચણીબોર જેવડી કરવી. આ ગોળીઓથી નસોનો દુ:ખાવો ઓછો થશે અને પરૂ ધીમે ધીમે કમી થતું જશે. ભીમસેની કપુર વાલ ૧ અને અફીણ અરધી રતી, એ બેને વાટી મધમાં ગોળી કરી સવારસાંજ એકેક ગળવી. પરમાનું જોર ઓછું થયા પછી પણ તદન મટી જાય તેવા ઉપાયો કરવા જોઇએ. આ રોગમાં પાશ્ચિમાત્ય વિદ્વાનો પીચકારીનો ઉપયોગ કરવા ભલામણ કરે છે. કાચની પીચકારી લાવી જરા ગરમ કરેલું પાણી તોલા ૪ લઈ તેમાં ફુલાવેલી ફટકડી વાલ ૧ તથા જસતના ફુલ વાલ ૧ નાખી હલાવીને પીચકારી લેવી. પીચકારીની દવાઓ મોરથુથુ ફટકડી, જસતનાં ફુલ, સીલ્વર નાઇટ્રેટ, પોટાસ પરમેંગ્નેટ વગેરે. દવાઓ માટે કોપેબા બાલસમ, ચણકબાબ, સુખડનું તેલ અને સેન્ટલમીઠીની ગોળીઓ ખાવા ભલામણ કરે છે. ઉપરની દવાઓ આપણી દેશી દવાઓની સાથેની છે એટલે તે બતાવી છે. **બહુમૂત્રવાળા પ્રમેહ** ઉપર (૧) કાળા તલ તોલો ૧ સવારમાં સેવન કરવા (૨) આનંદભૈરવરસની એકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે દુધ સાથે લેવી. (બનાવટ) શુદ્ધ હીંગળોક, શુદ્ધ વછનાગ, મરી, ટંકણ, પીંપર, સમભાગે ચૂર્ણ કરી આદાના રસમાં મગ જેવડી ગોળીઓ કરવી. (૩) પંચ વકત્ર રસની એકેકી ગોળી સવાર, બપોર ને સાંજરે પાણી સાથે લેવી. અને તે ઉપર અરધો તોલો ચારોળી ચાવી જવી. (૪) ત્રિફળા, વાંસનાં પાંદડાં, મોથ, પહાડમૂળ અને જેઠીમધનો કવાથ પીવો. ઉપર બતાવેલા વીસ પ્રકારના પ્રમેહો ઉપર પ્રથમ બતાવેલા ઉપાયો **પૈકી બંગભસ્મ, ચંદ્રપ્રભાગુટીકા** અને **પ્રમેહાન્તકવટી** સારૂં કામ

કરે છે માટે તેનો પણ ઉપયોગ કરવો. પ્રમેહ ઉપર કેટલાક **સામાન્ય ઉપાયો** સારૂં કામ કરે છે તે નીચે પ્રમાણે છે. [૧] સુવા શેર ૧, મેંદા શેર ૦॥, ગુંદ શેર ૦॥, રાતી ખાંડ શેર ૧॥ અને ઘી શેર ૧ સર્વેને ખાંડી અધોળ અધોળના મોદક બનાવવા તેમાંથી સવારસાંજ એકેક લેવો. [૨] ધોળો ગુંદ શેર ૦।, શીંગોડાનો લોટ શેર ૦।, બુરૂ ખાંડ શેર ૦॥, ઘી શેર ૧।, મેંદા શેર ૦॥। એ બધાં વસાણાં એક કરી અધોળ અધોળના મોદક બનાવી તેમાંથી એકેક લેવો. [૩] કેવડાની જડનો રસ શેર ૦ામાં સાકર તોલો ૧॥ નાંખી પીજવું [૪] ગળોસત્વ તોલો ૦॥, પિત્તપાપડો તોલો ૧, આંબળાં તો. ૧, બહેડાં તોલો ૧, હરડે તોલો ૧, ધરો તોલો ૧ એ સર્વેને પાણી શેર ૧॥ માં ઉકાળી પાંચ તોલા રહે ત્યારે તેમાં તોલો ૧ મધ નાંખી પીવું. (૫) ચણકબાબ અને કાંચકીનાં પાંન સમભાગે લઈ તેને પાણીમાં વાટી તેનો રસ પી જવો. (૬) દાડમ અને જાંબુનો શરબત લેવો. (૭) વડનું દુધ પતાસામાં ભરી સાત દિવસ લેવું. (૮) ફટકડી તોલો ૧, એલચી તોલો ૧, સાકર તોલા ૨નાં પડીકાં નં. ૩ કરી લેવાં. (૯) શંખાવળી, સાકર, ધાણા અને વરીઆળી સમભાગે લઈ રાત્રે પાણીમાં પલાળી સવારમાં હિમ કરી પીવું. (૧૦) ખાખરાનાં ફુલનો કવાથ સાકર નાંખી પીવો. (૧૧) વાવડીંગ, હળદર, જેઠીમધ, સુંઠ અને ગોખરૂનો કવાથ મધ નાખી લેવો. (૧૨) ચનીકબાબ તોલો ૧ નો કવાથ કરી તેમાં સુખડના તેલના પાંચ પાંચ ટીપાં નાંખી તે કવાથ પીવો. (૧૩) વંશલોચન, એલચીદાણા, ચણકબાબ, ધોળો કાથો અને માયફળ દરેક તોલો ૧ નું ચૂર્ણ કરી તે ચૂર્ણમાં સુખડનું તેલ નાંખી નાના બોર જેવડી ગોળીઓ કરવી; તેમાંથી સવારસાંજ બબે ગોળીઓ ઠંડા પાણી સાથે લેવી. (૧૪) નવટાંક ધઉં રાત્રે પાણીમાં પલાળી રાખી સવારમાં વાટી વસ્ત્રગાળ કરી તે પાણીમાં સાકર તોલો ૧ નાખી સાત દિવસ પીવું.

પરમાવાળાને બીજા ઉપદ્રવો નીચે પ્રમાણે થાય છે. [૧] મૂ-

મૂત્રકૃચ્છ–નળીના સોજાને લીધે પેસાબ અટકી જાય છે અને ટીપે ટીપે થાય છે. [૨] રક્તસ્રાવ–પેસાબ વાટે લોહી આવે છે [૩] ચાંદીમાં બદ થાય છે તેવી પરમામાં પણ થાય છે. [૪] વૃષણવૃદ્ધિ ગોળી સુજી આવે છે. [૫] આંખ ઉઠવી [૬] સંધિવા. આ ઉપદ્રવોની ચિકિત્સા આગળ બતાવવામાં આવી છે.

**પથ્યાપથ્ય**—પરમાના દરદીએ આહારમાં જેટલી સંભાળ રાખવાની છે તેથી વિશેષ વિહારમાં સંભાળ રાખવાની જરૂર છે. પરમો એ નાદાની અવસ્થાની શિક્ષા છે. પરમાનું ઝેર ઘણું ચેપી છે અને ખરાબ છે, માટે સંભાળ રાખી રહેવાની જરૂર છે. [પથ્ય] ડાંગર, જવ, સાઠીચોખા, મઠ, ઘઉં, જુની કળથી, મગ, તુવેર, ચણા એ સર્વેનું ઓસામણ, પરવળ, કાકડી, જુનું મધ, પાકાં કેળાં જાંબુ ખજુર, તરબુચ, કડવા તથા તુરા પદાર્થો હિતકર છે. [અપથ્ય] પેસાબ રોકવો, દિવસે ઉંઘવું, બીડી પીવી, વાલ, મિષ્ટાન્ન, તેલ, દહીં, શેરડી, ખાટા, ખારા, તીખાં, અને ઉષ્ણ પદાર્થ, મૈથુન, નવો દારૂ, તેલ, દુધ ગોળ, વગેરે અહિત કરનાર છે.

**વિશેષ ઉપચાર**—અરલુ, આંબળા, સુખડ, રતાંજલી, ચનીકબાલા, સોનાગેરૂ, આંબળાં, ઉબરો, ઉમથુંજીરૂં, કેવડાનું ઝાડ, કેળ, ખાપરો, ખીજડો, ખેર, ગળો, ગોખરૂં, તલ, નિર્મળી, પાષાણભેદ, બકાન લીંબડો, હીરાબોળ, બાવળ, ભોંયઆંબળાં, ગળજીભી, હળદર, દારૂહળદર, ભોંયકહોળું, મેંદી, મેંદાલકડી, લીંબડો, વાંસ, શતાવરી, શરપંખો, સીસમ, હરડે, કમળ, એલચી, સાતવીન, શેમળો, મજીઠ, પારિજાતક, ગરમાળો, રતનજોત, પીપળો, કાયફળ, અળશી.

---

## મધુમેહ–મીઠો પેસાબ.

### ( Diabetes-ડાયાબીટીસ )

આ રોગમાં પેસાબ વધારે વખત થાય છે અને તેમાં સાકર જાય છે. વીસ પ્રકારના પ્રમેહ બતાવ્યા છે, તેમાંનો ક્ષૌદ્ર પ્રમેહ એજ

મધુમેહ છે. સુશ્રુતાચાર્યે તેનું નિદાન અને ચિકિત્સા અલગ બનાવી છે. લોહીમાં સાકરનો ભાગ હોય છે, તે યોગ્ય પ્રમાણમાં હોય છે ત્યાં સુધી પેસાબમાં નીકળી જતો નથી; પણ સાકર તથા સાકરનાં ગુણવાળા પદાર્થો બહુ ખાવાથી, યકૃત્ (લીવર)ની ક્રિયા બગડવાથી તથા મગજના કેટલાક દરદો થવાથી પેસાબમાં સાકર જાય છે.

**કારણ**—મીઠાશવાળી વસ્તુઓનું અતિ સેવન કરવાથી, તથા મગજ અને કરોડરજ્જુનાં દરદોથી મધુમેહનો ભયંકર રોગ થાય છે. આર્ય વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે ક્ષૌદ્રમેહનાં જે કારણ લક્ષણો છે તેજ મધુમેહનાં છે. જે લોકો ખાંડ, મીઠાઇ તથા ચોખા બહુ ખાય છે તેને આ રોગ થવા સંભવ છે. દારૂ બહુ પીવાથી, મનની દીલગીરીથી, શોક અને ભય વગેરે કારણોથી આ મધુમેહ થાય છે. આ રોગ વંશપરંપરામાં ઉતરે છે.

**લક્ષણ**—પેસાબ કરવા ઘણી વખતે જવું પડે છે, રાતમા પણ કલાકે બે કલાકે ઉઠવું પડે છે, અને શરીર ક્ષીણ થતું જાય છે. પેસાબ કરતાં બળત્રા બળે છે અને મૂત્ર માર્ગમાંથી રસી નીકળે છે અથવા તેના મોઢા ઉપર ચાંદાં પડે છે. પેસાબ રંગે ફીકો અને સ્વાદે ગળ્યો હોય છે. પેસાબમાં સાકર વધારે પ્રમાણમાં જાય છે. તાવ આવતો હોય તો કમી નીકળે છે. પેસાબની પરીક્ષા કરાવવાથી માલુમ પડે છે. તે ઉપરાંત પેસાબ વધારે વખત રાખી મુકવાથી તેમાં ફીણ થવા માંડે છે. પેસાબ ઉપર કીડી, મંકોડાં વગેરે જીવ ચડે છે, તે મધુમેહની પરીક્ષાનું સાધારણ ચિન્હ છે. તરસ બહુ લાગે છે, જીભ તથા ગળું સુકાય છે, કોઈ વાર ભુખ બહુ લાગે છે અને કોઈવાર અરૂચી થાય છે. જીભ રાતી થાય છે, પેઢાં સુજી આવે છે અને તેમાંથી લોહી નીકળે છે. ઝાડો બહુ કબજે રહે છે, શરીર બહુ દુર્બળ થતું જાય છે, અને પુરૂષાર્થ ઓછું થઈ નબળાઈ દિનપ્રતિદિન વધતી જાય છે, વગેરે લક્ષણો મધુમેહનાં છે.

ઉપાય—( ૧ ) ઔષધોપચાર કરતાં ખોરાકની તજવીજ

વધારે ફાયદો કરે છે. આ રોગમાં [૨] **શિલાજીત** સારૂં કામ કરે છે. શિલાજીત દરરોજ અકેક વાલ સવારસાંજ ઘીમાં લેવું. [૩] **ચંદ્રપ્રભા**ની ગોળી સવારસાંજ અકેકી પાણી અગર દુધ સાથે લેવી. (૩) **બંગભસ્મ** અકેક રતિ ઘીમાં લેવી. ચંદ્રપ્રભા અને બંગ આ રોગમાં રામબાણ ઇલાજ છે. [૫] કાળીપાટ, અરણી અને વાવડીંગ નો કવાથ પીવો. (૬) **મહાયોગરાજ ગુગલ**-અકેક ગોળી સવાર સાંજ ગાયના દુધ સાથે આપવાથી સારો ફાયદો થાય છે. [૭] ગોદન્તિ હરતાલની ભસ્મ અકેક વાલ સવાર, બપોર ને સાંજરે ઘીમાં લેવી. [૮] પીંપળો, વડ, જાંબુ, આંબો, ગરમાળો, ધાવડો, મહુડો, લોધર, કરંજ એમાંથી ગમે તે ઝાડના મૂળની છાલ,ત્રિફળા, ઇદ્રજવ અને ભીલામાં સર્વે સમભાગે ચૂર્ણ કરી મધ સાથે ચાટવું. આ રોગમાં જે જે વખતે જે જે ઉપદ્રવો જણાય તેની ચિકિત્સા કરવી. આ રોગમાં સાકરવાળાં મીષ્ટાન્ન ખાવાં નહિ. સાકરની જગાએ "સેકેરીન" વાપરી શકાય છે. શેર પાણીમાં એક ઘઉં ભાર સેકેરીન નાખવાથી ગળ્યું થાય છે. આ રોગમાં અફીણવાળી દવા સારો ફાયદો કરે છે. તે સિવાય બૃહદ્‌બંગેશ્વર, મેહાન્તક, મેહ-મુદ્ગર, બંગેશ્વર વગેરે દવાઓ સારૂં કામ કરે છે.

**પથ્યાપથ્ય**—પ્રમેહમાં બતાવ્યા પ્રમાણે પથ્યાપથ્ય રાખવું. આધુનિક પાશ્ચિમાત્ય વિદ્વાનો નીચે પ્રમાણે વિશેષ પથ્યાપથ્યની ભલામણ કરે છે. (પથ્ય) સત્વ કાઢી લીધેલ ઘઉંની થુલી, જવની કે જાડા ઘઉંની પુરી કે રોટલી, બદામની પુરી, ચાહ, કોકો, લીલા પાંનનું શાક, ભાજી, કારેલાં, કમળ કાકડી, કાકડી વગેરે પથ્ય છે. તર કાઢી નાંખેલું દુધ, માંખણ, ઘી, તુવેરની દાળ, ચણા, મઠ, ઓછા પ્રમાણમાં આપવાં. (અપથ્ય) નહિ ખાવાલાયકમાં સાકર, ખાંડ, ગોળ સત્વવાળા ઘઉં, મકાઈ, ચોખા, સાબુચોખા વગેરે ધાન્યો. શાક તરકારીમાં બટાટા, તગાજર, ડુંગળી, પાકેલાં ફળો, કાલી ફ્લાવર, વટાણા, બુંદદાણા, સુકો મેવો, સર્વ પ્રકારના

દારૂ, મીઠાં પાણી જેમકે લેમોનેડ, જીંજર, શરબતો, બહુ દુધ વગેરે નહિ ખાવાં.

**વિશેષ ઉપચાર**—જાંબુ, ઉંબરો, પીંપળો, આંબો, કોઠ, કરંજ, મહુડો, લોધર. ગળો, હરડે, કાળીપાટ, શિલાજીત, અફીણને ઉંનું કરી બાજરીનાં દાણા જેટલું લેવું, વડ, ગરમાળો, કાકડી, ભિલામાં.

---

## મૂત્રકૃચ્છ્ર-મૂત્રગાંઠ.

( Stricture of the Urethra-સ્ટ્રિકચૅાફ્ધીયુરેથ્રા.)

પેસાબનું રોકાણ થાય અને ઘણા કષ્ટથી પેસાબ થાય તેને મૂત્રકૃચ્છ્ર કહે છે. તેના આઠ પ્રકાર છે (૧) વાતિક (૨) પૈત્તિક (૩) કફજ (૪) સંનિપાતજ (૫) શલ્યજ (૬) અશ્મરિજન્ય (૭) મળજન્ય (૮) શુક્રજન્ય.

**કારણ**—પેસાબ બહાર આવવાનો માર્ગ સંકોચાઈ જવાથી, રસ પડ સુજી જવાથી, અને વરમ તથા જખમને લીધે રસ્તો સાંકડો થઈ પેસાબ બંધ થઇ જાય છે. ગરમ ખોરાક, ઘણા ગળ્યા પદાર્થો, નિરંતર મદ્યપાન, ઘોડા ઉપરની મુસાફરી, પથરી આડી આવવી વગેરે કારણો છે. દોષપરત્વે તેનાં જુદાં જુદાં કારણો છે.

**લક્ષણ**—પેસાબ કરવા વારે ઘડીએ જવું પડે, પેસાબ કરી રહ્યા પછી પેસાબનાં ટીપાં ટપકે અને તેથી ધોતીયું બગડે, પેસાબ કરતી વખતે ઈંદ્રિમાં અસહ્ય વેદના થાય, પેસાબની ધાર પાતળી અને વાંકી થાય, પેસાબના દ્વારે ખરજ આવે.

**ઉપાય**—(૧) ગોખરૂ અને કળથીનો સમભાગ કવાથ કરી પીવો. (૨) ગોખરૂના કવાથમાં જવખાર નાંખી પીવો. (૩) કેસુડાનાં ફુળનો ઉકાળો કરી મધ નાખી પીવો. (૪) ગોખરૂ, ગરમાળો, દર્ભ, કાસડો, ધમાસો, આંબળાં, પાષાણભેદનો કવાથ મધ નાંખી પીવો. (૫) આ કવાથ પથરીથી થયેલા મૂત્રકૃચ્છ્રને મટાડવામાં અકસીર છે. એલચીદાણા, પાષાણભેદ, ગોખરૂ, શિલાજીત, કાકડી

નાં બી, સિંધવ અને કેસરનું ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે લેવું. આ કવાથથી વાતિક, પૈતિક અને કફ સંબંધી થયેલો મૂત્રકૃચ્છ્ર જરૂર મટે છે. વાતિકમૂત્રકૃચ્છ્ર ઉપર (૬) દુધ ઉંનું કરી ગોળ નાખી પીવો તથા આંબળાના કવાથમાં ગોળ નાંખી પીવો. પિત્ત સંબંધી માટે (૭) દ્રાક્ષ અને ખડી સાકર દહીંની તર સાથે લેવાં. તથા (૮) નાળીએરનું પાણી ગોળ અને ધાણામાં પીવું. (૯) શતાવરીનો કવાથ મધમાં પીવાથી સંનિપાતથી થયેલો મૂત્રકૃચ્છ્ર મટે છે. (૧૦) લાંબડીનાં બીયાંનું ચૂર્ણ અરધા ભાર સાકર સાથે ફાકી, ઉપર તાજી છાશ લેવી. શુક્ર ( વીર્ય ) સંબંધી મૂત્રકૃચ્છ્ર અને મળ સંબંધી મૂત્રકૃચ્છ્ર ઉપર (૧૧) ખજૂર, આંબળાં, શિલાજીત, એલચી, જેઠી-મધ, પીંપર, પાષાણભેદ, સુખડ, ચીભડાનાં બીયાં અને ધાણા એ બધાનું ચૂર્ણ જેઠીમધના કવાથ સાથે લેવું. આથી ઉપરના દરદ સિવાય ઈંદ્રિમાંની તણખ, ગુદાનો દુઃખાવો, પથરીનો અટકાવ, શૂળ વગેરેનો નાશ કરી બળ અને વૃષ્ય કરનાર છે. (૧૨) ગોખ-રૂના પંચાગનો કવાથ શિલાજીત તથા સાકર મેળવીને લેવો. (૧૩) શિમળાની છાલનું ચૂર્ણ ગાયના દુધ સાથે લેવું. (૧[illegible] પેટ અને
લીંડીઓ અને સુરોખારને ઉંનો કરી વાટી બ[illegible]
(૧૫) શિલાજીત દરરોજ બબે વાલ. / હરડે, ગરમાળાનો ગોળ,
સંબંધી મૂત્રકૃચ્છ્ર—ઝાડો [illegible] ગોખરૂનો કવાથ મધ નાંખી પીવો.
પેઢામાં આક[illegible]ળતાં બળદના પગની રેત, ખાતર, જૂની ઇંટ, મીઠું,
પા[illegible] [illegible] એ સર્વેને છાશમાં ખદખદાવી પેડુ ઉપર બાંધવું.
વછેરાની લાદ, એ સર્વેને છાશમાં ખદખદાવી પેડુ ઉપર બાંધવું. (૧૯) એલચી, પાષાણ
(૧૮) ઉંબરાનું દુધ પતાસું મેળવી પીવું. (૧૯) એલચી, પાષાણ
ભેદ, કપુર, શિલાજીત, સાઠી ચોખા અને લીંડીપીંપરનો કવાથ પીવો.
(૨૦) મુળાનો રસ તોલા ૧ માં એક વાલ જવખાર નાંખી
પીવો. (૨૧) *શિતળપર્પટીરસ—એક વાલ, પૈસા ભાર જીરા

સાથે આપવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે. (બનાવટ) સુરોખાર તોલા ૪ ને વાટવો. પછી ગંધક તોલો ાાા, ને કડછીમાં ઉંનો કરી સુરોખાર નાખી ખરલમાં ઢાળવો એટલે શીતળ થઇ તે તૈયાર થશે. [2](૨૨) લીંબડાના તાજાં પાન તોલા બેને અછેર પાણીમાં પલાળી તે પાણીને સવારમાં ગાળી મધ નાંખી પીવું. (૨૩)[3] ત્રાંબાના જૂના ઢ્ઢુનો ક્વાથ કરી તેમાં મધ નાંખી પીવો. [4](૨૪) ભેંસના કાનનો મેલ પાણીમાં ઘોળી પેડુ ઉપર ચોપડવો. (૨૫) સુરોખાર, ફુલાવેલી ફટકડી, પાષાણભેદ, ચિનીકબાલા, એલચી, સાકર અને સોનાગેરૂ એ સર્વે સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી તેમાંથી અરધાભાર ચૂર્ણ-દુધ અને પાણી ઉકળીને તે સાથે ફાકવું. (૨૬) લીંબુના બીયાનું ચૂર્ણ કરી લેવું.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) જુના ચોખા, છાશ, દુધ, દહીં, મગની દાળ, સાકર, જુનુ કહોળું, કાકડી, આદુ, ખજૂર, નાળીએર, ગંદળીજો, પંડોળાં, શીતળ અન્નપાન-( અપથ્ય ) મદ્ય, મૈથુન, શ્રમ, ઉપર બેસવું, વિરૂદ્ધ અન્નપાન, તાંબુલ, મીઠું તેલ, હીંગ, વેગને રોકવો, લસણ, ડુંગળી, અતિ રૂક્ષ, ગોખરૂ, કેળ, ગળો, ખેર, જાર્થી ખાવાં નહિ.

**વિશેષ** પાષાણભેદ, જેઠીમધ, ભોંયરીંગણી, લુણીશી, એલચી, ઇંદ્રજવ, શીમળો, સાગ, સુખડ, સાત્વિન, શતાવરી, કળથી, ધમાસો, દ્રાક્ષ વાળો,

---

## મૂત્રાઘાત-મૂત્રબંધ.

### ( Retention of Urine-રીટેન્શન આફ યુરીન )

કારણ-અને લક્ષણ—પથરીઆડી આવવાથી અગર મૂત્રની ગાંઠ પડી જવાથી પેસાબ બંધ થાય છે. મૂત્રાવરોધ બે પ્રકારે થાય

---

૧-૨-૩-૪ સિદ્ધ ભેષજ મણિમાલા.

છે. એકતો પેસાબની ઉત્પત્તિ થતી અટકે છે, જેમકે કોલેરામાં અને બીજી રીતે એ છે કે, મૂત્રાશય ચૈતન્ય રહીત થવાથી, પેડુ ભરાઈ આવે છે, પણ પેસાબ રોકાઇ જાય છે, જેમકે ઉરૂસ્તંભમાં પેસાબ બંધ થઇ જાય છે. મૂત્રકૃચ્છ અને મૂત્રાઘાતમાં ભેદ એટલોજ છે કે પહેલામાં મૂત્ર માર્ગ સંકોચ પામે છે, અને બીજા મરજમાં મૂત્રાશય જુઠું પડી જાય છે એટલે પેસાબની ઉત્પત્તિ બંધ થાય છે. આર્ય વૈદ્યકશાસ્ત્રમાં તેના તેર ભેદ છે. (૧) વાત કુંડલિકા (૨) અષ્ટિલા (૩) વાતબસ્તિ (૪) મૂત્રાતીત (૫) મૂત્રજઠર (૬) મૂત્રોત્સંગ (૭) મૂત્રક્ષય (૮) મૂત્રગ્રંથી (૯) મૂત્રશુક્ર (૧૦) ઉષ્ણવાત (૧૧) મૂત્રસાદ (૧૨) વિડ્ઘાત (૧૩) બસ્તિકુંડલ.

ઉપાય—મૂત્રકૃચ્છ રોગ ઉપરના ઔષધોની યોજના દેશ, કાળ અને દરદીની સ્થિતિ પ્રમાણે કરવી. (૧) કળથી અને ગોખરૂનો કવાથ શિલાજીત નાંખી આપવો. (૨) ધમાસો, અરડુશી, કાળી દ્રાક્ષ, અને ગોખરૂનો કવાથ પીવો. (૩) ઇંદ્રવાયણાની જડનું ચૂર્ણ તોલો ૦। લેવું. (૪) કળથીનો ઉકાળો જવખાર નાંખી લેવો. આ રોગમાં પેડુ ઉપર સણકા બહુ આવે છે, અને પેડુ ફાટી જતું હોય એમ લાગે છે, માટે (૫) કેસુડાનાં ફુલ શેર ૦। અને મહુડાં શેર ૦। ને વરાળીયાં કરી પેડુ ઉપર દશબાર વખત ઉનાં કરીને બાંધવાં. આ રોગમાં (૬) ગોક્ષુરાદિ ગુગળ સારૂં કામ કરે છે માટે ગોખરૂ, કળથી, ધમાસો અને અરડુશાના કવાથ સાથે એકેકી ગોળી સવાર સાંજ લેવી. (બનાવટ) ગોખરૂ તોલા ૧૧૨, તેને અધકચરાં કરી છગણા પાણીમાં ઉકાળવાં. અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં શુદ્ધ ગુગળ તોલા ૮ મેળવીને અગ્નિ ઉપર ચાસણી કરી તે ઘટ્ટ થાય ત્યારે ત્રિકટુ ( સુંઠ, મરી અને લીંડીપીંપર ), ત્રિફળા (હરડાં, બહેડાં અને આંબળા ) તથા મોથ એ સાતે ચાર ચાર રૂપીઆભારનું ચૂર્ણ કરી નાંખીને મોટા બોર જેવડી ગોળીઓ કરવી. (૭) કાકડીનાં બીયાં, સીંધવ અને ત્રિફળાનું ચુર્ણ લેવું. (૮) પેડુ ઉપર પોસના ડોડાનો

શેક કરવો અથવા ગરમ પાણીમાં કેડ બુડે તેવી રીતે દરદીને બેસાડવો. (૯) ગુંદાનાં બીયાં, કાકડીનાં બીજ, ગોખરૂ અને કપાસનાં મૂળનો ઉકાળો કરી સાકર નાંખી પીવો. (૧૧) કાળો વાળો, ઉપલેટ, આંબળાં, તમાલપત્ર વાળો, ધોળી મુસળી, રતાંજલી સુખડ ત્રિકટુ, પીંપરીમૂળ, એલચી, આસન, ગોખરૂ, શતાવરી, કાકડાસીંગી, જુઈ, કંકોળ અને ડાંગરની ધાણી સમભાગે લઈ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ તો. ૦। તો. ૦।। ઘી અને તો.૦। સાકર મેળવી ચાટવું. આ ચૂર્ણ મૂત્રાઘાત સિવાય ક્ષય, રક્તપિત્ત, રક્તપ્રદર (લોહીવા) મૂત્રકૃચ્છ્ર અને પ્રમેહને મટાડે છે. (૧૨) પાષાણભેદ, એલચી, લીંડીપીંપર અને શીલાજીતનું ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે લેવું. દોષપરત્વે તેના ૧૩ પ્રકારો છે, તેની ચિકિત્સા નીચે પ્રમાણે છે. (૧) વાત કુંડલીકામાં મળદ્વારનો કોપ પામેલો વાયુ વેદના કરી મૂત્રને રોકી નાંખે છે તેથી ટીંપે ટીંપે થોડો થોડો પેસાબ તણખા મારી થાય છે. ઉપાય—(૧) તાંદળજાનો રસ તોલા ૩ માં સુરોખાર બેઆની ભાર નાંખીને પીવો. (૨) કેળનો રસ શેર ૦। માં સુરોખાર ચાર વાલ નાંખી પીવો. (૩) ગોક્ષુરાદિ ગુગળની ગોળી અકેકી સવારસાંજ પાણી સાથે લેવી. **અષ્ટિલામાં**—ઇદ્રિના છિદ્રને અને ગુદાને ફુલાવી તેના માર્ગને રોકી કઠણ ગાંઠ થાય છે, તેથી પેસાબ રોકાઈ તીવ્ર વેદના થાય છે. **ઉપાય**—(૧) મકાઇના રેસા તોલા ૧ ને શેર પાણીમાં ઉકાળી પાશેર બાકી રહે, ત્યારે જવખાર વાલ ૪ નાંખી પીવું. (૨) ફુલાવેલો ખડીઓ ખાર અને ફુલાવેલી ફટકડી બંને મળી વા. ૪ સાકર સાથે લેવું. (૩) વાત બસ્તિમાં—પેસાબની હાજત થયા છતાં પેસાબ નહિ કરવાથી પેડુમાં વાયુ ભરાઈ જઇ પેડુનું મોઢું બંધ કરી પેસાબ રોકે છે. ઉપાય—કલમીસુરો શેર ૧, નવસાર તો. ૩ અને ખડીઓખાર તો. ૩ ને ખાંડી પીતળની કડાઇમાં ગરમ કરવાં. ઉપર પીતળની થાળી ઢાંકવી. એકરસ થયેથી પીતળની થાળીમાં ઠારી પર્પટી કરવી. તેમાંથી ઉમ્મરના પ્રમાણમાં એક આની ભાર અગર તેથી વધઘટ પાણીમાં આપવાથી પેસાબ થાય છે. (૪)

**મૂત્રાતીતમાં**–પેસાબની હાજતને પરાણે રોકવાથી તે જલદી ન ઉતરતાં ધીમે ધીમે થાય છે. **ઉપાય**–(૧) સાંભરલવણ બાળકના પેસાબમાં વાટી નાભીમાં ભરવું (૨) ગોક્ષુરાદિ ગુગળની એકેકી ગોળી સવાર સાંજ પાણી સાથે લેવી. (૫) **મૂત્રજઠરમાં**–પેસાબનો વેગ દાબી રાખવાથી અપાન વાયુ કોપ પામી પેડુનો ચડાવો કરે છે અને નાભિની નીચે આફરો કરે છે. ઉપાય–(૧) પાષાણભેદ, એલચી, શિલાજીત,વડવાઇનાં કુંપળાં પાન અને સુરોખાર વાટી વસ્ત્રગાળ કરી ચોખાના ધોવરામણમાં પીવું; (૬) **મૂત્રોત્સંગમાં**–પેસાબ મળદ્વારમાં આવી અટકે છે, તેને પરાણે ગતિ આપવા જતાં વાયુથી ઇંદ્રિનું છિદ્ર ફાટી જઇ ધીરે ધીરે લોહી મિશ્રિત પેસાબ ઉતરે છે અને તણખા મારે છે. **ઉપાય**—(૧) ગળજીભીનો રસ તોલા ૨ માં સાકર તોલો ૦॥ નાંખી પીવો. (૨) હજરતહૌ પત્થરીને ગાયના દુધમાં દશબાર લસરકા ઘસી સવારસાંજ પીવું. (૭) **મૂત્રક્ષયમાં**–રૂક્ષ શરીરવાળા માણસનો અપાનવાયુ પેસાબનો ક્ષય કરે છે. **ઉપાય**–(૧) ગોક્ષરાદિ ગુગળ અથવા (૨) ચંદ્રપ્રભા ગુટિકાનું સેવન કરવું. (૮) **મૂત્રગ્રન્થિ**–પેડુની વચ્ચે સ્થિર અને ગોળ ગાંઠ થાય છે. **ઉપાય**–(૧) ઉપર પ્રમાણે ઉપચારો કરવા. (૯) **મૂત્રશુક્રમાં**–પેસાબ થતા પહેલાં અગર થયા પછી અડાયા છાંણાની રાખ જેવો પદાર્થ નીકળે છે. **ઉપાય**–(૧) ખેરની છાલ, પાષાણભેદ, જેઠીમધ અને ગોખરૂનો કવાથ કરી શિલાજીત નાંખી પીવો. (૧૦) **ઉષ્ણવાતમાં** હળદરના જેવો પેસાબ લોહી સાથે ઉતરે છે. **ઉપાય**–(૧) તાડનાં મૂળ, ગોખરૂ અને કાસનો કવાથ સાકર નાખી પીવો. (૨) ભુરા કહોળાનો રસ તોલા ૨ સાકર નાખી પીવો. (૧૧) **મૂત્રસાદમાં**–પેસાબ લાલ, પીળો, જાડો, શંખભસ્મ અને ચુનાની રાખ જેવો ઉતરે છે. **ઉપાય**–(૧) ધમાસો, આંબળાં અને ગોખરૂનો કવાથ સાકર નાંખી પીવો. (૧૨) **વિડ્ઘાતમાં**–પેસાબ મળ જેવો ઉતરે અને વાસ પણ મળના જેવી મારે છે. **ઉપાય**–(૧) જટામાંસી;

ચંદન, રતાંજલી, અને ગોખરૂનો કવાથ પીવો. (૧૩) બસ્તિ કુંડ-લમાં-પેડુમાં થયેલી મોટી ગાંઠ હાલેચાલે નહિ અને દબાવાથી પેસાબનું ટીંપુ પડે છે. ઉપાય-(૧) વાયવરણાની છાલ, જેઠીમધ, ગોખરૂ, કળથી અને મીઠીઆવળનો કવાથ આપવો. (૨) ચંદ્રપ્રભા ગુટિકા સવાર સાંજ એકેકી આપવી. આ રોગમાં પેસાબના જુલાબની જરૂર વધારે છે, માટે નીચે બતાવેલા મૂત્ર વિરેચનો પૈકીના ઉપાયે કરવા. (૧) સોનામખી તોલા ૨, રાત્રે અછેર પાણીમાં પલાળી સવારમાં ચોળીને ગાળી, તેમાં સાકર નાંખી તે પીવું. (૨) ચણુકબાબ, સુરોખાર, એલચીદાણા અને રેવંચીની છાલ સમભાગે લઈ ચૂર્ણ કરી દુધ અને પાણીના ઉકાળામાં પાવલીભાર નાંખી પી જવું. (૩) ખાખરાનાં સુકાવેલાં ફુલ તોલા ૧૦, તેમાં પાણી નાંખી બાફવાં, તેમાં સુરોખાર તોલો ૧ નાંખી પેડુ ઉપર ઉંનાં ઉંનાં બાંધવાં.

**પથ્યાપથ્ય**-(પથ્ય) રાતી ડાંગર, છાશ,દુધ, દહીં, જુનું કહોળું, ખજૂર, પંડોળાં, નાળીએર, મગનું ઓસામણ સાકર, તાંદળજાની ભાજી, ગલજીભીની ભાજી, ગોખરૂં અને કાકડી, ઠંડા પદાર્થો હિતકર છે. (અપથ્ય) મૈથુન, દારૂ, શ્રમ, ઘોડાની સ્વારી, નાગરવેલનાં પાન, અડદ, મીઠું, તેલ, હીંગ, રાઇ, મળમૂત્રના વેગનો અટકાવ, તીખાં અને દાહકારક પદાર્થો, લુખાં પદાર્થો, વગેરે અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—અરડુશી, આંબળાં, કેળાં, કારેલાં, નાળીએર, બોડાગોખરૂં, ધમાસો, સુરોખાર, લાંબડીનાં બી, મુળા, કાકડી, ખાખરો, દાભડો, દ્રાક્ષ, મીઠીઆવળ, રેવંચી, લીંબોળી, તલ, ધમાસો.

---

## મૂત્રાશ્મરી-પેસાબની પથરી.

## (Urinary Stone—Gravel)

**કારણ**—પેસાબના ક્ષારમાં વધારો થવાથી અથવા બીજા ક્ષાર પેદા થઇ તેની ધીમે ધીમે પથરી બંધાય છે, અને તે પછી તે મોટી થતી જાય છે. કાંકરા અથવા ધુળ ખાનારને પથરી થાય છે એમ

લોકોનું કહેવું ખોટું છે. યકૃત (લીવર)ની અવ્યવસ્થાને લીધે ગુરદામાં કોઈ પદાર્થ પડવાથી ત્યાં પથરી બંધાય છે. આર્ય વૈદ્યકશાસ્ત્રમાં આ રોગના ચાર પ્રકાર છે (૧) વાત (૨) પિત્ત (૩) કફ અને (૪) વીર્યથી. નાના બાળકોને પથરી તેની માના ખાવામાં ભારે મીઠા, ઠંડા અને ચીકણા પદાર્થો અત્યંત આવે છે જેથી તેની ઇંદ્રિ નાની અને કોમળ હોવાથી તેમાં પથરી બંધાઇ જાય છે. તેવી રીતે શુક્રાશ્મરી ઘણું કરીને પુખ્ત વયના પુરૂષનેજ થાય છે.

**લક્ષણ**—પથરી બંધાવાની હોય ત્યારે મૂત્રાશય ફુલી જાય છે, અને અંદર અત્યંત વેદના થાય છે, પેસાબ બંધ થાય છે, અને આવે છે તો બકરીના મૂત્ર જેવો પેસાબ ટીપે ટીપે આવે છે, પેસાબ કરતાં ઘણું કષ્ટ થાય છે, તાવ આવે છે, દરદી ધ્રુજે છે, દાંત કકડે છે, પેડુ દબાવીને પેસાબ કરે ત્યારે ટીપે ટીપે પેસાબ થાય છે. ઇંદ્રિને મસળ્યા કરે છે અને આખો દિવસ જીવ ત્યાં રહ્યા કરે છે અને બીલકુલ ચેન પડતું નથી. આ પથરી ગુરદા (કીડની)માંથી પેડુ (મૂત્રાશય)માં જતાં અને પેડુમાંથી પેસાબની નળી વાટે બહાર આવતાં પીડા કરે છે. પથરીનું કદ રેતીના કણથી વટાણા જેવડું હોય છે અને પછી વધીને ઘણી મોટી થાય છે.

**ઉપાય**—મૂત્રાઘાત તથા મૂત્રકૃચ્છ્રના મૂત્રલ ઉપાયો પથરીમાં ઘણું સારૂં કામ કરે છે. મૂત્રલ દવાથી રેતીને પેસાબ વાટે બહાર કાઢવી અથવા મોટી પથરીને તોડી ફાડીને કકડા કરી અથવા ઘોઇ ઘોઈને પેસાબ વાટે બહાર પાડવી એ દવાનો મુખ્ય હેતુ છે. (૧) શરપંખાના પાંદડાનો રસ તોલો ૧ અરધા રૂપીઆભાર સાકર નાંખી પીવો, (૨) સફેદ રાળ તોલો ૧, જેઠીમધ તોલો ૦।।, એલચી તોલો ૦।।, શુદ્ધ કપુર વાલ ૪, સાકર તોલા ૩ નું ચૂર્ણ કરી તેમાંથી સવારસાંજ તો, ૦। પાણી સાથે લેવું. (૩) ગોખરૂં, પાષાણભેદ, શંખજીરૂં, એલચી અને સાકર દરેક તોલો ૧ નું ચૂર્ણ કરી તો. ૦। પાણી સાથે લેવું. (૪) વરણાની છાલના

ઉકાળામાં જવખાર વાલ ૪ નાખી પીવો. (૫) શતાવરીના મૂળનો રસ સાકર નાંખી પીવો. (૬) વાયવર્ણાની છાલનો ક્વાથ ગોળ નાખી પીવો. (૭) નસોતર અને ઇંદ્રજવનું ચૂર્ણ પાવલીભાર ચોખાનાં ધોવરામણ સાથે લેવું. (૮) તલ, અંધેડા, જવની સળીઓ, કારેલી, ખાખરાનું લાકડું એ સર્વે સમભાગે લઈ માટલામાં નાખી કપડછાંણ કરી તેની રાખ કરવી. તેમાંથી બબે આનીભાર રાખ બકરીના મૂત્ર સાથે લેવી. આ રોગમાં પ્રથમ જણાવ્યા પ્રમાણે મૂત્રલ ઔષધિઓની વધારે જરૂર છે. પ્રથમ બતાવેલા મૂત્ર વિવેચન પ્રયોગો કરવા. પેડુ ઉપર પ્રથમ બતાવેલાં બંધાણો બાંધવાં. ઉપર પ્રમાણે ઉપાયો કરતાં પણ પથરી નીકળે નહિ અને દરદની શાંતિ ન થાય તો (૯) પાષાણવજ્રક રસ—અકેક રતી પાષાણભેદના બે માષા ચૂર્ણ સાથે લેવી. (બનાવટ) શુદ્ધ પારો તોલો ૧, શુદ્ધ ગંધક તોલા ૩, એ બંનેની કજલી કરી ધોળી સાટોડીના રસમાં એક દિવસ મર્દન કરી ભુધરયંત્રમાં પકવવાથી રસ તૈયાર થશે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) જુના ચોખા, કળથી, જવ, જુનું કહોળું, આદુ, જવખાર. (અપથ્ય) મળમૂત્ર અને વીર્યનો અવરોધ. નોંધ—આગળ બે વ્યાધિમાં બતાવેલા નિયમો પાળવા, ખાંનપાનમાં કાંકરી ન આવે તેની સંભાળ રાખવી.

**વિશેષ ઉપચાર**—કળથી, પાષાણભેદ, મૂળા, લાંબડી, જવ, ગોખરૂ, તલ, વાયવરણાં, શતાવરી, દ્રાક્ષ, હળદર, અંધેડા, ઈંદ્રજવ, વાંસ, નસોતર, ધમાસો, કેસુડાં, કડવી ગલકી, કાળીપાટ.

## ધાતુસ્રાવ—Spermatorea.

પેસાબના માર્ગથી ધાત જાય છે, તેને ધાતુસ્રાવ અથવા વીર્યસ્રાવ કહે છે. ધાતુ જવી એ વાત આજકાલ બહુ સાધારણ થઈ પડી છે. બીજા દરદોમાં પેસાબમાર્ગેથી પરૂ, શ્લેષ્મ પદાર્થ, ક્ષાર પદાર્થ વગેરે જાય છે તેને ભૂલથી ધાતુ ગણવામાં આવે છે. ધાતુ-

સ્રાવ એટલે ધાતુનુ જવું થાય છે. પેસાબની સાથે અથવા પેસાબના આગળ પાછળ વીર્ય જાય છે. સ્વપ્નાવસ્થામાં ઘણીવાર વીર્ય સ્ખલિત થઇ જાય છે. ઝાડો અને પેસાબ કરતાં કરાંઝવાથી વીર્ય પડે છે. હાથરસ વગેરેની કુટેવથી ઇંદ્રિની નસો ઢીલી થયેલી હોવાને લીધે ધાત ઝમ્યા કરે છે. સ્પર્શથી અને ચિંત્વનથી પણ ધાતુ ઝરે છે.

**કારણ**—વિષયયુક્ત વાતો કરવાથી, વાંચવાથી કે સાંભળવાથી, વિષયાસક્તપણાથી, અતિ ગરમ ખાનપાનથી, હસ્તદોષની કુટેવથી, અને પુખ્ત ઉમ્મરે વીર્યના સ્વાભાવિક વેગનો રસ્તો નહિ મળવાથી પણ આ વ્યાધિ થાય છે.

**લક્ષણ**—પેસાબની સાથે વીર્ય પડે છે, સ્વપ્નાવસ્થામાં વારંવાર વીર્ય જાય છે, કોઇવાર ઝાડાની કબજીયતથી કરાંઝવામાં આવે તેને લીધે પણ વીર્ય પડે છે. પુખ્ત ઉમ્મરે આવ્યા પછી દશ પંદર દિવસના અંતરે વીર્ય સ્ખલિત થાય તે સ્વાભાવિક છે, તેને વ્યાધિ નહિ સમજવો; પણ વારંવાર થાય તો, તેને વ્યાધિ ગણવામાં આવે છે. નબળાઈ આવે છે, મન ચિંતાતુર રહે છે, હાથપગમાં કળતર થાય છે, છાતિમાં ધબકારો થાય છે, ભુખ લાગતી નથી, માથું દુઃખે છે, ચકરી આવે છે અને શરીર ગળતું જાય છે.

**ઉપાય**—(૧) ધાતુસ્રાવને ઉત્તેજન આપનારા કારણો પ્રથમ દૂર કરવાં. ઝાડાનો ખુલાસો ધાતુસ્રાવને બંધ કરે છે માટે **મળશુદ્ધિ ચૂર્ણ** અગર **દીનદયાલચૂર્ણ** લેવું. (૩) ઠંડા પાણીથી સ્નાન કરવું અથવા થોડો વખત કમ્મર સુધી ઠંડા પાણીમાં બેસવું. (૪) પરણેલ પુરૂષોએ પોતાની સ્ત્રી સાથે રહેવું. અને તે સાથે પંજાબી સાલમ, ધોળી મુસળી, કૌવચનાં બી, બોડા ગોખરૂ, શતાવરી અને સાકર સમભાગે લઈ તેનું ચૂર્ણ સવારસાંજ અરધો તોલો દુધ સાથે લેવું. (૫) આંબળાં, ગળો અને ગોખરૂનું ચૂર્ણ અરધાભાર ઘી સાકરમાં ચાટવું. (૬) મુગલાઈ બેદાણા અને ગોખરૂનો લુઆબ સાકર નાખી લેવો. (૭) **ચંદ્રપ્રભા**ની ગોળી એકેકી સવારસાંજ દુધ

અગર પાણી સાથે લેવી. (૮) **વીર્યસ્તંભનવટી**-જાયફળ, લવીંગ, જાવંત્રી, કેસર, એલચી, અફીણ અને અકલકરો દરેક તોલો ૧, એનું ચૂર્ણ કરી નાગરવેલના પાનના રસમાં ચણા જેવડી ગોળીઓ કરી સવારસાંજ એકેકી ગોળી દુધ સાથે લેવી. આ ગોળીઓનું સેવન કરતાં ઝાડો કઠણ થાય તો દરરોજ સાંજરે હરડેનું અડધાભાર ચૂર્ણ લેવું. (૯) **જીવન**-સવારસાંજ બબ્બે તોલા ગાયના દુધ સાથે લેવું. (૧૦) આસન, ગોખરૂ, શિલાજીત અને આંબળાં દરેક તોલો ૧, એ સર્વેનું ચૂર્ણ પા પા તોલો દુધ સાથે લેવું. (૧૧) વડના દુધના દશ દશ ટીપા પતાસામાં સવારે લેવાં. આ સિવાય નીચે બતાવેલી દવાઓ આ રોગ ઉપર સારૂં કામ કરે છે. **પુષ્પધન્વારસ, પૂર્ણચંદ્રોદયરસ, બંગભસ્મ, મદનકામદેવરસ** એકેક રતિ મધ પીંપરમાં લેવી. આ રોગમાં. (૧૨) **અગ્નિતુંડિવટી**—બબ્બે ગોળી સવાર સાંજ પાચન થાય તેટલા દુધ સાથે લેવી. ત્વચાની ગરમીને લીધે ધાતુસ્ત્રાવ થતો હોય અગર સ્વપ્ન સ્ખલિત થતું હોય તો (૧૩) **પ્રવાલભસ્મ** વાલ ૦ અને **મોતીની ભસ્મ** રતી ૧ ને આંબળાના ૧ તોલા મુરબ્બા સાથે અગર ગુલકંદ સાથે મેળવી લેવાં. આ રોગમાં અજાણ્યા વૈદ્યની દવા લેવાને મનાઇ કરવામાં આવે છે. આ દરદ એવું ભયંકર છે કે, શરીરને માફક ન આવે તેવી કોઇ દવા પેટમાં જાય તો દરદ મટવાને બદલે દરદ વધીને બીજા દરદોને ઉત્પન્ન કરે છે, માટે આવાં દરદોમાં જેમબનેતેમ સાદી અને નિર્દોષ દવાઓનો ઉપયોગ કરવો અને દવા કરતાં વર્તન અને ખાનપાન ઉપર વિશેષ આધાર રાખવો,

**વિશેષ ઉપચાર**—કૌવચનાં બી, મુગલાઇ બેદાણા, વરધારો, પંજાબી સાલમ, ગોખરૂ, શિલાજીત, આસન, અસેલીયો, શતાવરી, ગળો, આંબળાં, ઝેરકોચલાં, ધોળી મુસળી, બહુફળી, જેઠીમધ, ધોળાં મરી, જાયફળ, જાવંત્રી, કપુર, અગરૂ, કેસર, કસ્તુરી, અંબર.



## ઉપદંશ, ગરમી, ટાંકી, ચાંદી અને વિસ્ફોટક.

આ રોગવાતાદિ દોષ ભેદે કરીને પાંચ પ્રકારનો છે. (૧) વાતોપદંશ (૨) પિતોપદંશ (૩) કફોપદંશ (૪) સંન્નિપાતોપદંશ અને (૫) રકતોપદંશ. **કારણ**—વ્યભિચારી દુષ્ટ સ્ત્રી પુરૂષોની સાથે સંભોગ કરવાથી આ રોગ લાગુ પડે છે. પુરૂષ અને સ્ત્રીની ગરમી અરસપરસ લાગુ પડે છે, આ રોગ ચેપી છે. જે માબાપને ગરમી હોય છે તેનાં બાળકોને પણ ગરમીનો રોગ લાગુ પડે છે. એટલે આ રોગ વારસામાં ઉતરે છે. ગુહ્યભાગોની અતિ મલિનતા પણ ચાંદી જેવા વિકારોને ઉત્પન્ન કરે છે. રજસ્વલા, સુવાવડી અને રોગી સ્ત્રીઓનો સંગ કરવાથી પણ આ રોગ થાય છે.

**લક્ષણ**—સ્ત્રી અને પુરૂષોના ઉત્પત્તિ અવયવો છોલાવાથી અને ચેપ લાગવાથી, તે ઉપર ફોલ્લીઓ થાય છે; અને તે ફુટીને ચાંદા પડે છે. આ ફોલ્લીઓ સંભોગ કર્યા પછી તરતજ અગર કેટલાક દિવસ પછી દેખાવ દે છે. ચાંદીનું વિષ (ઝેર) શરીરમાં પ્રસરવાથી તે ઉપદંશનું રૂપ ધારણ કરે છે. ઉપદંશથી અનેક વિકારો થાય છે. વિસ્ફોટક, સંધિવા, ચાંદા, ધારાં, ગાંઠો, ફિરંગવા, હિસ્ટીરીઆ, ઉન્માદ વગેરે અસંખ્ય રોગો થાય છે.

**પ્રકાર**—ચાંદીની ઘણી જાત છે, માટે તેનાં નામ તથા ઓળખાણ નીચે પ્રમાણે છે. (૧) **નરમ ચાંદી**—ચેપ લાગવાથી તથા છોલાવાથી થાય છે. આ ચાંદી ઈંદ્રિના ઘુમટાની ચામડીમાં મૂત્ર નળીના આંકામાં અથવા તેના ઉપરના ભાગમાં પડે છે. ચાંદુ દાળના જેવું ગોળ હોય છે અને દાબવાથી કોર નરમ લાગે છે. કેટલીક ફુલનસત્રમાર્ગમાં પણ ચાંદી પડે છે. પુરૂષને ઇંદ્રિનો ઉપલો ઘુમટો આવે છે તો, હુંમે હોય છે, તેની અંદર ચાંદી પડવાથી ઉપર સોજો થઇ શકવાથી ચાંદી વધતી નહિ ચડવાથી દરરોજ તે જગા સાફ નહિ આ સાથે બદ પણ થાય છે.

(૨) **કઠણ ચાંદી**—આ ચાંદી ખરાબ ... ગ્યા પછી લગભગ

ત્રણ અઠવાડીયા પછી શરૂ થાય છે. શરૂઆતમાં પ્રથમ ચામડી ઉપર નાની ફોલ્લી થઇ આવે છે અથવા ચીરો પડે છે, તે વધીને ગોળ ચાંદુ થાય છે. તેમાંથી પાતળી રસી ઝરે છે. ચાંદીને આંગળીવતી દબાવી જોવાથી કુમળા હાડકાં જેવી કઠણ જણાય છે. આ જાતની ચાંદી ચેપી ગણાય છે. (૩) **પ્રસરતી ચાંદી**–આ ચાંદી ખરબચડી, ખવાઇ ગયેલી અને વાંકીચુંકી નાની ટાંકી માત્ર હોય છે. તેમાંથી ગંધાતું પાતળુ પરૂ આવે છે. આ સાથે જાંગોમાં બદ થાય છે, ને તે પાકી ફુટે છે. તાવ, અશક્તિ, અનિદ્રા વગેરે ઉપદ્રવો થાય છે. (૪) **સડાવાળી ચાંદી**—ચામડીનો ભાગ સુજી આવી લાલ થાય છે, સડાવાળા ભાગમાંથી વાસવાળું લાલ પાતળું પ્રવાહી ઝરે છે.

**ઉપાય**—આ રોગમાં બાહ્યોપચાર અને આંતરોપચાર કરવાની જરૂર છે. **બાહ્યોપચાર**–(૧) લીંબડો, આવળ, બાવળ, બોરડી અને આસોપાલવની છાલ દરેક તોલો ૧ ને દશશેર પાણીમાં ઉકાળી અરધો ભાગ પાણીનો રહે ત્યારે તે પાણી ગાળીને તેનાથી વારંવાર ધોવું. (૨) ત્રિફળાના કવાથથી ધોવું. (૩) ફુલાવેલી ફટકડી તોલો ૦। બશેર પાણીમાં નાંખી, તેનાથી ધોવું. ઉપર પ્રમાણે ધોઈ સાફ કર્યા પછી (૪) મલમ–જસત તોલો ૧, શંખજીરૂ તોલો ૧, સિંદુર તોલો ૦।, કાથો તોલો ૦।, એ સર્વેનું બારીક ચૂર્ણ કરી ધોયેલા ઘીમાં મલમ કરી ચોપડવું. (૫) પીળી કોડીની ભસ્મ તોલો ૦॥, જુની સોપારીનો કોલસો તોલો ૦॥, સફેદ કાથો તોલો ૧, શંખજીરૂં તોલો ૦॥, જસત તોલો ૦॥, બોદારસંગ તોલો ૦।, કપુર તોલો ૦।, એ સર્વેનું બારીક ચૂર્ણ કરી તે ચાંદી ઉપર દબાવવી અગર ગાયના ધોયેલા ઘીમાં મલમ કરી લગાડવું. લીંટનું કપૂં અગર રૂનું પુમડું ઉપર બતાવેલા પાણીમાં બોળી તેનાથી દબાવવી. કરી તે ઉપર સુખડના તેલનું પુમડું લગાડી, મટશે. ચાંદીને લીધે આ પ્રમાણે ચારપાંચ દિવસ કરવા ઝરકોચલું અને આંબળું પાણીમાં ઘસી સોજો આવ્યો હોય તો (૯)

ઉનું કરી સોજાની ઉપર લગાડવું. કેટલીક વખતે ઉપરની ચામડીની અંદર ટાંકીઓ પડે છે. સોજો વધારે આવેલો હોય છે અને ચામડી જાડી થઇ ગલેલી હોય છે તે માટે ફુલ ઉધાડવા માટે (૭) સો વખત ધોયેલા એરૂપીઆભાર ઘીમાં જસત તોલો ૦॥, સીંદુર તોલો ૦।, અને શંખજીરૂ તોલો ૦।, એ ત્રણને કાલવી લીંટના કપડા ઉપર અગર મલમલના લુગડાપર પટી કરી સોજાપર લગાડવી અને અંદરના ભાગમાં (૮) ઉપર બતાવેલ ધોવાનું પાણી કાચની પીચકારીમાં લઇ સાફ કરી રૂપાની સળીએ રૂ લગાડી તે સળી ઉપર બતાવેલી ભૂકીમાં બોળી અંદરના ચાંદાને લગાડવી. આ પ્રમાણે થોડા દિવસ કરવાથી ઉપરનો સોજો ઉતરી જઇ અંદરની ચાંદીઓ મટી જાય છે. કેટલીક વખતે (૯) શ્યુગરલેડ અડધો વાલ શેર પાણીમાં નાખીને તેનાં પોતાં સોજા ઉપર મુકવાથી સોજો ઉતરી જાય છે. અને ત્યારપછી અંદરની ચાંદીઓ મટવા માટે રૂપાની સળીએ રૂ લગાડી, તે ઉપરની બતાવેલી ભૂકી બોળી તે સળીથી અંદરની ચાંદીઓ ઉપર દવા લગાડવી, આ પ્રમાણે કરવાથી ફુલ ઉપરની ચામડી ઉઘડશે. ચાંદીઓ ધોઇ સાફ કરીને તેના ઉપર મલમ અગર ભૂકી બરાબર દબાવવામાં આવે તો ચાંદીઓ રૂઝાઇ જાય છે. (૧૦) કેસુડાનાં ફુલને બાફી ઇંદ્રિની ચામડીના સોજા ઉપર બાંધવાં અગર કેસુડાને પાણીમાં બાફી તે નવસેકું પાણી સોજા ઉપર રેડવું. આથી સોજો હલકો થશે અને ત્યારપછી અંદરની ચાંદીઓ ઉપર નીચેની ભૂકી લગાડવી. (૧૧) શંખજીરૂ, માણુસના હાડકાની ભૂકી, કાથો, જસત, એ સર્વેનું ચૂર્ણ કરીને ઉપર પ્રમાણે લગાડવી, આ પ્રમાણે કરવા છતાં પણ ચાંદીઓ ન રૂઝાય તો (૧૨) **રાતો મલમ**–કંપીલો, સીંદુર, બેરજો, બોદારસીંગ અને સુરોખાર દરેક તોલો ૧ નું બારીક ચૂર્ણ કરી, તેમાં મીણ તોલા ૨ તથા સરસીયું તેલ તોલા ૪ મેળવી, ગરમ કરી; તે મલમની પટી ચાંદી ઉપર લગાડવી અગર પટી વગર મલમ ચોપડવો. ચાંદા, વ્રણ, ગડગુમડ, વગેરે ઉપર આ મલમ ઘણું સારૂં કામ કરે છે. આ કરતાં

પણ ચાંદા, ચાંદી, ટાંકી અને વ્રણ ઉપર રૂઝ લાવવા નીચેનો (૧૩) **કાળો મલમ**–સારૂં કામ કરે છે. સિંદુર તોલા ૫, મોરથુથુ ૧ પૈસા ભાર, લીંબડાની સુકી લીંબોળી અગર સુકાં પાન તોલા ૨ાા, તલનું તેલ તોલા ૧૦ને લોઢાની કડાઇમાં ગરમ કરી મલમ કરવો. આ મલમની પટી અગર મલમ ચોપડવો. ચાંદી ધોઇ સાફ કર્યા પછી દારૂડીઆનું પીળુ દુધ (ચીક) ચાંદીપર ચોપડવાથી ચાંદી રૂઝાય છે. પડ ન બાઝે તેની ખબર રાખતા રહેવું. (૧૪) રસકપુર તોલો ૦ાા ને ખેરસારના પાણીમાં ખરલ કરી ચાંદી ઉપર ચોપડવું. (૧૫) જાયફળ, વાવડીંગ, રસકપુર અને લવીંગ, સમભાગે લઈ ચૂર્ણ કરી માંખણમાં કાલવી ચોપડવું. (૧૬) રસકપુર ૧ ભાગ અને પાણી ૨૦૦૦ ભાગ લેઇ તે પાણીથી ચાંદી ટાંકી અને ચાંદુ હોય તે ધોઇ નાંખી રૂ અગર લીંટના કપડાથી સાફ કરી તેના ઉપર (૧૭) નાઇટ્રિક એસીડનાં બે ટીપાં બરાબર ચાંદી ઉપર મુકવાં અગર એસીડમાં સળીવતી રૂ બોળી તે ચાંદી ઉપર મુકવું તે ન લાગે તેની સંભાળ રાખવી. બળતરા બહુ બળે તો આ એસીડના ભાગપર પાણીની ધાર કરવાથી વધારાનો એસીડ ધોવાઈ જશે. ત્યારપછી (૧૮) જસતનાં ફુલ તોલો ૧, આયડોફોર્મ વાલ ૨, એ બંનેને એક કરી ચાંદા ઉપર દબાવવું અથવા (૧૯) કયાલોમેલ અને બૉરીક ઍસીડ ભૂકી લગાડવી. દરરોજ સાફ કરીને ઉપરની દવાઓની ભૂકી દબાવવી અગર વેસેલાઈનમાં મલમ કરી લગાડવું. ચાંદીનો સડો વધારે થયો હોય તો પાશેર પાણીમાં એક રતિ મોરથુથુ નાંખી તેની પીચકારી મારવી અને તે ઉપર, ઉપરની ભૂકી ભભરાવી લીંટનું કપડું કે નરમ કપડું મુકી પાટો બાંધવો. પરમેગ્નેટ પોટાસના પાણીથી ચાંદી સાફ કરીને બોદારસીંગ ગુલાબજળમાં ધસી ચોપડવો. અથવા કેવડીયો કાથો ઝીણો વાટી ઉપર ચોપડવો. **અંદરના ઔષધોપચાર** આ રોગમાં શરૂઆથીજ કરવા. (૧) લઘુ **મંજીષ્ટાદિકવાથ, કૈશોરગુગળ સાથે** આપવો. લઘુમંજીષ્ટાદિ–મજીઠ, ત્રિફલા, કડુ, વજ, દારૂહલદર ગળો, લીંબડાની અંતર છાલનો ઉકાળો સવારસાંજ પીવો. અને તે સાથે

કેશોરગુગળની એકેકી ગોળી લેવી. દરરોજ ઝાડો સાફ લાવવાને માટે મળશુદ્ધિ ચૂર્ણ અથવા દીનદયાલ ચૂર્ણની ફાકી અરધાભારની લેવી.

આ રોગમાં **ચોપચીન્યાદિ ચૂર્ણ** દરરોજ સવારસાંજ પા પા રૂપીઆભાર ગાયના દુધ સાથે લેવું. (બનાવટ) ચોપચીની તોલા ૧૬, સાકર તોલા ૪, પીંપર, પીંપરીમૂળ, મરી, લવીંગ, અકલકરો, બંગ ભસ્મ, સુંઠ, વાવડીંગ, હરડે, બહેડાં, આંબળાં દરેક તોલો અરધો, તેનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ વીસ પ્રકારના પ્રમેહ, ઉપદંશ વ્રણ રોગ અને દરેક પ્રકારના કુષ્ટને મટાડે છે. પંચનિંબ ચૂર્ણ તથા તેનો કવાથ સારો ફાયદો કરે છે અને તેની સાથે ગુગળની બનાવટ-વાળી દવાઓ પણ સારો ફાયદો કરે છે. લઘુમંજીષ્ટાદિકવાથ પીવાથી ફાયદો ન થાય તો બૃહત્મંજીષ્ટાદિકવાથ શરૂ કરવો. આ રોગ ઉપર પારો સર્વોત્તમ દવા છે. દેશી વૈદ્યકમાં પારાની બનાવટવાળી દવાઓ આ રોગને માટે વખણાય છે; પણ બીન અનુભવી વૈદ્યના હાથેથી લેવામાં ઘણું જોખમ છે. (૪) **કેશરાદિવટી**ની એકેકી ગોળી સવાર સાંજ ગાયના દુધ સાથે લેવી અને લવણ વિનાનું અન્નપાન રાખવું. આ ગોળીઓ બરાબર પરહેજી રાખીને લેવામા આવે તો ઉપદંશનો સડો મટી જાય છે. આ રોગમાં ઉપદંશની ખોટી ગરમીને લીધે શરીરે વિસ્ફોટકનાં ચાંદાં નીકળે છે અને તે સાથે સાંધા પણ રહી જાય છે માટે (૫)+ મોરથુથુ તોલો ૧ ને દુધમાં ઘુંટીને ગોળી કરી પછી શરાવ સંપુટમાં મૂકી ગધેડાના લીંડા સુકાં શેર ૭ માં પકવીને તેમાંથી રતિ ૧ ગોળમાં ગોળી કરી ઘીવાળી કરી સવારસાંજ એકેકી ગળી જવી. તેના ઉપર ઘઉંનો ફુલકો ઘીવાળો ખાવો. ખટાસ, તેલ, આંબલી, મરચું, વાલ, હીંગ અને ગોળ એટલાં ખાવાં નહિ. આ દવાથી શરીરે વિસ્ફોટકનાં ચાંદાં નીકળ્યાં હોય અને અંદરથી પરૂ નીકળતું હોય અને તેમાં જીવ પડ્યા હોય તો તે પણ મટી જાય છે.

---

+ तुत्थंदुग्धेन सघृष्टं गतंगर्दभविष्टया । संपक्वंहन्ति विस्फोट मुपदंशादिकव्यथां ॥

(૬) **નીલકંઠ રસ**—ફુલાવેલું મોરથુથુ, ફુલાવેલી ફટકડી, હરડાં, બેહેડાં, આંબળાં, મોટી હરડે, સમુદ્રફળ, બોદાર, પારો, ગંધક, એ દરેક અકેક તોલો લઈ, પારા ગંધકની કજલી કરી તેમાં બીજી વસ્તુઓનું ચૂર્ણ મેળવી લીંબુનો રસ તોલા ૪૦ માં પકાવી વટાણા જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી સવારે લેવી. તેલવાળાં પદાર્થો વધારે ખાવાં. હીંગ અને ચણા ખાવાં નહિ. (૭) **ઉપદંશહરીવટી**—રસકપુર, એલચી, કાળી દ્રાક્ષ અને લવીંગ ઉપરનાં ૪લ દરેક તોલો ૦ા. પ્રથમ રસકપુરને વાટી તે સાથે બીજી વસ્તુઓ મેળવી કાળી દ્રાક્ષના ઠળીઆ કહાડી નાંખી તે દ્રાક્ષ સાથે ખરલ કરી ચણા જેવડી ગોળીઓ કરવી. દરરોજ સવારમાં અકેક ગોળી ઘી સાથે ગળવી. ખોરાકમાં ઘી, સાકર, દુધ અને રોટલી સિવાય કાંઈ પણ ખાવું નહિં. ગોળી સાત દિવસ કરતાં વધારે ખાવી નહિ. ઉપર પ્રમાણે કરવાથી વિસ્ફોટક સાથેનો સંધિવા જરૂર મટે છે. (૮) લીંબોળીનાં મીંજ અને બાવળનો ગુંદર સરખા વજને લઇ તેને વાટી વટાણા જેવડી ગોળીઓ કરવી. દિવસમાં ત્રણ વખત બબે ગોળીઓ પાણી સાથે ગળવી. આથી વિસ્ફોટકના ચાંદા મટે છે. ઉપદંશના સંધિવાને માટે બાહ્યોપચાર તરીકે સંધિવાના પ્રકરણમાં બતાવેલા તેલો અને લેપો કરવા. ઉપર પ્રમાણે દવાઓનો ઉપયોગ કરતાં સંધિવા ન મટે તો (૯) રસકપુર તોલા ૧ ને પાશેર ગાયના ઘીમાં પરિપક્વ કરવો. ત્યારપછી તે રસકપુરને ત્રાંબાની કથરોટમાં ત્રાંબાના વાટકાથી ૨૪ તોલા ઘેટીના દુધમાં ઘુંટતા જવું. જ્યારે ગોળીઓ વળાય તેવું થાય ત્યારે ચણીબોર જેવડી ગોળીઓ કરવી. સવારસાંજ અકેકી ગોળી ટાઢા પાણી સાથે ગળવી. તેલ, આંબલી અને મરચું બંધ. આ ગોળીઓના સેવનથી પ્રમેહ, ઉપદંશ અને સંધિવા મટે છે. આ સિવાય નીચે બતાવેલા ઉપાયો ઉપદંશ સાથે સંધિવા અને વિસ્ફોટક હોય તેના ઉપર સારૂં કામ કરે છે. (૧૦) **ઉપદંશકુઠાર**—મરડાસીંગ, ઉપલેટ અકેક તોલો, મોરથુથુ ૬ માષાને આદાના રસમાં ખરલ

કરી ચણીબોર જેવડી ગોળીઓ કરી એકેકી સવારસાંજ લેવી. મીઠાઈ, ખટાઇ, મત્સ્ય, દુધ અને કહોળું ખાવું નહિ. **ચંદ્રપ્રભાગુટિકા** અથવા **અમૃતાગુગળ**ની એકેકી ગોળા સવારસાંજ લેવી. (૧૧) **બાળહરીતકીયોગ**—હીંમજ તોલા ૪ અને મોરથુથુ તોલો ૦૧ ને સાત દિવસ સુધી લીંબુના રસમાં મર્દન કરી **ચણા** જેવડી ગોળીઓ કરવી. તેમાંથી દરરોજ એકેકી ગોળી ટાઢા પાણી સાથે લેવી. ખોરાકમાં ચોખા, ઘઉં, મગ અને ગાયનું ઘી ખાવું. (૧૨) **રસગંધક કજ્જલી પ્રયોગ**—શુદ્ધ પારો તોલો ૧ અને શુદ્ધ ગંધક તોલા ૨ ની કજ્જલી કરી, તેમાંથી એકેક રતિ ગાયના ઘી સાથે સવારમાં એક વખત લેવી. એકવીસ દિવસનો આ પ્રયોગ છે. ખોરાકમાં લવણ વિના ઘઉં અને ઘીનું સેવન કરવું. આ રોગમાં જે જે વખતે જે જે ઉપદ્રવો શરૂ થાય તે ધ્યાનમાં લઈ તે વખતે તે તે ઉપદ્રવોના ઉપાયો ચાલુ દવાની સાથે શરૂ કરવા.

વિસ્ફોટકના ચાંદાં શરીર ઉપર નીકળે છે અને તેમાંથી પરૂ નીકળી સડો થાય છે માટે (૧૩) **માહેશ્વરલેપ** સો વખત ધોયેલા ઘીમાં કાલવી વિસ્ફોટકના ચાંદા ઉપર ચોપડવો. પારો, જીરૂ, હળદર, દારૂહળદર, મરી અને સિંદુર દરેક તોલો ૧ નું બારીક ચૂર્ણ કરવું. આથી તમામ શરીર ઉપરનાં ચાંદાં રૂઝાઇને મટી જશે. ઉપદંશના રોગ સાથે કેટલીક વખતે એ જાંગોના વળામાં બદ થાય છે તેના **ઉપાયો.** (૧૪) કાળા પત્થરનો શેક કરવો. (૧૫) લીંબડાના પાન વરાળીયાં કરી બાંધવાં. (૧૬) ભીલામાં તથા સરગવાની છાલ પાણીમાં વાટી થેપલી કરી મુકવી. (૧૭) ગાંઠ લોહીથી ગંઠાઇ ગઇ હોય તો જળો લગાડવી. (૧૮) **પારાની પટી** મારવી અગર પ્રથમ બતાવેલા (૧૯) **રાતા મલમની પટી** મારી ઉપર કાળા પત્થરનો શેક કરવો એટલે ગાંઠ વેરાઇ જશે છતાં ન વેરાય તો ગરમ પાણીનો શેક કરવો અગર અળશીની પોટીસ કરવી. આ પ્રમાણે કરવાથી ગાંઠ ફાટી જાય તો પછી પરૂ ખેંચવાને માટે રાતા મલમની પટી દરરોજ મારવી અને રૂઝ લાવવાને

કાળા મલમની પટી મારવી. વ્રણ રૂઝાવાને માટે બોરીકઍસીડ અથવા જસત એ બંન્નેની ભૂકી વ્રણમાં પુરી ઉપર કાળા મલમની પટી મારવી. આ પ્રમાણે કરવાથી થોડા દિવસમાં રૂઝ આવી જશે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) વમન, વિરેચન, ચોખા, જવ, મગ, ઘી, ઘઉં, કારેલાં, પરવળ, હિતકર છે. (અપથ્ય) દિવસે નિદ્રા, મૈથુન, મૂત્રાવરોધ, ગોળ, ખાટા પદાર્થ, લવણ એટલાં અહિતકર છે.

વિશેષ ઉપચાર—ખેર, આવળ, ઉંબરો, ગળો, ચોપચીની, બાવળ, પીંપળો, લીંબડો, બાળહરડે, આંબળાં, કાંસકી, ભાંગરો, મીંઢીઆવળ, ખજૂર, શેમળો. સાંધા માટે ગુગળ, વાસનવેલ, ભિલામાં. વિસ્ફોટક માટે મજીઠ, કાળી દ્રાક્ષ, વરીઆળી, શતાવરી, હરડે.

---

## ઉદરરોગ.

**વિવેચન**—ઉદરરોગના આઠ પ્રકાર છે (૧) વાતથી વાતોદર (૨) પિત્તથી પિત્તોદર (૩) કફથી કફોદર (૪) ત્રિદોષથી સંનિપાતોદર (૫) પ્લીહા એટલે બરોલ વધવાથી પ્લીહોદર (૬) ગુદાના માર્ગમાં અટકાવ થાય તે બદ્ધગુદોદર (૭) આંતરડામાં જખમ પડે તે ક્ષતોદર (૮) જળોદર અથવા દકોદર.

**કારણ**—અજીર્ણથી, અગ્નિ મંદ પડવાથી, અતિ દોષ કરનારા અન્નપાનથી અને મળસંચયથી ઉદરરોગ થાય છે. એકઠા થયેલા દોષો પરસેવાનું તથા જળનું વહન કરનારા માર્ગોને રોકી પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને દુષિત કરી ઉદરરોગને ઉત્પન્ન કરે છે.

**લક્ષણ**—પેટ ભારે અને ઢમઢોલ, ચાલવાની અશક્તિ, શરીરની દુર્બળતા, મંદાગ્નિ, સોજા, ગ્લાની, મળનો અને અપાનવાયુનો અટકાવ, આળસ, ઉંઘ, બળત્રા વગેરે તમામ પ્રકારના ઉદરરોગના સામાન્ય લક્ષણો છે. જુદા જુદા પ્રકારના ઉદરરોગોના લક્ષણો નીચે પ્રમાણે છે. (૧) **વાતોદર**-હાથે પગે, પેટે અને નાભિમાં સોજો,

સાંધાઓમાં ફાટ, પેટના બે પડખામાં, મધ્યમાં, કેડમાં તથા પીઠમાં દરદ, મળનો સંચય, પેટમાં સુયા ભોંચ્યા જેવી વેદના વગેરે. (૨) **પિત્તોદર**–તાવ, મૂર્છા, ફેર. તરસ, ચામડી, નેત્ર અને નખમાં પીળાશ, પેટમાં બળત્રા, બહાર દાહ, પેટમાં ઘણો દુઃખાવો વગેરે. (૩) **કફોદર**–સોજા, શરીરનું ભારેપણું, અરૂચી, પેટ ભારે, ધોળી અને લીલી નસોવાળું પેટ જણાય, દબાવવાથી પેટ કઠણ લાગે, બોજ-વાળું અને અવાજ વગરનું થાય છે. (૪) **સંનિપાતોદર**–વિરૂદ્ પદાર્થોનું સેવન કરવાથી, દુષ્ટ પદાર્થો ખાવાથી, બગડેલું પાણી પીવાથી વગેરે કારણથી લોહી તથા વાતાદિ દોષો ઘણાજ દુષ્ટ થઈ આ દુષ્ટ રોગને ઉત્પન્ન કરે છે. આ ઉપરથી કેટલાક આચાર્યો આ રોગને દુષ્યોદર કહે છે. (૫) **પ્લીહોદર**––બરલના વધવાથી જે લક્ષણો થાય છે તેજ પ્લીહોદરનાં છે. જીર્ણજ્વર, ઝાડાની કબજીયત વગેરે. એવી રીતે જમણા પડખામાં યકૃત વધે છે તેને **યકૃતોદર** કહે છે. (૬) **બદ્ધ-ગુદોદર**–પેટમાં ચોંટી રહેનારા પદાર્થોનું સેવન કરવાથી આંતરડાના નળમાં મળ જમા થઇ જાય અને ગુદામાં મળ રોકાઇ જાય અને કષ્ટથી થોડો થોડો ઝાડો થાય, હૃદય અને નાભિની વચમા પેટ વધે. (૭) **ક્ષતોદર**–અન્ન સાથે અથવા બીજી રીતે પેટમાં કાંટા, કાંકરી વગેરે પદાર્થ જવાથી આંતરડામાં કાણા પડી તેમાંથી નીકળતો પાણી સરખો સ્ત્રાવ ગુદા વાટે નીકળી નાભિ અને હૃદયના વચમાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાય. (૮) **જળોદર**–ઘી તેલ જેવા ચીકણા પદાર્થોનું સેવન કર્યા પછી, ઉલટી થયા પછી, ચીકણું ખાધા પછી, રેચ લીધા પછી જો ઠંડુ પાણી પીવામાં આવે તો તે રસવાહિની નળીઓ બગડી જઈ ચીકણા પદાર્થથી લીંપાઇ જાય છે અને તેથી જળોદર થાય છે.

**ઉપાય**—આ રોગના ઉપાયો સ્વેદલ, મૂત્રલ અને રેચક હોવા જોઇએ; પણ તે વિરેચન એવું હોવું જોઇએ કે દરદીની શક્તિને કાયમ રાખી દોષને ઝાડા પેસાબ વાટે બહાર કહાડી નાંખે.

(૧) **વાતોદર**–(૧) સુંઠના કવાથ સાથે એરંડીયું બબ્બે રૂપીઆભાર આપવું. (૨) ગોમૂત્ર ત્રિફળા સાથે લેવું. (૩) **દશમૂળનો કવાથ** બબ્બે રૂપીઆભાર એરંડીયું નાખી પીવો. (૪) **દીનદયાળચૂર્ણ** અરધા રૂપીઆભાર સવારસાંજ ગાયના મૂત્ર સાથે લેવું. (૫) લીંડીપીંપર તથા સિંધાલુણ નાખી છાશ પીવી.

(૨) **પિત્તોદર**—(૧) નસોતરનું ચૂર્ણ સાકર સાથે લેવું. (૨) બાળહરડે, દેવદાર, સાટોડી અને નસોતરનો કવાથ પીવો. (૩) મરીનું ચૂર્ણ નાંખીને છાશ પીવી.

(૩) **કફોદર**–(૧) જીરૂ, સિંધાલુણ, સુંઠ, મરી અને પીંપરનું ચૂર્ણ છાશ સાથે લેવું. (૨) ગરમ પાણીનો વારંવાર શેક કરવો. (૩) કળથીનો ઉકાળો ત્રિકટુનું ચૂર્ણ નાંખી પીવો. (૪) દૂધમાં એરંડીયું નાંખી પીવું.

(૪) **સંનિપાતોદર**–(૧) હીંમજ અને નગોડનો રસ ગોમૂત્રમાં આપવો. (૨) સાટોડીનું મૂળ, હરડેદળ, સુંઠ, ગળો અને પોખરમૂળનો કવાથ એરંડીયું નાખી પીવો. (૩) ત્રિકટુ, સિંધવ અને જવખાર નાખી છાશ પીવી. (૪) તાંદળજાનાં મૂળ પાણીમાં વાટી તેમાં ચોગણું ઘી નાંખી, ઘીથી ચોગણું દુધ નાંખી ઉકાળી ઘી તૈયાર થાય તે પાવું. આથી સર્વ વિષનો નાશ થાય છે.

(૫) **પ્લીહોદર અને યકૃતોદર**—(બરોલ અને કલેજાની ગાંઠો)–(૧) **પુનર્નવાદિમંડુર** ગાયના મૂત્ર સાથે પા પા રૂપીઆભાર લેવો. (૨) કુંવારનો રસ હળદર નાંખી પીવો. (૩) રગત રોહીડો અને હરડેનો કલ્ક ગાયના મૂત્રમાં લેવો. (૪) **+કુમાર્યાસવ** સવારસાંજ બબ્બે રૂપીઆભાર લેવો. (બનાવટ) કુંવારનો રસ શેર ૮, ગોળ તોલા ૩૨, મંડુર, જવખાર, ટંકણ, સાજીખાર, પંચલવણ, નવસાર, એ દરેક ચાર ચાર તોલા, એ સર્વેને કાચની બરણીમાં ભરી પેક કરી આઠ દિવસ તડકે રાખવું. (૫) ભિલામાં, હીંમજ,

---

+ ગુરૂગમ્ય પ્રયોગ.

અને વાવડીંગ દરેક ત્રણ તોલા અને શાહજીરૂ તોલો ૧, એ સર્વને ખાંડી ગોળમાં ચણીબોર જેવડી ગોળી કરી સાત દિવસ સવારમાં અકેકી લેવી. (૬) એળીઓ તોલા ૨, મરી તોલા ૦ાા, લવીંગ તોલો ૦ાા, દીકામાળી તોલો ૦ા, બદામ તોલો ૦ાા, એ સર્વેને કુંવારના પાઠાના રસમાં ઘુંટી, નાના બોર જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી સવારસાંજ પાણી સાથે લેવી. (૭) લીંબુનો રસ શેર ૧, ટંકણ ફુલાવેલો તોલા ૮, કોડીઓ પીળી નંગ ૩૦. જૂના વાસણમાં નાંખી તેના ઉપર કપડછાણ કરી પંદર દિવસ દાણાની કોઠીમાં રહેવા દેવું. તેમાંથી સવારસાંજ અકેક રૂપીઆભાર લેવાથી બરોલની ગાંઠ, કલેજાની ગાંઠ અને ગોળો મટે છે. (૮) આકડાનાં પાંન અને સિંધવ માટલામાં ભરી મોં બંધ કરી ગજપુટ આપવો તેથી ભસ્મ થશે. તેમાંથી બબે આનીભાર ભસ્મ દહીંમાં લેવી. (૯) કુંવારના પાઠાનો ગરભ તોલા ૧૦, જુનો ગોળ તોલા ૨. સોનામખી તોલા ૨, સુંઠ તોલા ૨, અજમો, આંબાહળદર, સિંધવ, હળદર, જવખાર અને ટંકણ દરેક તોલો ૧, એ સર્વેને એક કરી કાચની બરણીમા ભરી મોં બંધ કરી દશ દિવસ રહેવા દેવું. તેમાંથી બબે રૂપીઆભાર સવાર સાંજ લેવું એટલે બરોલ અને કલેજાની ગાંઠ મટશે.

(૬) **બદ્ધગુદોદર**—(૧) સોનામખી તોલા ૨, હીંમજ તોલા ૨, સંચળ તોલો ૧, અજમો તોલો ૧, ગાયના મૂત્રમાં મોટા બોર જેવડી ગોળી કરી, તેમાંથી સવાર, બપોર ને સાંજે અકેકી ગોળી ગાયના નવટાંક મૂત્ર સાથે લેવી. (૨) **વાજીવર્મા** (અશ્વચોળી) આ ગોળીઓમાંથી એક ગોળી ઉંના પાણી સાથે લેવી. (૩) **પુનર્નવાદિ ક્વાથ**માં ગાયનું મૂત્ર નાંખી પીવો. આ પ્રમાણે ઉપરની દવાઓથી ઝાડો ન થાય તો (૪) **ઇચ્છાભેદી** રસની અકેકી ગોળી ઉંના પાણી સાથે લેવી. અંદરના મળદોષને લીધે સર્વ અંગ ઉપર સોજો આવે છે તેને સોફોદર અથવા શોથોદર કહે છે. (૧) **શોથોદરમાં પુનર્નવાદિ ક્વાથ**—સાટોડી, દેવદાર, ગળો, હરડે અને સુંઠનો

ક્વાથ ગુગળ તથા ગોમૂત્ર સાથે પીવો. (૨) પુનર્નવાદિ મંડુર અગર મંડુરભસ્મ વાલ ૪ થી ૮ ગૌમૂત્ર સાથે લેવાથી સોજા ઉતરે છે.

(૭) **ક્ષતોદર**—(૧) દેવદાર અને ચિત્રકનો ક્વાથ જવખાર નાંખી પીવો. (૨) આકડાનાં ર્વૈયાં, કાળાં મરી અને સાજીખાર સરખા વજને લઈ લીંબુના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી અને અકેકી ગોળી સવાર સાંજ લેવી.

(૮) **જળોદર**—જળોદરના ત્રણ ભેદ છે. (૧) સબ્ઇઓધર (શોથોદર) (૨) જકીજલોદર (૩) કઠોદર. શોથોદરના ઉપાયો પ્રથમ બતાવ્યા પ્રમાણે કરવા.

**જળોદર**—આ રોગમાં પેટમાં પાણી જેવું પરૂ એકઠું થાય છે અને પેટ પાણીની ગાગર જેવું થાય છે. આ રોગને પણ જળોદર કહે છે. (૧) એરંડીયામાં શેકેલ હરડેદળ ૧ ભાગ, સંચળ ૨ ભાગ, એ બંનેને ઘીમાં જરા શેકવાં. શુદ્ધ કરેલા નેપાળાનાં બી ત્રણ ભાગ એ સર્વનું બારીક ચૂર્ણ કરી તેનાથી બમણા ગોળમાં ગોળીઓ ચણા જેવડી કરવી, તેમાંથી અકેકી ગોળી ઉના પાણી સાથે લેવી. (૨) રસકપુર તોલા ૨, લવીંગ તોલા ૨, એ બંનેને ઇંદ્રિવાયણા નંગ ૧૦૦ ના રસમાં ખરલ કરી મગ જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી માવાના પેંડા સાથે લેવી અને ઉપર ઉંટડીનું દુધ પીવું. ભુખ તરસમાં પણ ઉંટડીનું દુધ પીવું. બીજું કાંઇ લેવું નહિ. ત્રણ માસ પ્રયોગ કરવાથી જળોદર મટે છે. (૩) **ઇચ્છાભેદી રસ**—શુદ્ધ પારો, શુધ્ધ ગંધક, ટંકણ, મરી, સુંઠ, એ દરેક અકેક તોલો અને શુધ્ધ નેપાળો ૩ તોલા, તે સર્વને લીંબુના રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેક ગોળી સવાર સાંજ ઉના.પાણી સાથે આપવી. આ ગોળી આપ્યા પછી ઝાડા વધારે થાય તો જીરાસાકરની ફાકી અગર પાણી પાવું એટલે ઝાડા બંધ થશે. જળોદરમાં પ્રથમ બતાવ્યા પ્રમાણે કઠોદરનું રૂપ થાય છે માટે પેટમાં પાણીનો ભાગ ન દેખાય અને પેટમાં કઠે તો તેના ઉપર નીચે

પ્રમાણે બંધારણ કરવું. (૪) આંબાહળદર, સાબુ, ટંકણ, હીંગ, ખારો, સાજીખાર, સંચળ, લસણ, એરંડાના ગોળા અને એળીઓ દરેક તોલા ૨, એ સર્વેને ખાંડી એરંડીયામાં મેળવી પાડીનું છાણ અને મૂત્ર મેળવી દેવતા ઉપર પકવવું; જ્યારે જાડું થાય ત્યારે આકડાના પાન ઉપર ઘી ચોપડી ઉંના કરી પેટ ઉપર મુકવાં અને ત્યારપછી ઉપરનો લેપ પાંદડાં ઉપર મુકી બીજાં આકડાનાં પાંન તેના ઉપર મુકી પેટ ઉપર લુગડાનો પાટો બાંધવો. આ પ્રમાણે બંધારણ દિવસમાં પાંચ છ વખત કરવું. આ બંધારણથી આંતરડાની અંદરનો સોજો ઓછો થઇ આંતરડાની રગોમાં ભરાયેલું પાણી ઝાડા અને પેસાબ માર્ગે બહાર નીકળી જશે. આ પ્રમાણે (૫) લાંપડીનાં બીયાંનું ચૂર્ણ દરરોજ તો. ૦। દિવસમાં ત્રણ વખત પાણી સાથે લેવું એટલે પેસાબનો સારો ખુલાસો થશે. આ રોગમાં વિરેચન અને મૂત્રલ દવાની વધારે જરૂર છે માટે ધ્યાન રાખીને તે દવાનો ઉપયોગ કરવો. (૬) ગાયનું તથા બકરીનું મૂત્ર પચાસ વખત ગળી દરરોજ બબે રૂપીઆભાર પીવામાં આવે તો પણ સારો ફાયદો થાય છે. (૭) **કુમાર્યાસવ** અને (૮) **અર્કાદિકવાથ**–મરી, સુંઠ, ગજપીંપર અને સીંધાલુણ સરખા ભાગે અને વીસમા ભાગે આકડાની છાલનો કવાથ કરવો. (૯) **દંતિહરીતકી** આ રોગ ઉપર ઉપયોગી છે.

**સર્વ ઉદરરોગના સામાન્ય ઉપાયો**—(૧) એળીઓ અને ગરમાળાનો ગોળ સરખા વજને લઈ તેની મોટા બોર જેવડી ગોળીઓ કરી સવારસાંજ અકેકી લેવી. (૨) કાળી દ્રાક્ષ, સોનામખી, ગુલાબનાં ફુલ, ખજૂર અને સાકરનો કવાથ પીવો. (૩) **એલાદિગુટિકા**–એળીયો, સોનામખી અને સુંઠ દરેક તોલો ૧, સિંધવ અને સંચળ અરધો અરધો તોલો, વાવડીંગ અને રેવંચી પા પા તોલો, એ સર્વેનું ચૂર્ણ કરી મધમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી, તેમાંથી અકેકી ગોળી સવારસાંજ લેવી. (૪) અજમાને ઇંદ્રવાયણાના રસમાં પાંચ છ વખત ભાવના આપી તડકે સુકવી તૈયાર થાય ત્યારે તેમાંથી

પા પા રૂપીઆભારની ફાકી લેવી. (૫) **દીનદયાળ** ચૂર્ણ અરધા-ભાર સવારસાંજ લેવું. બકરીની લીંડીઓ શેર ૧, ટંકણ તોલા ૨, હળદર તોલા ૨, જવખાર તોલા ૨, એળીઓ તોલા ૨, હીંગ તોલો ૦૧, સર્વને બકરીના મૂત્રમાં ખદખદાવીને પેટ ઉપર લુગડાના એવનમાં બંધારણ કરવું. અને તે સાથે (૭) ચિત્રક, ચવક, સુંઠ અને દેવદારનો કવાથ નસોતરનું ચૂર્ણ નાંખી પીવો. (૮) **રજની ચૂર્ણ** પા પા તોલો ઉંના પાણીમાં લેવાથી સારો ફાયદો થાય છે. બનાવટ—આંબાહળદર, સાજીખાર અને વાંસકપુર સમભાગે લઇ તેનું ચૂર્ણ કરવું. આ રોગમાં સ્નુહીક્ષીરગુટીકા, અમૃતા ગુગળ, પુનર્નવાદિ ગુગળ, ચંદ્રોદયરસ, પંચામૃતપર્પટી, લોહપર્પટી, સુવર્ણપર્પટી યોગ્ય અનુપાન સાથે આપવાથી સારો ફાયદો થાય છે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) રેચક અને મૂત્રલ દવા, લાંઘણ, મગ, રાતી ડાંગર, જુની કળથી, મધ, સિંધાલુણ, છાશ, લસણ, એરંડીયું, આદુ, પરવળ, સરગવાની શીંગો, બકરીનું, ભેસનું અને ગાયનું દુધ તથા મૂત્ર, હલકું, અગ્નિદીપક હિતકર છે. (અપથ્ય) ઘી વગેરે ચીકણા પદાર્થોનું સેવન, ઉલટી, બહુ ચાલવું, દિવસની ઉંઘ, આટામાં બનાવેલા પદાર્થો, સ્નેહપાન, ઝાડો બંધ કરનારાં અન્નપાન વગેરે.

---

## કંઠમાળ—ગંડમાળ—ગલગંડ.

### ( Scrofula-સ્ક્રોફ્યુલા )

કારણ—લોહીના વિકારથી આરોગ થાય છે. આહાર વિહાર, કસરત, હવા પાણી વગેરેમાં પ્રકૃતિ વિરૂદ્ધ વર્તન કરવાથી લોહી બગડે છે અને તે બગડવાથી શરીરના તમામ ભાગોને પોષણ નહિ મળવાથી દોષ ગ્રંથી રૂપે બહાર આવે છે. આ રોગ વારસામાં ઉતરે છે અને તે નાના બચ્ચાંઓમાં વિશેષ જોવામાં આવે છે. પાશ્ચિમાત્ય લોકો આ રોગને ચેપી ગણે છે અને કહે છે કે "ટયુબરકલ બેસીલી"

નામના જંતુથી આ રોગ ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં શ્વેતપ્રદર (ધુપણી)નો વ્યાધિ કોઇવાર થાય છે.

લક્ષણ—ગળાની બંને બાજુએ ગાંઠો થાય છે અને પાછળથી વધીને ગાંઠોની હાર થાય છે, તેથી ગંડમાળ અથવા કંઠમાળ એવું નામ આપવામાં આવ્યું છે. આ ગાંઠોમાં બહુ દરદ થતું નથી, પણ તેનો અટકાવ થતો નથી તો, તે વધીને શ્વાસનળી અને અન્નનળી ઉપર દબાણ થવાથી જીંદગી જોખમમાં આવી પડે છે. શારીરિક ચિન્હોમાં શરીર નબળું, અતિશય મંદાગ્નિ, જીર્ણજ્વર વગેરે થાય છે.

ઉપાય—(૧) ઇંદ્રવાયણાનું મૂળ, દેવદાર વજ, સરસવ અને ધોળી ગરણીનું મૂળ ગૌમૂત્રમાં ઘસી લેપ કરવો. (૨) બાજરીનો લોટ તોલો ૧, પાપડીઓ ખાર તોલો ૦ા, મીઠું તોલો ૦ા, હળદર તોલો ૦ા, ને પાણીમાં ખદખદાવી ગાંઠો ઉપર ચોપડવાથી ગાંઠો વેરાઈ જશે. (૩) રાતો મલમ–( ઉપદંશ પ્રકરણમાં બતાવેલો ) ગાંઠો ઉપર લગાડવો. આ સાથે (૪) **કાંચનાર ગુગળ**ની અકેકી ગોળી બૃહદ્ મંજીષ્ટાદિ ક્વાથ સાથે સવારસાંજ લેવી અથવા લઘુ મંજીષ્ટાદિ ક્વાથ કૈશોર ગુગળ સાથે લેવો. આ રોગમાં ગુગળ ઘણો સારો ગુણ કરે છે. ઝાડો સાફ ન આવતો હોય તો ક્વાથમાં એરંડીયું લેવું. ઉપર પ્રમાણે લેપ કરતાં પણ ગાંઠો હલકી ન પડે તો (૬) ચિત્રક, ભિલામાં, હીરાકસી, થોરનાં મૂળ, તેને ચોખાના ધોવરામણમાં વાટી લેપ કરવો. (૭) લીંબડાના રસમાં વછનાગ ઘસી લેપ કરવો. ગાંઠ વેરવા તથા પકાવવા માટે નીચેના ઉપાયો સારૂં કામ કરે છે. (૮) ચોળાની ભાજીનો રસ કહાડી તેમાં મુલતાની માટી મેળવી તેને ઉનો કરી લેપ કરવો. આથી ગળાની ગાંઠો વેરાઇ જાય છે. (૯) નાઇના કંદના પીળા રસમાં સોનાગેરૂ મેળવી ઉનું કરી ચોપડવું. (૧૦) કાચબાના બરડાની કરોડ પાણીમાં ઘસી ચોપડવાથી કંઠમાળ મટે છે. (૧૧) સિંદુર, સાપની કાંચળી અને એલચીનો સાટોડીના રસમાં ઘુંટી લેપ કરવો. (૧૨) પારો તોલો ૧, ગંધક તોલો

૧, શેરી લોબાન તોલો ૧, ગુગળ તો. ૧ાા, દેશી કપુર તોલા ૬. પ્રથમ પારા ગંધકની કજલી કરવી અને તેમાં બાકીની ચીજોને મેળવી, તડકાના તાપમાં ઘુંટી, તેની પટી કરી ગાંઠ ઉપર મારવી. આથી ગાંઠો ફાટી જશે અને પાકી હોય તો રૂઝાઈ જશે. આ પ્રમાણે આ મલમમાં એ ગુણો છે. ઉપર પ્રમાણો બાહ્યોપચાર કરવા અને તે સાથે ચંદ્રપ્રભાગુટિકા, અમૃતા ગુગળ, ગંધકરસાયન, ત્રિફળા ગુગળ વગેરે રક્તશોધક દવાઓ ઘણા વખત સુધી ચાલુ રાખવી. આ રોગમાં તાવ, ઉધરસ અને શરીરની નબળાઈ પણ થાય છે અને તેમાંથી લાંબા વખતે ક્ષયનું સ્વરૂપ પકડે છે માટે તેની કાળજી રાખવી.

**પથ્યાપથ્ય**-(પથ્ય) મગ, જવ, રાતી ડાંગર, કારેલાં, સરગવો. તીખા અને અગ્નિપ્રદિપ્ત કરનાર પદાર્થો હિતકર છે. (અપથ્ય) મિષ્ટાન્ન, ખાટાં અને મધુર પદાર્થો અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—એરંડો, હીરાકસી, ગુગળ, બેરજો, લીંબડો, ઇંદ્રવાયણાનું મૂળ, આકડો, થોર, વછનાગ, સરગવો, ધંતુરો, કાચનાર, વાયવરણો, કળથી, કપાસ, ભિલામું.

---

## અંડવૃદ્ધિ—વધરાવળ.

આ રોગના સાત પ્રકાર છે. (૧) વાત (૨) પિત્ત (૩) કફ (૪) સંનિપાત (૫) રક્ત (૬) મૂત્ર અને આંતરડાના કારણથી.

કારણ—પાણી ભરાવાથી, લોહી ભરાવાથી, નસ ફુલવાથી, કોથળીની ચામડી જાડી થવાથી, વરમથી, આંતરડું ઉતરવાથી વૃષણ વધીને મોટાં થાય છે, તેને અંડવૃદ્ધિ અથવા વધરાવળ કહે છે.

લક્ષણ—વૃષણની ગોળીની આસપાસના રસપડમાં પાણી ભરાય છે. આવી રીતે પાણી ભરાવાથી વૃષણ નારંગીથી તે મોટા નાળીએર જેવડો થાય છે. વૃષણના વરમમાં વૃષણ મોટા થાય છે અને તે સાથે દરદ અને થોડો તાવ આવે છે. આ પ્રમાણે વૃષણનો વરમ, રક્ત

જન્યવૃદ્ધિ, જળવૃદ્ધિ, શિરાવૃદ્ધિ, વૃષણગ્રંથી અને કોશવૃદ્ધિ વગેરે જુદા જુદા પ્રકારો છે. દોષનો વિચાર કરીને તેની ચિકિત્સા કરવી.

ઉપાય—(૧) કોથળીને ગાદીના આધારથી અથવા કચ્છ (પાટા)-થી અધર રાખવી. (૨) ગરમ પાણીનો શેક કરવો અને એળીઆનો લેપ કરવો. (૩). સુંઠના કવાથમાં એરંડીયું આપવું. (૪) રાસ્ના, ગળો, જેઠીમધ, ચિકણામૂળ, ગોખરૂં, એરંડાના મૂળનો કવાથ એરંડીયું મેળવી પીવો. આ સાથે (૫) રૂમીમસ્તકી, હીરાદખણ, શીકોતરી એળીઓ અને હીરાબોળનું બારીક ચૂર્ણ કરી મધ મેળવી પટી મારવી. ગોળી ઉપરના વાળ કહાડી નાંખીને પટી મારી ઉપર લંગોટ રાખવો. દરદીએ ત્રણ દિવસ સુધી ચત્તા સૂઈ રહેવું અને હાલવું ચાલવું નહિ. ત્રણ દિવસ પછી હાલવું ચાલવું હોય તો ધીમે ધીમે ચાલવું. ઘાંટો કહાડીને બોલવું નહિ, તેમ ઉધરસ પણ ખાવી નહિ. બંને તરફની ગોળી મોટી થતી હોય તો બે તરફ બરાબર આવે તેવો લંગોટ રાખવો. પવન ગોળીમાં ઉતર્યો હોય તો, તે ગોળી દાબ્યાથી તરત પાછો ચઢી જાય છે. ચઢતી વેળા કડકડ બોલે છે. આવા દરદીએ મજબુત કચ્છ (લંગોટ) રાખવો. (૬) ગાયના દુધમાં એરંડીયું લેવું. (૭) એળીઓ અને શીલારસને પાણીમાં ખરલ કરી લેપ કરવો અને ઉપર તંબાકુના પાન બાંધવાં. તબાકુનાં પાન બાધવાથી ઉલટી થશે અગર ફેર આવશે પણ ઉંધું માથું રાખી પડી રહેવું. આ પ્રમાણે કરવાથી ગોળીમાં પાણી ભરાતું બંધ થશે. જળવૃદ્ધિને માટે (૮) સુંઠ, એરંડાના મૂળ અને ઘોડાવજ દરેક તોલો ૦ાા, તેનો કવાથ એરંડીયું નાખી પીવો. ઘણું પાણી ભરાય તો જળોદરની પેઠે પાણી કાઢી નંખાવવું. રક્તજન્ય વૃદ્ધિમાં જુલાબ લેવો અને જળો મુકી લોહી કાઢી નંખાવવું અગર નવસારના પાણીનાં પોતા મુકવાં. (૯) ભિલામું અને હળદર પાણીમાં ઘસી ચોપડવાં અને ઉપર શેક કરવો. (૧૦) લજામણીના પાંદડાં ગરમ કરી બાંધવાં. (૧૧) ભિલામાના ઝાડના પાંદડામાં હળદર નાખી ગરમ કરી વૃષણ ઉપર બાંધવાં. (૧૨) ઘોડાવજ અને

રાઇ સમભાગે લઇ લેપ કરવો. આ રોગમાં ઝાડો સાફ આવવાની ખાસ જરૂર છે, માટે એરંડીયું, મળશુદ્ધિચૂર્ણ અગર દીનદયાળચૂર્ણનો ઉપયોગ કરવો. જ્યારે વૃષણમાં રસ ઉતરે છે ત્યારે બંને વૃષણોની ગોળીની આસપાસ માંસના લોચા જેવું વળગેલું રહે છે. અને તે દરરોજ વધતું જાય છે અને તેથી વૃષણવૃદ્ધિ થતી જાય છે; માટે ઉપર કહ્યા પ્રમાણે શિલારસ લગાડી તંબાકુનું પાન બાંધવું અને તે સાથે (૧૩) ઇંદ્રવાયણાની જડ અથવા રેવંચીનો જુલાબ રાત્રે લેવો. (૧૪) નસોતરનું ચૂર્ણ અડધાભાર સાકર સાથે લેવું. ઉપર પ્રમાણે ઉપાયો કરતાં જ્યારે ન મટે તો પછી (૧૫) હાથના અંગુઠાની નીચે એક જાડી મોટી રગ છે, તે રગ ઉપર લોઢાનો ડામ દેવો. ડાબી બાજુનો અંડ વધતો હોય તો જમણા હાથની રગને ડામ દેવો અને જમણી બાજુનો અંડ વધતો હોય તો ડાબા હાથે ડામ દેવો. કેટલાક લોકોને કાંનની રગો વીંધવાથી પણ આંતરગાંઠ મટેલી છે. આજ સુધી અંડવૃદ્ધિના રોગને માટે જો કે શાસ્ત્રમાં ઘણા ઉપાયો લખવામાં આવ્યા છે તથાપી અંડવૃદ્ધિ એકવાર વૃદ્ધિ પામી, એક રતલ કરતાં વધારે વજનની થઇ ગયા પછી તે મટી ગયાના દાખલા કવચિત જોવામાં આવે છે. પિત્ત પ્રાધાન્ય અંડવૃદ્ધિ અને બીજી વૃદ્ધિ ઉપર (૧૬) ગુલેઅરમાની અને ગુલાબજળ વારંવાર લગાડવાથી દાહની શાંતી થાય છે. (૧૭) કાળી દ્રાક્ષના બીયાં વાટી તેની પટી મારવાથી ગાંઠ જલદી ફુટી પરૂ નીકળી જાય છે. ત્યારપછી (૧૮) કાળો મલમ ઉપદંશ પ્રકરણમાં બતાવેલો છે તેની પટી મારવી. અંડવૃદ્ધિ ફરી ન થવા માટે (૧૯) વૃદ્ધિરસની અકેકી ગોળી સવાર સાંજ પાણી સાથે આપવી. (બનાવટ) શુદ્ધ પારો તોલા ૫, શુદ્ધ ગંધક તોલા ૫, સુવર્ણમાક્ષિક તોલા દશ, હીમજ તોલા ૨૦. પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં માક્ષિકભસ્મ તથા હીમજ મેળવી એરંડાના પાનના રસની ત્રણ ભાવના આપી ચણીબોર જેવડી ગોળીઓ કરવી. પેટના પડદાનાં છિદ્રોવાટે આંતરડું સાથળના મૂળમાં સરીને

ઉતરી આવે તે ખરી સારણ કહેવાય છે. સારણુ નીચે ન ઉતરે તેને માટે કમ્મરપટો પહેરવો. સારણુ ઉતરે તો નવસારનાં પોતાં મુકવાં.

**પથ્યાપથ્ય**—(પથ્ય) મગ, ચોખા, ઘઉ, ઘી, દુધ, લસણુ, વટાણા હિતકર છે. (અપથ્ય) અડદ, દહીં, અપવાસ, મળમૂત્રનો અવરોધ, મિષ્ટાન્ન, મૈથુન, ખરાબ અન્ન અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—એરંડો, તંબાકુ, ઇંદ્રવાયણાનું મૂળ, રેવંચી, દારૂહળદર, ભીલામુ, અરણી, હરડે, ચિત્રો, એળીઓ, શિલારસ.

## કુષ્ટરોગ ( કોઢ ).

શરીરની ચામડીનો કુદરતી રંગ બદલાઇને તેના ઉપર ધોળા, કાળાં, રાતાં વગેરે ઘણા પ્રકારના ચાઠાં નીકળે છે, તેને કુષ્ટ અથવા કોઢ કહેવામાં આવે છે. લોકો ધોળાં ચાઠાંનેજ કોઢ ગણે છે, પણ ખરૂં જોતાં તો તે માત્ર ૧૮ ભેદોમાનો એક ભેદ છે. કુષ્ટરોગના ૧૮ ભેદ છે. (૧) કપાળ (૨) ઉદુંબર (૩) મંડળ (૪) ઋક્ષજીવ્હ (૫) પુંડરીક (૬) સિધ્મ અને (૭) કાકણ. એ સાત મહાકુષ્ટ અને (૮) એક કુષ્ટ (૯) ગજચર્મ (૧૦) ચર્મદળ (૧૧) વિચર્ચિકા (૧૨) પામા (૧૩) દદ્રુ (૧૪) વિસ્ફોટક (૧૫) વૈપાદિક (૧૬) કિટિતી (૧૭) અલસ અને (૧૮) સતારૂ. **કારણુ-લક્ષણુ**—વિરૂદ્ધ પદાર્થોનું સેવન, મળમૂત્રના વેગનો અટકાવ, મદ્ય, માંસ તથા દુષ્ટ પાણીનું સેવન, અતિ સ્ત્રીસંગ, અતિ સંતાપ વગેરે કારણોથી વાતાદિ દોષો કોપ પામી ચામડી, લોહી, માસ વગેરેને દુષિત કરી કુષ્ટરોગ ઉત્પન્ન કરે છે. દાદર, ખસ, ખરજવાં વગેરે આ રોગના ભેદો છે.

ઉપચાર—(૧) લઘુમંજીષ્ટાદિ અગર બૃહદ્ મંજીષ્ટાદિ ક્વાથ એરંડીયું નાખી લેવો અને તે સાથે કૈશોર ગુગળની બબે ગોળી સવારસાંજ લેવી અને બાહ્યોપચાર તરીકે [૨] કુષ્ટહર લેપ-હરડે, કરંજનાં બી, સરસવ, હળદર, ચણોઠી, સિંધાલુણ અને વાવડીંગના ચૂર્ણનો પાણીમાં વાટી લેપ કરવો. (૩) પારા ગંધકની કજલી કરી

સરસીયું તેલ અને ભાંગરાનાં રસ સાથે કાલવી લેપ કરવો. (૪) વજ્રતેલ આ રોગ ઉપર સારો ફાયદો કરે છે. (૫) જળો વારંવાર લગાડી લોહી કાઢવું. (૬) ખેરની અંતરછાલ, ત્રિફળા, કડવા લીંબડાની છાલ, પંડોળાં, ગળો અને અરડુશીના પાંદડાનો કવાથ કરી પીવો. (૭) આંબળાં અને ખેરની છાલનો ક્વાથ બાવચીનું ચૂર્ણ તો. ૦। નાંખી પીવો. (૮) ખેરનાં પંચાંગનો ક્વાથ પીવો અને તે ક્વાથથી સ્નાન કરાવવું. આ રોગ લોહીના વિકારથી થાય છે માટે રક્તશોધક દવાઓની વધારે જરૂર છે. ચળ, ખસ, લુખસ, ખરજવું, દાદર વગેરે દરદો કુષ્ટના ભેદો પૈકીના છે અને તેમના ઉપચારો ઉપર બતાવેલા કરવા. તે ઉપરાંત (૯) સોનામખી,હરડે,મજીઠ, આંબાહળદર, કાળી દ્રાક્ષ, અને વાવડીંગ દરેક તો. ૧ નો ક્વાથ કરી પીવો એટલે ખોટી ગરમી પેસાબ વાટે ઝરી જશે અને ખસ લુખસ ઉપર (૧૦) માહેશ્વરરસમાં સો વખત ધોયેલું ઘી મેળવી લેપ કરવો. (બનાવટ) પારો, ગંધક, જીરૂ, શાહજીરૂ, હળદર, દારૂહળદર, મરી, સિંદુર સરખા વજને લઇ, તેમાંથી પ્રથમ પારાગંધકની કજલી કરી તેમાં બાકીનાં ઔષધો મેળવી ધોયેલા ઘીમાં કાલવી ચોપડવું. ખસ, લુખસમાં ઘણી ચળ આવે છે તે વખતે (૧૧) સુખડનું તેલ, લીંબુનો રસ અને કપુર કાલવીને ચોપડવું. (૧૨) ગુલકંદનું સેવન કરવું. અથવા (૧૩) ત્રિફળાની અરધાભારની ફાકી સવારસાંજ લેવી. આ દરદમાં ઝાડો પેસાબ હમેશાં બરાબર રીતે થવો જોઇએ અને તે સાથે રક્તશોધક દવાઓ કરવી. (૧૪) મજીઠ, કાળી દ્રાક્ષ, ધાણા, વરીઆળી અને સાકર દરેક તોલો ૧ ને શેર પાણીમાં હીમ કરી પીવો. આ રોગમાં (૧૫) ગંધક સારૂં કામ કરે છે માટે શુધ્ધ ગંધક એક વાલ સવારમાં ઘી સાથે ચાટવો અને ઉપર દુધ, ભાત, સાકર ખાવાં. તેલ, આંબલી, મરચું, હીંગ અને વાલ ખાવાં નહિ. (૧૬) લીંબડાની અંતરછાલ અને ગળો સમભાગે લઇ તેનો કવાથ પીવો. (૧૭) લીંબડાના પંચાંગનો કવાથ પીવો. (૧૮) જસત તોલો ૧, શંખજીરૂ તોલો ૧, કંપીલો તોલો ૧, અને

ફુલાવેલું મોરથુથુ તોલો ૦ા એ સર્વેને એક કરી સો વખત ધોયેલા ઘીમાં કાલવી ચોપડવું. બાહ્યોપચારથી ફાયદો થાય છે પણ જ્યાંસુધી અંદરનું લોહી સુધરતું નથી ત્યાંસુધી બહારની દવા બરાબર કામ કરતી નથી, માટે અંદરની દવા સાથે બાહ્યોપચાર કરવા. **ખરજવા** માટે પ્રથમ બતાવેલા ઉપચારો કરવા છતાં ન મટે તો (૧૯) આમલસારો ગંધક તોલો ૧, રસકપુર તોલો ૦ાા, સાકર તોલો ૧, ખડીઓ ખાર તો. ૧ ને જાલીયાનાં પાંનના રસમાં વાટી ખરજવા ઉપર ચોપડવું. (૨૦) **અર્કતેલ**—સરસવનું તેલ શેર ૦ાા, આકડાનું દુધ તોલા ૨, હળદર શેર ૦ા, મનશીલ શેર ૦ા. આકડાના દુધમાં હળદર તથા મનશીલ ઘુંટી જરા પાણી નાંખી ચટણી કરવી. ચટણીને તેલમાં નાંખી તેલ તૈયાર કરવું. આ તેલથી ખસ, ખરજવું મટે છે. પ્રથમ બનાવેલો માહેશ્વર રસનો ભુકો ધોયેલા ઘીમાં ચોપડવો. (૨૧) લસણ વાટીને ખરજવાની જગાએ લેપ કરવો એટલે પાકીને અંદરથી તમામ ભાગ બહાર આવે એટલે તેને કહાડી નાંખી સાફ કરી ઉપર (૨૨) જસતનો ઘીનો મલમ કરી ચોપડવો. જે ખરજવાં સુકાં હોય તેના ઉપર થોડું ઘી લગાડી ઘઉંના આટાની કે અળસીની પોટીસ બાંધવી એટલે ભીંગડાં કુણાં પડશે, તેને ગરમ પાણીથી ધોવાં અને ઉપર તેલ અને મીણ મેળવી લગાડવું અગર વેસેલાઇન લગાડવું. પાશ્ચિમાત્ય લોકો કાસ્ટીક અથવા નાઇટ્રિક એસીડથી બાળી નાંખે છે. **દાદર**—ગજકર્ણ તથા દરાજના નામથી લોકોમાં ઓળખાય છે. ચામડી લાલ થઇ ઉપડી આવે છે અને સફેદ ફોતરી ઉખડે છે. તેમાં ઘણી ચળ આવે છે અને ચકરડાં જેવો તેનો આકાર હોય છે. જુની થયા પછી દરદની ભોંય કાળી થઇ જાય છે. દાદરના અસંખ્ય ઉપાયો છે. વિશેષ કરીને રક્તશોધક, કૃમિહર અને કુષ્ઠહરના ઉપાયો દાદરને લાગુ પડે છે. (૨૩) પારો. ગંધક, કાથો, મોરથુથુ, પાષાણભેદ અને મુરદાર શીંગ એ સર્વનું ચૂર્ણ કરી તેથી ચારગણું ઘી લઇ ત્રાંબાના વાસણમાં ખરલ કરી તે ચોપડવું. આથી ખસ, લુખસ,

દાદર અને ખરજવાં ગમે તેવાં હોય તે મટે છે. (૨૪) નાળીએરની કાચળીનો ચુવો ચોપડવાથી દાદર અને ખરજવું મટે છે. (૨૫) આમલસારો ગંધક, કપુર, ટંકણ અને મીણનો કોપરેલ તેલમાં મલમ કરી ચોપડવાથી દાદર મટે છે. (૨૬) વછનાગ, ઝેરકચુરો, અને મોરથુથુ દહીંમાં કાલવી ચૌદ દિવસ લેપ કરવો. (૨૭) ફુલાવેલો ખડીઓખાર, ગંધક, લોબાન અને રાળ સમભાગે લઇ તેનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ચોપડવું. અને તે સાથે (૨૮) કુષ્ટહરચૂર્ણ-લીંબડાના પાન, આવળનાં પાન, મીઠીઆવળનાં પાન, હળદર, દારૂહળદર, જીરૂ, ધાવડી, લીંબોળી, હરડે, બહેડાં, આંબળાનું સમાનભાગે ચૂર્ણ કરી સવારસાંજ પાપા તોલો પાણી સાથે લેવું. આ ચૂર્ણના સેવનથી અઢાર પ્રકારના કુષ્ટનો નાશ થાયછે. **વિચર્ચિકા** (ઝામરો) ચામડી ઉપર એક મોટો ફોલ્લો થાય છે. પ્રથમ પાણી ભરાય છે. પછી પરૂ થાય છે અને સખ્ત બળતરા તથા વેદના થાય છે, તેને વિચર્ચિકા કહે છે. સોયવતે ફોડી નાંખીને (૨૮) જસત તોલો ૧, શંખજીરૂં તોલો ૧ અને સોનાગેરૂ તોલો ૦। ના ચૂર્ણને માંખણમાં કાલવી ઝામરની જગાએ ચોપડવું. (૨૯) અફીણનો લેપ કરવો. ચામડી છુટી પડયા પછી રૂઝ લાવવા માટે (૩૦) કાળો મલમ લગાડવો અથવા સિંદુર તોલો ૧, શંખજીરૂ તોલો ૧, જસત તોલો ૧ અને આયડોફોર્મ વાલ ૨ ને વાટી ઝીણું કરી તેને ધોયેલા ઘીમાં મલમ કરી પટી મારવી. અને ચાંદીઓ પડી હોય તો તે ભૂકી લગાડી, તેના ઉપર મલમની પટી મારવી. **વિસ્ફોટક**—ચામડી ઉપર નાના મોટા પીળા પરૂવાળા ફોલ્લા થાય છે તેને વિસ્ફોટક કહે છે. આ ફોલ્લાઓ ફુટીને ધારાં પડે છે, ભીંગડાં વળે છે અને અંદરથી કચકચે છે. (૩૧) લીંબડો, બાવળ, બોરડી, આવળ અને આસોપાલવની છાલનો ઉકાળો કરી તેનાથી નિત્ય ધોવું. ભીંગડાં વળ્યાં હોય તો તેના ઉપર પોટીસ બાંધીને અથવા તેલ લગાડી ઉખેડી નાંખી તેના ઉપર સાદો મલમ ચોપડવો. આ સાથે (૩૨) ગળોના ઉકાળામાં એરંડીયું

નાંખી પીવું. (૩૩) મહામંજીષ્ટાદિ ક્વાથ કૈશોર ગુગળ સાથે પીવો. (૩૪) કરીઆતુ, લીંબડો, ઇંદ્રજવ, જેઠીમધ, નાગરમોથ, પિત્તપાપડો, પટોળ, અરડુસી, વાળો અને ત્રિફળાનો ક્વાથ પીવો. (૩૫) પટોળ, ગળો, કરીઆતુ, અરડુશી, કડવો લીંબડો, પિત્તપાપડો, ખેરની છાલ, અને નાગરમોથનો ક્વાથ પીવો અને તે સાથે પ્રથમ બતાવેલા મલમોનો ઉપયોગ કરવો, છતાં વિસ્ફોટક શાંત ન થાય તો (૩૬) કેસરાદિવટી (ઉપદંશ પ્રકરણમાં બતાવવામાં આવી છે) ની ગોળી સવારસાંજ એકેકી પાણી સાથે લેવી. અને વિસ્ફોટકનાં ચાંદા ઉપર (૩૭) માહેશ્વરરસનો ધોયેલા ઘીમાં લેપ કરવો અથવા (૩૮) કંપીલો, સિંદુર, શંખજીરૂ, જસત દરેક તોલો ૧ અને મોરથુથુ ફુલાવેલું તોલો ૦। એ સર્વેને ખરલ કરી ધોયેલા ઘીમાં મલમ કરી ચોપડવો. વિસ્ફોટકમાં તાવ આવે છે અને શરીરે દાહ બહુ થાય છે માટે (૩૯) કરીઆતુ, કડુ, અરડુશી, લીંબડાની છાલ, પટોળ, ત્રિફળા, રતાંજલીનો ક્વાથ આપવો અને (૪૦) ચંદન, નાગકેસર, સરસડાની છાલ અને જાઇનાં પાંદડાંને તાંદળજાના રસમાં વાટી લેપ કરવાથી દાહ શાંત થાય છે. **વિપાદિકા**–(વ્યાફાટવી) હાથ પગમાં જરા સોજો, દાહ અને ચળ સાથે તેમાં ફાટો પડે છે તેને વ્યાફાટવી કહે છે. ઉપરના તમામ ઉપાયો કરવા. (૪૧) કોકમનું તેલ, રાળનો મલમ, રાનો મલમ, વગેરે આ રોગમાં લગાડવાથી સારો ફાયદો થાય છે.

**પથ્યાપથ્ય**—(પથ્ય) ચોખા, ઘઉં, ઘી, મગ, તુવેર, મસુર, પરવળ, ગલકાં, કડવા પદાર્થ હિતકર છે. (અપથ્ય) મૈથુન, શેરડી, ગોળ, દહીં, દુધ, ખાટા પદાર્થો, તલ, મદ્ય, અડદ અહિતકર છે.

**વિશેષ ઉપચાર**—ગરણી, ગરમાળો, મજીઠ, લીંબડો. **રક્તકુષ્ટ** ઉપર–મંદાર. સિધ્મકુષ્ટ. સહદેવી–મંડળકુષ્ટ, ચિત્રક, ખરજમાં આંબાહળદર ઇંદ્રજવ, વાપુંબા. **ખસ માટે** અરડુશી, આંબળાં, આંબાહળદર કણુઝી, કરમદી, ગરમાળો, ગુગળ, લીંમડો, પીળો ધંતુરો, માલકાંકણી, બાવચી, સુખડ. **દાદર માટે** એરંડો, કાસુંદરો, દીકામાળી,

કુંવાડીયો, ગંધક, હીરાબોળ, ભીલામાં, મીંઢીઆવળ, કાળીજીરી, **સર્વકુષ્ટ ઉપર** ખજૂરી, ખીજડો, ગળો, હરડે, રતાંજલી, ધરો, આંબળાં, મજીઠ, કાળી દ્રાક્ષ, ઇંદ્રજવ, આસોપાલવ, બોરડી, બાવળ, ખાખરો.

---

## ક્ષુદ્રરોગ.

આયુર્વેદાચાર્યોએ વિશેષ દરદોનું વિશેષ રૂપમાં વર્ણન નહિ કરતાં તેને ક્ષુદ્રરોગમાં ગણી તેનાં સામાન્ય નામો આપેલાં છે. (૧) **અજગલ્લીકામાં**-કફ અને વાયુના કોપથી બાળકોને ચામડીના રંગ જેવી ગાંઠોવાળી મગના દાણા જેવી, વેદના રહિત ફોલ્લીઓ થાય છે. (૨) **યવપ્રખ્યામાં**-કફ અને વાયુના કોપથી જવના દાણા જેવી કઠણ ગાંઠોવાળી ફોલ્લીઓ થાય છે. (૩) **અંધાલજીમાં**-કફ અને વાયુના પ્રકોપથી મોઢા વગરની ઉપસેલી ફોલ્લીઓ થાય છે અને તેની આસપાસ ચાંદા પડે છે અને થોડું થોડું પરૂ હોય છે. (૪) **વિવૃત્તામાં**-પિત્તના પ્રકોપથી મોટા મોઢાની અને બળત્રાવાળી અને પાકેલા ઉંબરના ફળ જેવી અને આસપાસ ચાંદી પડેલી ફોલ્લીઓ થાય છે. (૫) **કચ્છપિટિકામાં**-કફ ને વાયુના કોપથી પાંચ અગર છ ગાંઠો કઠણ અને કાચબાની પીઠ જેવી ઉંચી ફોલ્લીઓ થાય છે. (૬) **વલ્મીકપુટિકામાં** ગરદન, ખભો, બગલ, હાથ, પગ, સાંધાઓ તથા ગળું. આ જગાએ કીડીઓના દર ઉપર જેવી ટેકરીઓ થાય છે, તેવી ગાંઠો થાય છે તેને રાફો કહે છે. (૭) ઇંદ્રવૃદ્ધામાં-વાત અને પિત્તના પ્રકોપથી કમળના ફૂલની વાટીકા જેવી એક ફોલ્લી વચમાં થઈ તેની આસપાસ બીજી ફોલ્લીઓ થાય છે. (૮) **ગર્દભિકામાં**-લાલ રંગનું ગોળ અને આસપાસ ફોલ્લીઓવાળું ચાઠું પડે છે અને તેમાં દુઃખાવો થાય છે. (૯) **પાષાણગર્દભમાં**-વાત અને કફના પ્રકોપથી હડપચીના સાંધા ઉપર કઠણ ચળકતો સોજો આવે છે. (૧૦) **પનસિકામાં**-કાનની અંદર વાત અને પિત્તના પ્રકોપથી

ફણસની ગાંઠ જેવી કઠણ ફોલ્લી થાય છે. (૧૧) **જાળગર્દભમાં**–વિસર્પની પેઠે એકદમ સોજો આવે છે, અને તેમાં બળત્રા થાય છે. (૧૨) **ઇરિવેલ્લિકામાં**–માથામાં ગોળ ફોલ્લીઓ નીકળે છે અને તેનાથી તાવ આવે છે. (૧૩) **કક્ષામાં**–હાથ, બગલ, ખભા અને પાસળાંની જગાએ કાળી ફોલ્લીઓ થાય છે. (૧૪) **ગંધનામ્ની** (૧૫) **અગ્નિરોહિણીમાં**–બગલની આસપાસ ફોલ્લા થાય છે અને તેનાથી આખા શરીરે દાહ થાય છે અને તાવ આવે છે. આ ફોલ્લા અગ્નિ જેવા લાલ હોય છે. (૧૬) **કુનખમાં**–વાત અને પિત્ત, નખોના માંસમાં રહી બળત્રા સાથે માંસ પકવે છે. (૧૭) **અનુશયીમાં**–પગ ઉપર ચામડીના રંગ જેવી સૂજેલી પણ અંદરથી પાકેલી ફોલ્લી થાય છે. (૧૮) **વિદારિકામાં**–વિદારીકંદ જેવી બગલમાં અથવા અંડના સાંધાઓમાં ફોલ્લી થાય છે. (૧૯) **શર્કરામાં**–નસો અને સ્નાયુમાં ગાંઠ થાય છે. આ ગાંઠ પાકીને ફુટયા પછી તેમાંથી મધ, ઘી કે ચરબીના જેવી રસી ઝરે છે. (૨૦) **શર્કરાર્બુદમાં**–ઉપર પ્રમાણે શર્કરા થયા પછી તેમાંથી દુર્ગંધીવાળું અને ઘી,મેદ અને વસા જેવું નાના પ્રકારના રંગવાળું લોહી એકદમ ઝરવા માંડે છે. (૨૧) **પાદદારીમાં**–ઘણી મુસાફરી કરવાથી પગના તળીયાં લુખા પડી તેમાં ચીરા પડે છે (૨૨) **કદરમાં**–ચાલતાં પથ્થરની અણી ખુંચવાથી કે તેમાં વાગેલો કાંટો ભાંગી ભરાઈ રહેવાથી, થોડા દિવસ પછી ચણીબોરના ઠળીયા જેવડી ગાંઠ થાય છે તેને ખણુ કહે છે. (૨૩) **અલસમાં**–પગના આંગળાની વચમાં દુર્ગંધીવાળો સડેલો કાદવ ભરાઇ રહેવાથી આંગળાની વચ્ચેની ચામડી કોહાઇ જાય છે અને તેમાં ચેળ આવી પાણી છુટે છે. (૨૪) **ઇંદ્રલુપ્તમાં**–માથાના વાળ ખરી પડે છે તેને તાલ પડી કહે છે. (૨૫) **દારૂણમાં**–માથા ઉપરનો ભાગ કઠણ થઈ તેમાં ચેળ આવે છે તેને ઉંદરી કહે છે. [૨૬] **અરૂંષિકામાં**–લોહી, કફ અને કૃમિના કોપથી માથાપર ચકરડાં પડે છે અને તેનાં મોઢાં પુષ્કળ હોય છે અને તેમાંથી રસી નીકળે છે. (૨૭) **પલિતમાં**–માથામાં

ગરમી વધારે થવાથી માથાના વાળ ભુરા રંગનાં થાય છે અગર પળીયાં આવે છે. (૨૮) **તારૂણ્યપિટિકામાં**–શિમળાના ઝાડના કાંટા જેવી જવાન માણસોનાં મોઢાપર ફોલ્લીઓ નીકળે છે, તેને ખીલ કહે છે. (૨૯) **પદ્મનિકંટકમાં**–કમળના કાંટા જેવાં પાંડુ વર્ણના ચાઠાં નીકળે છે. (૩૦) **જતુમણિમાં**–જન્મની સાથે એક સરખું, લગાર ઉપસેલું, અને ન દુઃખે એવું શરીર ઉપર મંડળ નીકળે છે. (૩૧) **માષમાં**–અડદના દાણા જેવડી કાળી ગાંઠ શરીર ઉપર વેદના વગર નીકળે છે. (૩૨) **તિલકાલકમાં**–તલ જેવાં કાળા રંગનાં ચાઠાં નીકળે તે. (૩૩) **ન્યચ્છમાં**–શરીર ઉપર મોટાં કે નાના ધોળા રાતાં અગર કાળાં વેદના વિનાનાં ચાઠાં નીકળે છે, તેને લાખુ કહે છે. (૩૪) **વ્યંગમાં**–મોઢા ઉપર સુક્ષ્મ કાળા રંગનું મંડળ થાય છે. (૩૫) **નીલિકામાં**–ઉપર બતાવેલું મંડળ શરીરે થાય છે. (૩૬) **પરિવર્તિકામાં**–ઈંદ્રિ ચોળવાથી કે તેના ઉપર વાગવાથી આખી ઈંદ્રિ સુજી આવી મણીની નીચે એક ગાંઠ બાઝે છે અને તેમાં બળત્રા થઈ સણકા મારે છે. (૩૭) **અવપાટિકામાં**–જે સ્ત્રીઓની યોની નાની છે તે સ્ત્રીઓની સાથે પરાણે સંયોગ કરવાથી અથવા ઈંદ્રિ ઉપરની ચામડીને બળથી હાથે ઉલટી કરી ઉપર ચઢાવવાથી અથવા ઈંદ્રિને ચોળવાથી કે દાબવાથી અથવા શુક્રની ગતિને પરાણે રોકી રાખવાથી યોની અગર લીંગ ઉપરની ચામડી ફાટી જાય છે. (૩૮) **નિરૂદ્ધપ્રકાશમાં**–ઈંદ્રિ ઉપરની ચામડી સુજી આવી મણીને ઢાંકી દે છે અને તે મણી ઢંકાઇ જવાથી પેસાબના મારગનો અટકાવ થાય છે, તેથી પેસાબની ધાર ન થતાં તેનાં ટીપાં પડે છે અને ઢંકાયેલો મણી ખુલ્લો થતો નથી. (૩૯) **સન્નિરૂદ્ધગુદમાં**–ઝાડા પેસાબની ગતિને પરાણે દાબી રાખવાથી ગુદાશ્રિત વાયુ ઘેરાઇને ગુદાનો અવરોધ કરી મળદ્વારના મારગને ટુંકો કરે છે અને તેથી મળ ઉતરતાં ઘણી પીડા થાય છે. (૪૦) **અહિપુતનામાં**–ઝાડો થયા પછી બાળકની ગુદાને ધોવામાં આવતી નથી અથવા તો તેના ઉપર પરસેવો વધ્યા પછી

બાળકને સ્નાન કરાવવામાં આવતું નથી તેથી ચેળ આવી તેના ઉપર ફોલ્લાઓ થાય છે. (૪૧) **વૃષણકચ્છુમાં**-સ્નાન કરતાં જે માણસ પોતાના શરીરનો મેલ ઘસીને કાઢી નાખતો નથી, તે મેલ એકઠો થઇ પોપડો બાઝે છે અને તે જગાએ ચેળ આવીને ફોલ્લીઓ નીકળે છે અને તે પાકી તેમાંથી રસી ઝરે છે. ખાસ કરીને આ રોગ કોથળી ઉપર થાય છે. (૪૨) **ગુદભ્રંશમાં**-શરીરે અશક્ત માણસ કરાંજીને દસ્ત કરતાં અથવા ઝાડાના દરદથી ગુદાનો ભાગ બહાર નીકળી પડે છે જેને આમળુ કહે છે. (૪૩) **સુકરદંષ્ટ્રમાં**-કોરપર લાલાશ અને ઉપરની ચામડી પાકી ગયેલી હોય અને ચેળ વધારે આવે છે તે.

**ઉપાય**—(૧) દરેક ક્ષુદ્રરોગ ઉપર (૧) બનફસાનો શરબત સવારસાંજ બે વખત દોઢ દોઢ રૂપીઆભાર લેવો. નાના બાળકોને તો. ૦)= થી તો. ૦ા આપવો. (૨) શુદ્ધ કરેલો ગંધક નાના બાળકને એક રતી અને મોટા માણસને અકેક વાલ દુધ સાથે સવારસાંજ આપવો. આથી ચામડી ઉપરના લીલા તથા સુકા ક્ષુદ્રરોગ મટી જાય છે. (૩) સુવર્ણમાક્ષિક ૧ રતીથી ૧ વાલ સુધી સવારસાંજ મધમાં લેવી. આ ભસ્મથી અંદરથી પરૂ નીકળી ચાંદાં રૂઝાઈ જાય છે. ઉપર સેવન કરવાની જે દવાઓ બતાવી છે તે પૈકીની સુવર્ણમાક્ષિક ભસ્મ વાતપ્રાધાન્ય અને કફ પ્રાધાન્ય ક્ષુદ્રરોગમાં સારૂં કામ કરે છે અને પિત્તપ્રાધાન્યમાં બનફસા તથા મંજીષ્ટાદિ ક્વાથ સારૂં કામ કરે છે. બાહ્યોપચાર તરીકે (૪) રાતો મલમ-(ઉપદંશ પ્રકરણમાં બતાવેલો છે) પટી કરીને ગડગુમડ ઉપર લગાડવો અથવા (૫) મનસીલ્લ રસકપુર, બાવચી, બોદાર, કાથો, ગંધક, કુંવાડીઆનાં બીજ, શેરી લોબાન, પલાસપાપડો, સિંદુર અને કપુરનું બારીક ચૂર્ણ કરીને ધોયેલા ઘીમાં મલમ કરી ચોપડવો. આ મલમ ચાંદાં, ચાંદી, નાની ફોલ્લીઓ, કાળી ધોળી દાદર ઉપર સારૂં કામ કરે છે. આ ચૂર્ણ કણઝીયા તેલમાં કાલવીને ચોપડવામાં આવે તો

માથાંની ઉંદરી, ખસ, લુખસ મટે છે. જે ગાંઠો મોટી છે તેને પક-વવા માટે (૬) અળસીની પોટીસ બાંધવી અગર ઘઉંના લોટમાં ડુંગળીના ઝીણા કકડા નાંખી તેની પોટીસ બાંધવી. આ પ્રમાણે કરતાં પણ ગુમડું ન ફાટે તો પછી (૭) પારાના મલમની પટી મારી ઉપર પોટીસથી શેક કરવો. આ પ્રમાણે કરવાથી ગુમડું પાકીને પરૂ નીકળી જશે ત્યારપછી પરૂ અંદરથી ખેંચી કહાડવા એકાદ દિવસ પોટીસ મારવી. પછી (૮) **કાળા મલમની** પટી મારવી એટલે ગુમડું રૂઝાઈ જશે. **(વલ્મીક)** (રાફડા) ઉપર (૯) મનસીલ, ભિલામું, કાગદી એલચી, ચંદન, અગરૂ અને જાઇના પાંદડાનો કલ્ક કરી તેમાં કડવા લીંબડાની લીંબોળીઓનું તેલ બનાવીને તેલ લગાડવું. **કક્ષા** (કાખમાંજરી) ઉપર (૧૦) વડના દુધનો અથવા વછનાગનો વારં-વાર લેપ કરવો. (૧૧) ધોળી કલગારીનો કંદ ઘસી ચોપડવો. **અજગલ્લિકા** કાચી હોય તો જળો મૂકીને લોહી કઢાવી નાંખવું અને તે ઉપર (૧૨) નસોતર (૧૩) દુધીયો વછનાગ અગર (૧૪) કાળીપાટને પાણીમાં ઘસી લેપ કરવો. ગાંઠ પાકી ગયા પછી ઉપદંશ પ્રકરણમાં બતાવેલા કાળા મલમની પટી મારવી એટલે રૂઝાશે. **અંધાલજી, યવપ્રખ્યા, પનસી, કચ્છપી તથા પાષાણગર્દભ** ઉપર પ્રથમ (૧૫) નગોડનાં પાન વરાળીયાં કરી બાંધવા. ત્યારપછી (૧૬) હરતાલ, મનસીલ, કઠ અને દારૂહળદરના કલ્કનો લેપ કરવો. પાક્યા પછી ઉપદંશ પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ધોઇ સાફ કરીને પછી કાળા મલમની પટી મારવી એટલે રૂઝ આવશે **વિવૃતા, ઇંદ્રવૃદ્ધા, ગર્દભી, જાળગર્દભ, ઇરિવેલ્લિકા, ગંધનામ્ની** ઉપર (૧૭) નારગમોથ, રતાંજલી, ચંદન, વીરણનો વાળો અને શીંગોડાનો લેપ ગુલાબજળમાં કરી ચોપડવો અથવા (૧૮) વાળો, પીળો વાળો, સુખડ, સોનાગેરૂ અને સુરમાને દુધમાં વાટી લેપ કરવો. (૧૯) જેઠીમધ, મજીઠ, પદ્મકાષ્ટ, ચંદન અને ધોળી ઉપલસરીનો લેપ કરવો. **ચિપ્ય** ઉપર-(૨૦) જળો લગાડી લોહી કહાડી નાંખી અગર તે ગાંઠને પ્રથમ

બતાવ્યા પ્રમાણે પોટીસથી પકવીને કાળા મલમની પટી રૂઝ લાવવા મારવી. **કુનખઉપર**–લોહી સુધારવા માટે (૨૧) મંજીષ્ટાદિ કવાથ આપવો અને નખ પાકી ગયા હોય તો ફટકડીના પાણીથી સાફ કરીને કાળા મલમની પટી મારવી. અથવા છીપનો ચુનો અને સિંદુર માંખણમાં કાલવી મલમ કરી લગાડવો. **વિદ્દારિકા**–ઉપર ૨૨) લાક્ષાદિ તેલનું મર્દન કરી પછી સાટોડી, ગરણી અને બીલીનાં મૂળનો લેપ કરવો. (૨૩) પાકવા માટે **રાતા મલમની** અગર **પારાના મલમની** પટી મારી ઉપર અળસીની પોટીસનો શેક કરવો. **પાદદારિકા**–( પગના તળીયાના વાઢીયા )માં (૨૪) મીણ ઉનુ કરી લગાડવું અગર (૨૫) રાળ, ઘી, મીણ, અને સોનાગેરૂનો મલમ લગાડવો. (૨૬) કોકમના તેલની ગોટી ઉની કરી, તે તેલ વાઢીયામાં પુરવાથી સારૂં થાય છે. **અલસ**–(હાથપગની આંગળીયોનો કોહવાટ) માં (૨૭) એરંડીયું ઉનું કરી લગાડવું. (૨૮) જસતનાં ફુલ તો ૧ સિંદુર તોલો ૧, શંખજીરૂ તોલો ૧ અને મીણ તોલા ૪ નો મલમ કરી ચોપડવો. (૨૯) મેંદીના કલ્કનો લેપ કરવો. (૩૦) બોરડીના પાન, અને આંબળાને વાટી રસ કહાડી હાથ અને પગના તળીએ મર્દન કરવું. (૩૧) મીંઢળ, સિંધવ, ગુગળ, ગેરૂ અને વાળાનું ચૂર્ણ મધ અને ઘીમાં કાલવી લેપ કરવો. (૩૨) છીંપો બાળી તેની રાખ આંખણમાં કાલવી ચોપડવી. **કદર નામના** ક્ષુદ્રરોગમાં **શસ્ત્રથી** કાપી નંખાવી (૩૩) આંબળાના તેલથી સ્નેહન કરવું. **ઇંદ્રિલુપ્ત** માથા ઉપર ટાલમાં (૩૪) ગળી, મરી, હીરાકસી અને મોરથુથુનો કલ્ક કરી માથામાં લેપ કરવો. (૩૫) કેવડીઓ કાથો અને દારૂહળદરનો કલ્ક કરી લેપ કરવો. (૩૬) રાતી જાસુંદીના ફુલ અથવા પાંદડાંનો રસ ચોપડવો. (૩૭) ગોખરૂ, તલનાં ફુલ, મધ અને ઘીનો લેપ કરવો. (૩૮) કડવી પંડોળીના પાંદડાનો રસ ચોપડવો. **દારૂણ–(ઉંદરી)** ઉપર (૩૯) કોદરાના ક્ષારના પાણીથી માંથું ધોવું. (૪૦) હાથીદાંતને શેકી તેની બારીક ભૂકી કરી બકરીનું દૂધ અને રસાંજન એકત્ર કરી

ખરલ કરી લેપ કરવો. (૪૧) રીંગણીના સ્વરસમાં મધ નાંખી ચોપડવું. અથવા જાળીયાના પાનનો રસ માથા ઉપર ચોપડવો. (૪૨) જુઈ, કરંજ, વાયવરણા અને કણેરના રસમાં તેલ નાંખી પકવી તે તેલ માલીસ કરવું. (૪૩) **ભૃંગરાજતેલ**–ભાંગરાનો રસ, લોહકાટ, ત્રિફળા અને ઉપલસરીના કલ્કમાં તેલ પકવી, તે તેલનું માલીસ કરવું. આથી માથાની ટાલ, ઉંદરી, પળીયાં વગેરે મટે છે. (૪૪) આંબાની ગોટલી અને હરડેનું ચૂર્ણ બકરીના દુધમાં ખરલ કરી લેપ કરવો. **અરૂંષિકા (ખોડો)** (૪૫) લીંબડાને ઉકાળીને તેના પાણીથી ધોઇને ઘોડાની લાદના રસમાં સિંધવ નાંખી લેપ કરવો. (૪૬) હરતાલ, હળદર, લીંબડો અને પટોળના કલ્કનો લેપ કરવો. (૪૭) જેઠીમધ, નીલ કમળ, એરંડો અને ભાંગરાના કલ્કનો લેપ કરવો. (૪૮) કુકડાની હગારનો ગોમૂત્રમાં લેપ કરવો. (૪૯) લીંબુનો રસ કપુર નાંખી લગાડવો. (૫૦) ખેર, કડવો લીંબડો, કડુ અને જાંબુના ઝાડની છાલ વાટી ગોમૂત્ર અને સિંધવમાં મેળવી લેપ કરવો. (૫૧) હળદર, દારૂહળદર, કરીઆતું, ત્રિફળાં, કડવો લીંબડો અને ચંદનના કવાથમાં અગર કલ્કમાં તેલ પકવી તે માલીસ કરવું. (૫૨) મેંદી વાટી તેનો એક આંગળ થર કરી ચાર પ્રહર રહેવા દઇ તેના ઉપર નાળીએરના છોડાની રાખ તેલમાં કાલવી ચોપડવી. (૫૩) શંખજીરૂં, ચીકણી સોપારી, અને ધોળા કાથાનું ચૂર્ણ માંખણમાં કાલવી ચોપડવું . (૫૪) ગેરૂ અને કાળી તુલસીનાં પાન એકઠાં વાટી લેપ કરવો. (૫૫) કળીચુનો અને હરતાલને પાણીમાં વાટી લેપ કરવો. **(૫૬)**
**પલિત (પળીયાં)** ઉપર (૫૬) લોહચૂર્ણ, ભાંગરો, ત્રિફળાં અને કાળી માટીને શેરડીના રસમાં વાટી એક મહિનો લેપ કરવો એટલે કેસ (વાળ) કાળા થશે. (૫૭) આંબળાં ૮ તોલા, હરડાં ૮ તોલા, બેહેડાં ૪ તોલા, આંબાની ગોટલી ૨૦ તોલા અને લોહચૂર્ણ તોલો ૧, એ સર્વે એક કરી તેનો પાણીમાં કલ્ક કરી લોઢાના વાસણમાં મુકવો અને રાત્રે તે લેપ કરવો. (૫૮) કડવા લીંબડાના બીયાનું તેલ

કહાડી ચોપડવું. (૫૯) બદામ, પસ્તાં અને ઘી સાકરનો આથો કરી દરરોજ સવારમાં ખાવો. **તારૂણ્ય પિટિકા (ખીલ)**–લોહી સુધરે તેવા ઉપાયો સાથે ખીલ ઉપર (૬૦) વજ, લોધર, સરસવ અને સિંધવનો લેપ કરવો. (૬૧) વજ, મરી, લોધર અને ઉપલેટનો લેપ કરવો. (૬૨) કેસર, ચંદન અને મરીનો લેપ કરવો. (૬૩) બીજોરાનું મૂળ, મનસીલ, ગાયના છાંણનો રસ અને ઘીનો લેપ કરવો. (૬૪) જાયફળ, ચંદન અને મરીનો લેપ કરવો. (૬૫) લોધર, ધાંણા અને વજનો લેપ કરવો. (૬૬) ગોરોચન, કેસર અને ચંદનનો લેપ કરવો. (૬૭) અર્જુનવૃક્ષની છાલને દુધમાં વાટી લેપ કરવો. (૬૮) મજીઠને મધમાં કાલવી તેનો લેપ કરવો. **પદ્મનિકંટક**–(૬૯) લીંબડાનો કવાથ પાઇને વમન કરાવવું. (૭૦) લીંબડાના પચાંગમાં ઘી પકવી સેવન કરવું. (૭૧) લીંબડો અને ગરમાળાનો કવાથ શરીરે ચોપડવો. **વ્યંગ (વાંગા)**—(૭૨) વડની વડવાઈઓનું ચૂર્ણ કરી મધમાં લેપ કરવો. (૭૩) વાયવરણના કવાથથી મોઢું ધોઇ નાંખવું. (૭૪) આસોંદરાની છાલ, મજીઠ અને અરડુશીનો મધમાં લેપ કરવો. **પરિવર્તિકા**—(૭૫) દશાંગલેપ ગુલાબજળમાં કાલવી ચોપડવો. (૭૬) ગાંઠ ઉપરનો સોજો અગર ઇંદ્રિ ઉપરનો સોજો ઉતરવા માટે ઝેરકોચલું અને આંબળાં પાણીમાં ઘસી ઉનું કરી ચોપડવું. **અવપાટિકા**–(૭૭) મીંણનો મલમ અથવા જસત અને સિંદુરને ધોયેલા ઘીમાં મેળવી લગાડવો. (૭૮) વેસેલાઇનમાં જસત, સિંદુર અને શંખજીરાનો મલમ કરી ચોપડવો. નિરૂદ્ધ પ્રકાશ–(૭૯) પ્રથમ સોજો ઉતારવા માટે આંબલીનાં પાંન વરાળીયાં કરી બાંધવા અને જ્યારે સોજો ઉતરે ત્યારે ચાંદીની સળી ઘીવાળી અગર તેલવાળી કરી અંદર દાખલ કરવી એટલે સંકોચાયેલો મારગ ખુલ્લો થશે. આ પ્રમાણે કરવા છતાં મૂત્રમાર્ગ ખુલ્લો ન થાય તો સારો વૈદ્ય દાક્તરની મદદ લેવી. સંનિરૂદ્ધગુદ–(૮૦) વાતહર તેલો જેવાં કે નારાયણતેલ, વિષગર્ભતેલ અને માષતેલથી સીંચન કરવું. આ બાબતમાં સારા વૈદ્યદા-

ક્તારની સલાહ લેવી. **અહિપુતના**-(બાળકની ગુદા પાકે છે તે.) આ રોગને આગરૂ કહે છે. (૮૧) શંખજીરૂ, સુરમો અને જેઠીમધનો લેપ કરવો. (૮૨) ખેર અને ત્રિફળાના ક્વાથથી ધોઈ નાંખીને (૮૩) જસત તોલો ૧, છીંપની ભસ્મ તોલો ૧, જીરૂ તોલો ૧, સિંદુર તોલો ૦।। ને વટી ધોયેલા ઘીમાં અગર માંખણમાં મલમ કરી ચોપડવું. (૮૪) પટોળ, તમાલપત્ર, ત્રિફળા અને રસવંતીનો ક્વાથ કરી તેમાં ઘી પકવી તે ઘી પાવું. (૮૫) ત્રિફળા, બોર અને ખેરના કવાથથી વ્રણોને ધોઈ (૮૬) હીરાકસી, મોરથુથુ, હરતાલ અને રસવંતીનો લેપ કરવો. (૮૭) વ્રણમાંથી રસી બંધ પડવા માટે જુના માટીના વાસણના કકડાનો ભૂકો વસ્ત્રગાળ કરી તેમાં ફુલાવેલું મોર-થુથુ નાંખીને વ્રણ ઉપર ભભરાવવું. (૮૮) મજીઠ, જેઠીમધ, હરે અને કરીઆતાનું ચૂર્ણ એકેક વાલ મધના પાણીમાં પાવું. **વૃષણકચ્છુ** (કોથલીમાં ચેળ આવી રસી ઝરે છે તે)-(૮૯) પંચવલ્કલના ક્વાથથી ધોઇ નાખીને તેના ઉપર સુખડનું તેલ રૂના પુંમડા વતી લગાડી તેના ઉપર જસત અને સિંદુર સમભાગે લઇ, તે ભૂકી લગાડવી અગર માંખણમાં મલમ કરી ચોપડવો. (૯૦) રાળ, કાથો, આમલસારો ગંધક, કપુર, કંપીલો અને જસત સમભાગે લઇ વસ્ત્રગાળ કરી સો વખત ધોયેલા ઘીમાં કાલવી ચોપડવું. (૯૧) મોરથુથુ, ગંધક, બોદારસીંગ, હરતાલ, જસત, કપુર, કંકુ, મનસીલ, કાળાંમરી સમ-ભાગે લઇ વસ્ત્રગાળ કરી કણઝીના તેલમાં કાલવી ચોપડવું. **ગુદભ્રંશ આમણ**-(૯૨) જસત અને માયાં ઝીણાં વાટી આમણ ઉપર ભભરાવી લુગડાના લોચાથી હળવે હળવે દાબી આમણને બેસાડવું. (૯૩) કચુકાનું અને વડના ગોભાનું ચૂર્ણ આમણ ઉપર ભભરાવી ધીમે ધીમે આમણ બેસાડવું. (૯૪) ચિત્રક, ચુકો, બીલી, કાળીપાટ અને જવખાર છાશમાં વાટી પીવો. **સુકરદંષ્ટ્ર**-(૯૫) ભાંગરાનું મૂળ અને હળદરના કલ્કનો લેપ કરવો. (૯૬) રાતા કમળનો કલ્ક ગાયના ઘી સાથે લેવો. પાઠા ઉપર (૯૭) કુવાડીઆનાં પાંદડાં બાફીને બાંધવાં.

(૯૮) ઇંદ્રવાયણાનું મૂળ ઠંડા પાણીમાં ઘસી ચોપડવું. (૯૯) લીંબડાનાં પાંન બાફીને બાંધવાં. (૧૦૦) વાંકેરીની જડ ઠંડા પાણીમાં ઘસી ચોપડવી. પ્રમેહના પ્રકરણમાં બદ માટે સામાન્ય હકીકત જણાવવામાં આવી છે. **બદ** (સાથળના ભાગમાં ભયંકર ગાંઠ નીકળે છે તેને બદ કહે છે). પ્રમેહ અને ઉપદંશના દરદીઓને આ ગાંઠ વધારે જોવામાં આવે છે, તે સિવાય પણ લોહીના બીગાડથી આ ગાંઠ નીકળે છે. આ બદની તીવ્ર વેદના થાય છે. (૧૦૧) કહોળું બાફી મીઠું નાખી બાંધવું. (૧૦૨) ગાંઠ વેરી નાખવા માટે રાતા મલમની પટી મારવી અને તે ઉપર કાળા પથ્થરથી શેક કરવો. આ પ્રમાણે કરતાં ગાંઠ ન બેસી જાય તો (૧૦૩) પારાના મલમની પટી મારી ઉપર અળસીની પોટીસ કરવી. (૧૦૪) ઘઉંના લોટમાં કુંગળી નાંખી તેની પોટીસ કરવી. આ પ્રમાણે કરવાથી બદ પાકીને ફાટી જશે. ત્યાર પછી તેને પંચવલ્કલના કવાથથી ધોઈ નાંખી અથવા ફટકડીના પાણીથી ધોઇ નાંખી કાળા મલમની પટી મારવી. અને ખાડો પડી ગયો હોય તો (૧૦૫) જસત તોલો ૦ાા, કયાલોમેલ તોલો ૦ા અને સિંદુર તોલો ૦ા, એ ત્રણને મેળવી, તે ભૂકી બદના ખાડામાં પુરી ઉપર કાળા મલમની પટી મારવી. આ પ્રમાણે કરવાથી રૂઝ આવશે. તે છતાં રૂઝ ન આવે તો પ્રથમ બતાવેલી ભૂકીમાં **આયડોફોર્મ** વાલ ૧ મેળવી તે ભૂકી બદના વ્રણમાં પુરી કાળા મલમની પટી મારવી. (૨૯) **અગ્નિરોહિણી** (બાંબળી વગેરે) ઉપર બદમાં બતાવ્યા પ્રમાણેના ઉપાયો કરવા.

**વિશેષ ઉપચાર**—મજીઠ, ઇંદ્રવાયણાનું મૂળ રતાંજલી, અગર, ચંદન, રાફડા ઉપર-સાગ, કાખમાંજરી ઉપર-ભીલામાં, લસણ, વછનાગ, પાઠા ઉપર-ઇંદ્રવાયણા, કળગારી, કુંવાડીઓ, ખપાટ, બદ ઉપર-આકડો, ઉબરો, અફીણ, લીંબડો, બદ પાકવા માટે-અળસી, ડુંગળી, બદ ફાટવા માટે કુંવાડીઓ, પગની બળતરા માટે અરીઠાં, મેંદી, ધોયેલું ઘી, રક્તશુદ્ધિ માટે ગળજીભી, ગુલાબ, શતા-

વરી, રતવાના ગુમડા માટે રતનજોત, ગળી, આંબળાં, સોનાગેરૂ, જસત, શંખજીરૂ, હીરાકસી, બોદારસીંગ, કાળીજીરી, કચૂરો, ગરમાળો, ચંબેલી. ખેર, કુંવાર, કુંવાડીઓ, હળદર, દારૂહળદર, એરંડો, ઉપલસરી, સહદેવી, ધોળી પીલુડી, લસણ, વાંકેરી.

આ રોગમાં પથ્યાપથ્યના સંબંધમાં રક્તશોધક અને મગજની ગરમી ઓછી કરી શરીરની શક્તિને આપનારાં ખાનપાનની ઘણી જરૂર છે. ખોટી ગરમી કરનારાં પદાર્થોનું સેવન કરવું નહિ. દુધ, ઘી ઘઉં, ચોખા, તાજી ભાજી, મગની દાળ, તુવેરની દાળ, વગેરે પદાર્થો આ રોગમાં હિતકર છે.

---

## શીતપિત્ત-શીળસ.

### ( Articaria-આટકેરીઆ )

કારણ અને લક્ષણ—ઠંડી વસ્તુના સંસર્ગથી કફ અને વાયુ દુષ્ટ થઈ પિત્તમાં મળી જાય છે; તે પિત્ત શરીરના ભાગમાં લોહી સાથે અને બહાર ચામડીમાં મધમાખીના દંશ જેવાં શરીરપર ઢ્રામઠા નાના મોટા, લાલ અને સફેદ રંગનાં થાય છે. ચામડી સુજેલી તથા ઉપસેલી લાગે છે અને અત્યંત ચેળ તથા દાહ થાય છે. શીળસ એકદમ અદશ્ય થાય છે. અજીર્ણ અને તેના વિકારો, ખટાશ વગેરે શીળસ અથવા શીળસ જેવા ઢ્રામઠાંનું કારણ છે. ઝેરી જંતુ કરડવાથી પણ શરીર ઉપર ઢ્રામઠાં નીકળે છે.

**ઉપાય**—(૧) આ રોગમાં ઝાડો સાફ લાવવા માટે દીનદયાળચૂર્ણ અગર મળશુદ્ધિ ચૂર્ણ લેવું. છતાં ઝાડો ન થાય તો (૨) વાજીવર્મા રસ એક વાલ ગોળના ઉનાં પાણીમાં લેવો. (૩) મરીનું બબેઆની ભાર ચૂર્ણ ઘી સાથે દિવસમાં બે વખત ચાટવાથી ઘણો ફાયદો થાય છે. (૪) શીળસવાળાના આખા શરીરે અડાયાં છાંણાની રાખ ખુબ ચોળી ઉનની કામળી ઓઢી સુઇ રહેવાથી સારો ફાયદો થાય છે.

(૫) હોકો પીવાનો ગડાકું બનાવવાનું ઠામ ધોઇ તે પાણી શીળસ ઉપર ચોપડવાથી મટી જાય છે. (૬) ગળો, હળદર, કડવો લીંબડો અને ધમાસાનો કવાથ પીવો. (૭) અજમો અને ગોળ સાત દિવસ લેવો. (૮) સિંધવ ઘીમાં વાટી ચોપડવો. (૯) ત્રિફળા ચૂર્ણ સવાર સાંજ મધમાં લેવું. (૧૦) તુલસીનો રસ શરીરે ચોપડવો. **પથ્યાપથ્ય** (પથ્ય) મગ, ચોખા, કારેલાં, કળથી, દાડમ, ગરમ પાણી, કફ અને પિત્તહર પદાર્થો હિતકર છે. (અપથ્ય) ખાટું, જડ અન્ન, સ્નાન.

---

## વિસર્પ–રતવા.

### ( Erysipelas-ઈરીસીપેલાસ )

કારણ—પ્રકૃતિ વિરૂદ્ધ આહાર, જખમ, ઝેરી હવા, મધુપ્રમેહ વગેરે રતવાના કારણો છે. આ રોગ શરીર ઉપર સર્પની પેઠે ફરે છે માટે વિસર્પ કહે છે.

લક્ષણ—રતવા એ ચામડીનો વરમ છે. તે એક જગાથી બીજી જગાએ ફરે છે અને ફેલાય છે તેથી વા કહેવામાં આવે છે. આ રોગમાં તાવ આવે છે અને તેની સાથે ચામડી સુજી જાય છે, હાથને ગરમ લાગે છે અને અંદર તણખા મારે છે. પ્રથમ ટાઢની કંપારી આવી તાવ આવે છે, નાડી જલદ ચાલે છે, તેની સાથે ઉલટી અને ફેર થાય છે. આવા ચિન્હો થયા પછી બીજે કે ત્રીજે દિવસે શરીરના કોઈ પણ ભાગમાં રતવા દેખાય છે. દાહ સાથે લાલ સોજો ચઇ આવે છે. રતવા કળથીના દાણા જેવડા ફોલ્લાઓથી શરૂ થાય છે. સોજો, દાહ અને તાવ બહુ હોય છે, કાડતાં પાકે છે, ફુટે છે, સોજો ઘણો વધે છે, અને વેદના બેહદ થાય છે.

ઉપાય—(૧) રતવાના લક્ષણો જણાય કે તુરત હલકા જુલાબ માટે મળશુદ્ધિ ચૂર્ણ કે દીનદયાળ ચૂર્ણ આપવું. અથવા હીમજ, સુંઠ અને સંચળની ફાકી બે વખત લેવી. રતવાના સોજા ઉપર (૨) દશાંગલેપ પાણી સાથે કાલવી ચોપડવો. (૩) સુગંધી વાળો, રતાંજલી,

રતવેલીયો અને કપૂરકાચલીનો ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટીને સોજાવાળી ચામડી ઉપર ભીનો સૂકો લેપ કરવો. રતવાનો સોજો ચારે બાજુએ ફેલાતો અટકાવવા માટે સોજાને ગરમ પાણીથી ધોઇ તે જગા કોરી કરી તેની આગળ પાછળ (૪) નાઇટ્રેટ ઓફ સીલ્વરના પ્રવાહી (૧ ઔંસ પાણી, ૧૦ ગ્રેન નાઇટ્રેટ સીલ્વર)ની લીટી કરવી અથવા (૫) લાઇકર ફેરી પર ક્લોરાઇડને લાલ ચામડીની બહારની બાજુ બએ ઇંચ ફરતું મારી દેવાથી રતવા આગળ વધશે નહિ. રતવાની શાંતિ માટે વિશેષ નીચે પ્રમાણે ઉપાયો કરવા. રતવામાં વાયુનું જોર હોય તો (૬) રાસ્ના, કમળ, દેવદાર, રતાંજલી જેઠીમધ અને બળદાણા વાટી દુધ તથા ઘીમાં કાલવી લેપ કરવો. રતવામાં પિત્તનું જોર હોય તો (૭) શંખજીરૂ, તપખીર, શીંગોડાં, પદ્મકાષ્ટ, નદીનો સેવાળ તે સર્વેને વાટી ઘીમાં કાલવી ઝીણા લુગડાના બેવનમાં ઠંડો લેપ બાંધવો. રતવામાં કફનું જોર હોય તો (૮) હરડાં, બહેડાં, આંબળાં, પદ્મકાષ્ટ, વાળો, રીસામણી, કણેરનાં મૂળ, બરૂના મૂળ, ત્રિફળાં, રતાંજલી તથા રાતા ધમાસાનો લેપ કરવો. (૯) કરીઆતુ, અરડુસીના પાન, કડવાં પરવળ, કડુ, લીંબડાની અંતરછાલ, એ સર્વેનો ઉકાળો કરીને પીવાથી રતવા, દાહ, તાવ, સોજો, વિસ્ફોટક, તૃષા અને ઉલટી મટે છે. (૧૦) દુધીયો હેમકંદ, સોનાગેરૂ, રતવેલીયો, કાળો હંસરાજ, ચીનીકબાબ, સુખડ, વાળો, રતાંજલી વગેરે મળી શકે તેટલી વસ્તુઓનો ઠંડો લેપ કરવો તથા પીવામાં પણ ઉપયોગ કરવો. (૧૧) ગોરોચંદન અથવા પીળી માટીનો લેપ કરવો. (૧૨) પંચવલ્કલને ઉકાળીને તે પાણીની રતવાના સોજા ઉપર ધાર કરવી આ પ્રમાણે કરતાં સોજો બેસી ન જાય તો અને પાકે તેમ લાગે તો (૧૩) ઘઉંના થુલાની પોટીસ મારવી તથા ખસખસના ડોડાને ઉકાળી શેક કરવો. બરાબર પાકીને ફુટી જાય એટલે પરૂ કાઢીને ફરી તેના ઉપર ગરમ પાણીનો શેક કરવો. અથવા એકાદ દિવસ પોટીસ બાંધવી. પછી રૂઝ લાવવાના ઉપાયો કરવા. ઉપદંશ પ્રકરણમાં બતાવ્યા

પ્રમાણે કાળા તથા રાતા મલમનો ઉપયોગ કરવો. આ રોગમાં રતવાના ચિન્હો તથા તાવ નરમ પડયા પછી લોહી સુધારવાની દવા આપવી. (૧૪) સંનિપાત દોષના વિસર્પ ઉપર સો વખત ધોએલા ઘીનો લેપ કરવો. અગ્નિ વિસર્પ ઉપર (૧૫) જટામાંસી, લોધર, જેઠીમધ, રેણુકબીજ, મોરવેલ, લીલાં કમળ અને સરસડાના ફુલનો લેપ કરવો. (૧૬) ગ્રંથી વિસર્પ ઉપર વડની વડવાઇ, ચણોઠી, કેળનો ડોડો, એ સર્વનો ધોયેલા ઘીમાં લેપ કરવો. (૧૭) સરસડાની ઝાડની છાલનું ચૂર્ણ ધોયેલા ઘીમાં કાલવી ચોપડવું. (૧૮) પટોળ, અરડુશી, કરીઆતુ, કડવો લીંબડો, કડુ, હરડે, બહેડાં, આંબળાં અને ચંદનનો ક્વાથ ગુગળ નાંખી લેવો. આથી દરેક દોષથી ઉત્પન્ન થયેલો રતવા, દાહ, ઉલટી, તાવ, સોજો અને તરસને મટાડે છે. લોહી સુધારવા માટે ચંદ્રપ્રભા, લોહભસ્મ, ત્રિફળા ચૂર્ણ, પ્રવાલભસ્મ વગેરે આપવાં.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) મગ, ઘઉં, સાઠી ચોખા, તુવેર, ચણા, મસૂરની દાળ, દ્રાક્ષ, પટોળ અને કારેલાં ( અપથ્ય ) કળથી, લસણ, તલ, જડ પાન, જડ અન્ન, અડદ, મીઠું, ખાટા પદાર્થ, તીખું, મદ્ય અહિતકર છે.

---

## મુખરોગ–મોઢાના રોગો.

મુખરોગના ૬૫ પ્રકાર છે. દાંતના રોગ ૮, હોઠના રોગ ૮, દંતમૂળના રોગ ૧૫, તાળવાના રોગ ૯, જીભના ૫, કંઠરોગ ૧૭, સર્વસર ૩.

કારણ—જળચર પ્રાણીઓનું માંસ, દહીં, દુધ, અડદ વગેરે પદાર્થોના સેવનથી કુપિત થયેલા કફાદિક દોષો મુખરોગ ઉત્પન્ન કરે છે. તેમ દાંત નહીં ઘસવાથી, કોગળા બરાબર નહીં કરવાથી અને ધુમ્રપાનથી પણ આ રોગ થાય છે.

## દાંતનાં દરદો.

દાંતના મૂળમાં, પારામાં કે દાંતના મથાળાના ભાગમાં સડો કે સોજો લાગવાથી દાંતનું દરદ થાય છે.

કારણ—પેટમાં બિગાડ અને ઝાડો કબજ હોવાથી, ઠંડીને લીધે જડબામાં વા આવવાથી, પારાવાળી ઘણી દવાઓ સેવન કરવાથી, દાંતમાં સડો લાગુ પડવાથી, દાંત ઉપર મેલનો થર બાઝવાથી, વગેરે કારણોથી દાંતના દરદો થાય છે.

**ઉપાય**—દાતમાં દરદ થતાની સાથે ઝાડો સાફ લાવવા (૧) દીનદયાળચૂર્ણ અથવા (૨) મળશુદ્ધિચૂર્ણ લેવું. અવાળું સુજી આવવાથી જડબાં તથા ગાલમાં દરદ બહુ થતું હોય તો ગરમ કપડાંથી પોસના ડોડા ઉકાળી તેના ગરમ પાણીનો શેક કરવો અને (૩) ચનીકબાલા, ફટકડી, સોનાગેરૂ અને મરી દરેક તોલો ૧, મોરથુથુ ફુલાવેલું તોલો ૦ાા, એ સર્વેની બારીક ભૂકી બનાવીને અવાળુ ઉપર ઘસવી અને મોઢું નીતરતું મુકવું. ત્યારપછી ઉના પાણીના કોગળા કરી મોઢું સાફ કરવું. દાંતનાં અવાળું સુજી આવવાની સાથે તાવ આવે છે, માટે તાવ નરમ પાડવા માટે (૪) સુદર્શનચૂર્ણ પાપા રૂપીઆભાર સવારસાંજ લેવું. અવાળાની પીડાથી ગાલ ઉપર સોજો આવે છે અને ઘણી વેદના થાય છે માટે (૫) વછુંદાનાં પાંન બાફીને ગાલ ઉપર બાંધવાં. આ પ્રમાણે વારંવાર બબે કલાક બાંધવાથી સોજો નરમ પડે છે અને અંદરના અવાળું પાકી જાય છે. આ પ્રમાણે કરતાં અવાળાંમાંથી પરૂ ન નીકળે તો નસ્તર મુકાવવું. ખોરાક હલકો અને પચે તેવો લેવો. પરૂ નીકળી જઈ દાંતના અવાળું સાફ થવા માટે (૬) સોપારીના કોયલા તોલા ૫, બદામના છોડાનાં કોયલા તોલા ૫, ચાક તોલા ૫, હીરાબોળ તોલા ૨, શેરી લોબાન તોલા ૨, રૂમીમસ્તકી તોલા ૨, કપુર તોલા ૪, એ સર્વેને ચૂર્ણ કરી તેનું મંજન કરવું. આ મંજન દાંતમાંથી પરૂ કે લોહી નીકળતું હોય, દાંતમાં કળતર થતી હોય અને ઠંડુ પાણી

પીતાં દાંતે કળતર થતી હોય તો દાંતે આ મંજન ઘસવું. (૭) મોચરસ, મસ્તકી, હીરાદખણુ, દાડમના સુકાં ફુલ, હીંમજ, આંબળાં અને કાથાનું ચૂર્ણ કરવું. દાંતના મંજનો ઘણાં છે પણ જેવાં જેવાં દરદો દાંતમાં થતાં હોય તેવાં તેવાં દરદોનો વિચાર કરી મંજન કરવાની યોજના કરવી-(૮) **દાંતના કળતરના મંજનમાં** કપુર, હીરાબોળ, મસ્તકી વગેરે ચીજો વાપરવી. (૯) **પારાની મજબુતી માટે** માયા, કાથો વગેરે ચીજો વાપરવી. (૧૦) **ખરાબ વાસ દુર કરવાના મંજનોમાં** માયફળ, કોયલા, મસ્તકી અને કપુરનો ઉપયોગ કરવો. (૧૧) જીરૂ, ફટકડી ફુલાવેલી, મીઠું, મરી અને સોનાગેરૂ દરેક તોલો ૧નું મજન કરવાથી દાંતના પેઢા સારાં થાય છે. (૧૨) બોરસલીની છાલ, એલચીના છોડાની રાખ, બદામના છોડાની રાખ, જીરૂ, ફટકડી ફુલાવેલી અને માયફળનું મંજન કરવું.

**દાંતનો સડો**—દાંત બે રીતે સડે છે. એક તો દાંતની આગળ પાછળ પોપડો બાઝી તેનો કોહવાટ દાંતના મૂળથી શરૂ થાય છે. અને દાંતના આસપાસનો ભાગ ખવાઈ જઇ વચમાંનો નાકાવાળો ભાગ ખુલ્લો થઇ રહે છે. બીજી રીત એ છે કે દાંત મથાળેથી સડવા માંડે છે અને કાળો ડાઘ પડે છે. પછી તે સડો દાંતના મધ્યમાં મૂળ સુધી પહોંચે છે અને દાંત ખવાઈ ખોખું થઇ રહે છે. આ દરદમાં પીડા ઘણી થાય છે. દાંતવડે કાંઇ ચવાતું, કે ખવાતું, કે ઠંડું પાણી સરખું પીવાતું નથી અને આખા જડબામાં દરદ થાય છે, ઉંઘ જતી રહે છે અને દરદી દરદ કરતાં મોત વધારે પસંદ કરે એવું દરદ થાય છે.

**કારણ**—દાંતને સાફ નહિ રાખવાથી દાંતના સડાનું દરદ થાય છે. ખાધા પછી દાંત બરાબાર સાફ નહિ કરવાથી ખોરાકની કણીઓ દાંતમાં ભરાઇ રહે છે અને પછી તેમાં તે ફુલે છે તથા સડે છે અને તેને લીધે દાંતના પારા સુજી આવે છે અને સડો લાગુ પડે છે. પેટમાં વાયુ અને અજીર્ણ પણ દાંતના સડાનું કારણ છે. ગળ્યા

પદાર્થોનું સેવન અને ખટાશ ખાવાથી પણ દાંત બગડે છે.

**ઉપાય**—(૧) ઉંના પાણીમાં મીઠું નાંખી તેના કોગળા કરવા. (૨) દાંત સડયાની જગાએ ઉંના ઘીના ચબકા દેવા. (૩) લવીંગનું પાણી અગર તેલ દાંત ઉપર ચોપડવું (૪) અફીણ અને કપુરની ગોળી કરા સડેલા દાંતના કોતરમાં મુકવી. (૫) અફીણના કસુંબામાં તથા અર્કમાં રૂ બોળીને તે દુઃખતા દાંત ઉપર દબાવવું. (૬) ઇંદ્ર-વાયણાના રસમાં રૂ બોળી સડેલા દાંતના કોતરમાં મુકવું. (૭) એલચીના અર્કનું પુમડું મુકવું. આ ઉપાયોથી એકવાર તો દાંતનું દરદ હલકું પડે છે, પણ દાંતનું કોતર પુરાતું નથી; જેથી ફરી એ દરદ ઉપડયા વિના રહેતું નથી, માટે હમેશને માટે દરદ મટે એવા ઉપાયની જરૂર છે. એ ઉપાય બે રીતે થાય છે. કાંતો દાંતના કોતરને કોઇ પદાર્થ મુકી પુરી દેવું અથવા દાંતને કાઢી નાંખવો. (૮) રૂમીમસ્તકીને પાણીમાં વાટી ખુબ ખરલ કરી તેની ગોળી દાંતના કોતરમાં મુકવી. આ બાબતમાં દાંતના રોગમાં વિશેષ અનુભવી વૈદ્ય દાકતરની સલાહ લેવી.

**મોંનો ખરાબ વાસ**—જે કારણથી દાંત સડે છે તેજ કારણથી મોંઢું પણ વાસ મારે છે, તેને આપણા લોકો આગરૂ કહે છે. ઉપાય—જમ્યા પછી દાંતને સારી રીતે ધોવા, દાંતમાં ભરાયેલા અન્નની કણીઓ કાઢવા માટે કેટલાક દાંત ખોતરણી, સળી કે ટાંકણીનો ઉપયોગ કરે છે પણ તેમ કરવાથી દાંતના માર્ગ વધારે પહોળા થઇ ઉલટું વધારે અન્ન ભરાય છે. ગરમ પાણીના કોગળા કરવાથી દાંત સાફ થઇ જાય છે. ઉપર બતાવેલા મંજનો પૈકી મંજનનો ઉપયોગ કરવો.

**દાંત સાફ રાખવાના નિયમો**—(૧) દાંતને બાવળના દાતણથી કે બ્રશવતી રોજ ધીમે ધીમે ઘસવા. (૨) કોયલાનો ભૂકો, મીઠું, માયફળ, ચાક અને કપુરનું મંજન ઘસવું. (૩) રાત્રે દાંત સાફ કરી સુવું. (૪) ઘણા ગળ્યા પદાર્થો ખાવા નહિ. (૫)

સોપારીથી દાંત બગડે છે માટે વાપરવી નહિ. સોપારીની રાખ દાંતે ઘસવી. (૬) ઝાડાનો કબજો થવા દેવો નહિ. (૭) ખોરાક હલકો અને પચે તેવો લેવો અને અપચો થાય કે તરત ઇલાજ કરવો. પાચનશક્તિ અને પેટના ખુલાસા ઉપર દાંતના રક્ષણનો આધાર છે.

**મુખપાક**—મોઢામાં ફોલ્લા થઈ ઘણી પીડા થાય છે. દોષ પરત્વે લાલ, ધોળા કે પીળા ફોલ્લા થાય છે તેને **સર્વસર** એટલે મુખપાક કહે છે. (૧) ચનીકબાબ તોલો ૧, ફટકડી ફુલાવેલી તોલો ૧, મરી તોલો ૧, મોરથુથુ તોલો ૦।, એ સર્વેનું ચૂર્ણ મોંમોં ફોલ્લા ઉપર ચોપડી મોં નીતરતું મુકવું, પછી ગરમ પાણીના કોગળા કરવા. (૨) ફુલાવેલી ફટકડીના કોગળા કરવા. (૩) હીમજ, જીરૂ અને ફુલાવેલી ફટકડીનું ચૂર્ણ કરી તે માંમોં લગાડી મોં નીતરતું મુકવું. ગરમીથી મોઢું આવેલું હોય તો (૪) તપખીર તોલો ૧, શંખજીરૂ તોલો ૧, સોનાગેરૂ તોલો ૦॥, જીરૂ તોલો ૦॥ એ સર્વેનું ચૂર્ણ મધમાં કાલવી મોઢાની અંદરની ચાંદીઓ પર લગાડી મોં નીતરતું મુકવું. પેટ સાફ રાખવું. જ્યાં સુધી ઝાડો સાફ ન આવે ત્યાંસુધી મોઢાની ગરમી ઓછી થશે નહિ. (૫) પંચવલ્કલના પાણીના કોગળા કરવા. (૬) મોં વાસ મારતું હોય તો કસ્તુરી, અગર અને લવીંગનું મંજન દાંત ઉપર ઘસવું. (૭) ચણોઠીના પાન મોંમાં રાખવાં. (૮) માયફળ, સોનાગેરૂ, ફુલાવેલો ટંકણ અને ચનીકબાબનું ચૂર્ણ કરીને ચોપડવું. આ સાથે કેટલીક વખતે ગળામાં કાકડા ફુલી જઈ ગળેથી થુંક ઉતરતું નથી અને થુંક ઉતરતાં ઘણી વેદના થાય છે. ગળાના કાકડા (ચોરીયા) વાત, પિત્ત અને લોહીના વિકારથી થાય છે. કાકડા ફુલી જવાથી ગળામાં દુઃખાવો થાય છે અને ગળાની બહાર સોજો આવી જાય છે માટે (૯) બહારના સોજા ઉપર દશાંગલેપ ગરમ કરી ચોપડવો અગર કાળીજીરી, ઘોડાવજ અને સોનાગેરૂનો લેપ ગરમ કરી ચોપડવો અને અંદરના ભાગમાં (૧૦) જીરૂ, સાકર અને શંખજીરૂ એકેક તોલો એ સર્વનું ચૂર્ણ કરી તેને કાકડા ઉપર દબા-

વવું અગર તે ચૂર્ણ મધમાં કાલવી કાકડા ઉપર ચોપડવું. આ પ્રમાણે કરવાથી કાકડા પાકી જઈ તેમાંથી ખરાબ લોહી નીકળી જશે. કેટલીક વખતે કાકડા એટલા બધા ફુલી જાય છે કે બે બાજુના બે કાકડા ફુલી જવાથી થુંક કે પાણી બીલકુલ ઉતરતું નથી અને ઘણીજ વેદના થાય છે, માટે (૧૧) અળસીની પોટીસ કરી બહાર બાંધવી. અગર તાંદળજાની ભાજી બાફીને બાંધવી અને અંદર કાકડા ઉપર (૧૨) ટંકણ ફુલાવેલો તાલો ૦ા ને મધમાં કાલવી ચોપડવો. ગળામાં બંને બાજુએ કેટલીક વખતે વરમ થાય છે અને તેની પણ વેદના અસહ્ય થાય છે તે માટે ઉપરના ઉપચારો કરવા. પાશ્ચિમાત્ય વિદ્વાનો આ રોગ ઉપર લગાડવા માટે ગ્લીસરાઇન અને ટંકણ, ટેનિક એસિડ, અને બેલોડોના, કોગળા માટે પરમેંગ્નેટ પોટાસ અને શેક માટે પોસના ડોડાની ભલામણ કરે છે. આ સિવાય નીચે બતાવેલા ઉપાયો આ રોગ ઉપર સારૂં કામ કરે છે. (૧૩) બાવળની છાલના કે ત્રિફળાના કોગળા કરવા. (૧૪) ચનકબાબ અને સાકર દાઢ નીચે ચાવી રસ ગળી જવો. (૧૫) વાંસકપુર, એલચી, જેઠીમધ, સાકર અને ખેરસાર દરેક તાલો ૧ એ સર્વેનું ચૂર્ણ કરી મધમાં ચણીબોર જેવડી ગોળીઓ કરી મોંમાં રાખવી. આ ગોળીથી જીવ્હારોગ, મુખરોગ, તાલુરોગ, ઓષ્ટરોગ, દંતરોગ અને ગળાનો રોગ મટે છે. (૧૬) ખેરની છાલ તોલા ૧૦૦, પાણી તોલા ૮૦૦ લઈ તેનો ઉકાળો કરી અષ્ટમાંશ પાણી રહે ત્યારે તે પાણી ગાળી તેમાં જાયફળ, કપુર, ચીકણી સોપારી, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કસ્તુરી એ સર્વ વસ્તુઓ અકેક તાલો લઇ ચૂર્ણ કરી તે કવાથમાં મેળવી તેની ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી અકેકી ગોળી મોઢામાં રાખવાથી ગળાનો રોગ, મુખપાકરોગ, દંતરોગ, ઓષ્ટરોગ, તાલુરોગ, જીવ્હારોગ વગેરે મટે છે. પેટના રોગને લીધે અગર પારાવાળી દવાના સેવનથી મોઢું આવેલું હોય તો તે માટે સારા વૈદ્યની સલાહથી ઉપાયો કરવા. જે કારણથી મોઢું આવેલું

હોય તેનું કારણ દુર કરવું. હોઠ ફાટી ગયા હોય તો ઘી, દીવેલ, અગર વેસેલાઇન લગાડવું અગર મીણનો મલમ લગાડવો.

**પથ્યાપથ્ય**—આ રોગમાં જેમ બને તેમ હલકો અને પચે તેવો ખોરાક લેવો. દુધ, સાબુચોખાની કાંજી, કણકીને દુધ, મગનું પાણી, ચઢેલો ભાત, જવની કે ઘઉંની થુલી દુધ સાથે લેવી. મગ, જવ, ચોખા, કળથી વગેરે હિતકર છે. (અપથ્ય) ખાટું, તીખું, દહીં, ગોળ, અડદ, રૂક્ષાન્ન, કઠોર અન્ન વગેરે અહિતકર છે.

**વિશેષ ઉપચાર—દંતકૃમિ**-ઇંદ્રિવારણા, કપુર, અફીણ, હીંગ, કાંટાશેળીઓ. **દંતશૂળ**-અંઘેડો, આદુ, કપુર, નાકછીંકણી; **દુઃખતા દાંત માટે**-અકલકરો, લવીંગ, ગુંદી; **દાંત કઠણ થવા માટે**-બદામ, તુવેર, બોરસલી; **દાંત હાલતા હોય તેને માટે**-કાંટાશેળીયો, ગુગળ, રૂમીમસ્તકી, હીરાબોળ; **પિત્તથી ગળામાં દાહ થતો હોય તેને માટે**-જેઠીમધ, ચણોઠીનાં પાંન, આંબળાં, જીરૂ, ચનીકબાલા; **મુખ રોગ માટે**-એલચી, ખરેસાર, અરડુશી, બોરડી, બાવળ, આવળ, જાંબુ, જીરૂ, દાડમ; **મુખપાક**-શંખજીરૂ, ફટકડી, ટંકણ, સોનાગેરૂ, બોરસલી, ભાંગરો; **જીભ શુદ્ધ થવા** માટે—અકલકરો; **જીભના શોષ માટે** દ્રાક્ષ, દાડમ, ખજૂર; **જીભ નીચેનો ભાગ સુજેલો હોય તો**—મરેઠી.

## કર્ણરોગ-કાંનના દરદો.

કાંનમાં દરદો ઘણી જાતનાં થાય છે. તેના મુખ્ય ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. (૧) કાનનો પાક (૨) બેહેરાપણું અને (૩) કાનનો સોજો. **કાનનો પાક**—કાનનો આગલો ભાગ અગર છેક અંદરનો ભાગ પાકે ત્યારે તેમાંથી ઘાટું પરૂ અથવા રસી નીકળે છે. કોઇ વખતે કાંનના સુંવાળા હાડકામાં સડો લાગે છે, તો પરૂ સાથે લોહી પણ નીકળે છે. પ્રથમ કાંનમાં સોજો થાય છે અને પરૂ આવતું થયા પછી દરદ નરમ પડે છે.

**કારણ**—કાંનમાં પવન ભરાવાથી સોજો આવે છે અને તેમાંથી નાની ફોલ્લીઓ થાય છે. નબળાં અને ગડગુમડવાળાં બાળકોને આ દરદ વારંવાર થાય છે. કાનની નળી પાકે છે તેને **નાડીવ્રણ** કહે છે.

**ઉપાય**—(૧) ફલાલીનનો અથવા પોસના ડોડાનો શેક કરવો. (૨) લીંબડાના પાંન અથવા નગોડનાં પાન બાફીને બાંધવાં. (૩) લસણની કળી, ઘોડાવજ, અજમો, સુંઠ અને ઉપલેટ તેલમાં કકડાવી કાંનમાં ટીપાં પાડવાથી કાંનનો દુઃખાવો મટે છે. (૪) ડમરો બાફી તેના પાનના રસનાં ટીપાં પાડવાં. આ પ્રમાણે કરવાથી કાંનની અંદરની ફોલ્લીઓ પાકી જઇને પરૂ નીકળશે. ફુલાવેલી ફટકડી એ વાલ એક શેર ગરમ પાંણીમાં નાંખી કાચની પીચકારીથી સાફ કરીને પછી (૫) જસત તોલો ૦।, શંખજીરૂ તોલો ૧, સિંદુર તોલો ૦। ને ખરલ કરી તેમાંથી કાગળની ભુંગળી બનાવી ફુંકવી અગર (૬) બદામના તેલમાં ભૂકી નાંખી તે તેલનાં ટીપાં કાનમાં પાડવાં આ પ્રમાણે હમેશાં કાંન ધોઇને ઉપર પ્રમાણે ભુકી નાંખવી. નાનાં છોકરાંઓનો કાંન હમેશાં ધોવામાં આવે છે તો પાણી ભરાઇ રહે છે, માટે સળીએ રૂ લગાડી કાંન સાફ કરીને ભૂકી તેલમાં નાંખી તે તેલનાં ટીપાં પાડવાં. (૭) સુંઠ, સિંધવ, દેવદાર અને ઘોડાવજને તેલમાં કકડાવીને તે તેલનાં ટીપાં પાડવાં. આ પ્રમાણે કરતાં પરૂ બંધ ન થાય તો પછી (૮) પંચવલ્કલના ઉકાળાથી અથવા (૯) પરમેંગેનેટ પોટાસથી કાંન ધોઇ સાફ કરીને પછી (૧૦) જસત, સિંદુર, કંપીલો અને શંખજીરાનું ચૂર્ણ કરી તે ભૂકી ઉપર પ્રમાણે કાંનમાં ફુંકવી અગર સુખડ અને બદામના તેલમાં ભૂકી મેળવીને તેલનાં ટીપાં પાડવાં. (૧૧) જાત્યાદિ તેલનાં ટીપાં પાડવાં. (૧૨) લીંબોળીનું તેલ નાંખવું. પાશ્ચિમાત્ય વિદ્વાનો કાંનમાં ફોલ્લી થઇ હોય છે ત્યારે. (૧૩) ટીં૦ આયોડાઇન ફોલ્લી ઉપર લગાડી રૂ દબાવે છે અને ઉપર પોસના ડોડાનો શેક કરવાની ભલામણ કરે છે. આ પ્રમાણે કરતાં કાંન પાકી જાય ત્યારપછી ગરમ પાણીમાં (૧૪)

બોરીકએસીડ નાંખી પીચકારીથી કાંન સાફ કરીને પછી (૧૫) ગ્લી-સરાઇનમાં ટેનીકએસીડ નાંખી તેનાં ટીપાં પાડે છે. આ પ્રમાણે કેટલાક દિવસ કરતાં પરૂ બંધ ન થાય તો પછી ઉપર પ્રમાણે કાંન સાફ કર્યા પછી (૧૬) બોરીકએસીડ ગ્રેન ૧૦, જસત ગ્રેન ૧૦, આયડોફોર્મ ગ્રેન ૧, એ સર્વેનું મિશ્રણ કરી તેમાં લીંટના કપડાની દીવેટ લપેટી તે કાંનમાં મુકે છે અગર ગ્લીસરાઇનમાં તે ભૂકી મેળવી તેનાં ટીપાં કાંનમાં મુકે છે. આથી કાનનું પરૂ ઓછું થઇ જાય છે. (૧૭) આંબો, જાંબુ, મહુડો અને વડના કુમળાં પાન વાટી તેમાં ચોગણું તેલ અને તેલથી ચોગણું પાણી નાખીને તૈયાર કરવું. તે તેલનાં ટીપાં પાડવાં.

**કાંનનો સાજો**—કાંનના બહારનો ભાગ અને ઘણીવાર અંદરનો પડદો અથવા પડધમ સૂજી આવે છે અને પીડા, તાવ વગેરે લક્ષણો થાય છે. આ સોજાથી માથામાં દરદ, કાંનમાં ચસ્કા, તાવ, ઝાડાની કબજીયત, વગેરે ઉપદ્રવો થાય છે. સોજો પાકે ત્યારે કાંનમાંથી પરૂ આવે છે. **કારણ**—ઠંડી હવા જવાથી, ગરમ દવા પાડવાથી, કાનને ખોતરવાથી, સખ્ત મેલ એકઠો થવાથી, કાંનને વાગવાથી, વગેરે કારણોથી સોજો આવે છે. લોહી બગડેલા બાળકોને આ દરદ વધારે જોવામાં આવે છે. **ઉપાય**—(૧) કાંનમાં દરદ થવા માંડે કે તુરત ગરમ પાણીનો અથવા પોસના ડોડાનો શેક કરવો; (૨) કાનમાં ઠંડી હવા ન જાય માટે કાંનમા રૂ રાખવું. (૩) પેટ સાફ થવા માટે મળશુદ્ધિ ચૂર્ણ લેવું. ખોરાક હલકો અને પચે તેવો લેવો. આ દરદમાં તાવ આવે છે માટે (૪) સુદર્શનચૂર્ણની પા પા રૂપીઆભારની ફાકી લેવી અથવા જ્વર પ્રકરણમાં બતાવેલી જ્વરઘ્ન બીજી દવાઓ લેવી; (૫) નગોડ અગર લીંબડાનાં પાન વરાળાયાં કરી બાંધવાં. (૬) અફીણનો કસુંબો અગર અફીણના અર્કના ટીપાં કાંનમાં પાડવાં; કાંનની બહાર પણ સોજો વધારે આવેલો હોય તો (૭) દશાંગલેપ ગરમ કરી ચોપડવો. આ પ્રમાણે કરતાં સોજો ન ઉતરે તો પછી

જળો મુકાવવી. દરદીની શક્તિ જાળવવા માટે શક્તિની દવાઓ આપવી. **કર્ણશોથ**—સંનિપાત રોગમાં જ્યારે કર્ણ સંનિપાત થાય છે ત્યારે કાંનના મૂળમાં મોટો સોજો આવે છે તેને કર્ણમૂળનો સોજો કહે છે. આ સોજો આવ્યા પછી દરદી ઘણું કરી બચતો નથી. આવો સોજો તાવ આવવા પહેલાં કે પછી, અગર તાવ હોય ત્યારે પણ આવે છે. આવો સોજો તાવ પેલાં આવે તો અસાધ્ય, તાવની વખતે આવે તો કષ્ટસાધ્ય, અને પાછળથી આવે તો સાધ્ય ગણાય છે. ઉપાય—(૧) પોખરમૂળ, ચિત્રક, તજ, કાયફળ, ગોળ, ઉપલેટ અને હીરાકસીને આકડાના દુધમાં ખરલ કરી સોજા ઉપર લેપ કરવો. (૨) ધંતુરાનાં બીયાં, રાઇ અને ગોળનો લેપ કરવો (૩) રગતરોહીડો, પીલુની છાલ, મોતીની છીંપ, ભારંગમૂળ,નાની કારેલી, મોરથુથુ, મનસીલ, હીરાકસી, ગંધક, ઉપલેટનો લેપ ગરમ કરીને ચોપડવો. (૩) જળો વારંવાર લગાડી લોહી કઢાવી લીંબડાના પાન વરાળીયાં કરી બાંધવાં, (૪) ઘોડાવજ, રતાંજલી, સુંઠ, એળીઓ, રેવંચીનો શીરો અને દેશી સાબુ સમભાગે લઇ તેનો પાણીમાં લેપ ગરમ કરી ચોપડવો.

**બેહેરાપણું**—કાંન પાકવાથી, કાંનમાં સોજો આવવાથી, કે મેલ ભરાવાથી બેહેરાપણું આવે છે. કાનમાં પાણી જવું, કાંન ખોતરવો, કાનમાં ઠંડી હવા જવી, ભેજવાળી જગ્યામાં સુવું વગેરે કારણોથી કાંનમાં સોજો આવીને આ રોગ થાય છે. સાંભળવાના તંતુઓ નબળા પડવાથી પણ આ રોગ થાયછે. **ઉપાય**—(૧) ગોમૂત્રમાં બીલાનો કવાથ કરી ચતુર્થાંશ ગોમૂત્ર રહે એટલે બકરીનું દુધ અને તેલ નાંખી તે, તેલ પકવી તેનાં ટીપાં કાંનમાં નાંખવાં. (૨) લસણ, ઘોડાવજ, બોડી અજમો, વછનાગ અને સુંઠને તેલમાં કકડાવી તે, તેલનાં ટીપાં નાંખવાં. (૩) નગોડ, જુઇનાં પાન, આકડો, ભાંગરો, લસણ, કેળ, કપાસ, સરગવો, તુલસી, આદું અને કારેલાના રસમાં તલનું તેલ નાંખી સિદ્ધ કરવું, તે, તેલનાં ટીપાં નાંખવાથી બેહેરાપણું, કર્ણનાદ, કાનના કરમીયાં, સણકા અને પરુનો નાશ થાય છે. (૪) નાગર-

મોથ, સુંઠ, સિંધવ, લીંડીપીપર, હીંગ, ઘોડાવજ અને લસણના કલ્કમાં તલનું તેલ નાંખી તેમાં આકડાનો અને ખાખરાનો રસ નાંખી તેલ સિદ્ધ કરવું. તેનાં ટીપાં નાંખવાથી બહેરાપણું, પરૂ, કર્ણનાદ, કાનના ચસકા મટે છે. **કાંનનો મેલ**–ઘણીવાર કાંનમાં મેલ ભરાવાથી કાંનમાં ઘણું દરદ થાય છે. કાનનો માર્ગ પૂરાઈ જવાથી બરાબર સંભળાતું નથી. મોઢું ઉઘાડવા વાસવાથી કાંનમાં ખટાક જેવો અવાજ થાય છે. કાંન ઉંચો કરી જોવાથી મેલનો ડુચો માલમ પડે છે. **ઉપાય**—(૧) મેલ કાઢવાનો સૌથી સારો ઉપાય એ છે કે રાત્રે સૂતિ વખતે કાંનમાં મીઠું તેલ, ધૂપેલ અને બદામનાં તેલનાં ટીપાં નાંખવાં અને સવારમાં ગરમ પાણીની પીચકારી મારવી. કાન ખોતરવાથી ઘણું નુકશાન થાય છે, માટે કાંન ખોતરવો નહિ. (૨) કાંનમાં કાંઈ ચીજ, વસ્તુ કે જંતુ જવાથી દરદ થાય તો, તે કાઢવા માટે હથીઆર કે સળી કાનમાં ન નાંખતાં ઉપર બતાવ્યા પ્રમાણે પીચકારી મારવી અને તેલનાં ટીપાં નાંખવાં. (૩) જંતુ ગયા પછી પણ તલનું તેલ અગર બદામનું તેલ નાંખવું જેથી જંતુ મરી જશે, પછી પીચકારી મારવાથી પાણીના જોરથી ધોવાઇને બહાર નીકળી જશે. કાંનની અંદરના કેટલાક દરદો એવાં છે કે જેમાં સારા વૈદ્યની સલાહ લેવી.



## નાકના દરદો.

આર્ય વૈદ્યકશાસ્ત્રમાં નાકના ૩૪ રોગો બતાવેલા છે. (૧) પીનસ (૨) પૂતિનાસ (૩) પુયરક્ત (૪) ક્ષવથુ ( વારંવાર છીંકો આવવી તે ) (૫) ભ્રંશથુ ( છીંકો નહિ આવવી તે ) (૬) દીપ્ત ( નાકનું બળવું) (૭) પ્રતિનાહ (૮) નાસાસ્રાવ (૯) નાસાશોષ (૧૦) નાસાપાક; ૧૧ થી ૧૫ વાત, પિત્ત, કફ, સંનિપાત અને રક્તજ છે; એ પ્રમાણે પાંચ પ્રકારના પ્રતિશાય ( સળેખમ ) છે. સાત પ્રકારના અર્બુદ, ચાર પ્રકારના અર્શ અને ચાર પ્રકારનાં રક્તપિત્ત સોજો વગેરે.

**કારણ અને લક્ષણ**—બહુ ભાષણ કરવાથી, અતિ નિદ્રાથી, અતિ જાગરણ કરવાથી, નિર્વાતિક અને ઉચાં એવાં ઉપધાન કરવાથી, ખરાબ પાણી પીવાથી, જળક્રીડા કરવાથી, ઉલટી અને રડવાનો નિગ્રહ કરવાથી, વાતપ્રધાન દોષો કોપ પામી નાકના દરદોને ઉત્પન્ન કરે છે. નાકના ઘણા પ્રકારના દરદો થાય છે; જેમકે વાસ પારખવાની શક્તિનો નાશ, નાક પાકી જવું અને તેમાંથી લોહી મિશ્રિત પરૂનું વહેવું, મોટા અવાજ સાથે છીંકો, પ્રતિશ્યાય એટલે સળેખમ, પીનસ, નસકોરી ફુટવી, નાકમાં બળતરા, નાક સુકું પડવાથી શ્વાસનું રોકાવું, નાડીવ્રણ, નાકના મસા, વગેરે નાકનાં ઘણા દરદો મગજ સાથે સંબંધ ધરાવે છે; જેમકે માથાનો કફ નાકમાં ઉતરે છે, તેમજ મગજનું લોહી નાકવાટે બહાર આવે છે. મગજની સાથે સંબંધવાળા દરદોમાં મગજના ઉપાયો કરવાથી નાકના દરદોની શાંતિ થાય છે.

**ઉપાય-પીનસ**—કફવાયુના કોપે કરી માણસનું નાક સૂકાયા જેવું થઇ, કોરૂં પડી ફરી નીતરે છે અને બંધ થાય છે. સુગંધી અને દુર્ગંધી જણાતી નથી, સળેખમના ઘણાખરા લક્ષણો હોય છે તેને પીનસ રોગ કહે છે–ઉપાય (૧) દહીંમાં મરીની ભુકી નાંખીને દહીં લેવું. (૨) ઘી સાથે ઘઉંનું અન્ન લેવું. (૩) કાયફળ, પોખરમૂળ કાકડાશીંગી, સુંઠ, મરી, પીપર, ધમાસો અને અજમો, તેના ચૂર્ણમાં અથવા ક્વાથમાં આદાનોરસ મેળવી પીવાથી પીનસ રોગ સાથેનો કફ અને શ્વાસ મટે છે. (૪) અજમાની બીડી કાગળની કરી તેનો ધુમાડો નાકમાં લેવાથી મટે છે. (૫) મરી, દહીં અને ગોળનું પીનસના દરદીએ સેવન કરવું. એ ત્રણ ચીજોની મેળવણીવાળાં પદાર્થો ખાવાથી નાકના તમામ દરદોમાં સારો ગુણ આપે છે, માટે શરદી, પીનસ, વગેરે નાકના દરદોમાં આ ત્રણ વસ્તુનું સેવન કરવું. (૬) નાકછીંકણી, તંબાકુની છીંકણી, વગેરે છીંકો લાવનાર પદાર્થોનું નશ્ય લેવાથી પીનસ તથા શરદીનો કફ ઝરી નીકળી જાય છે. (૭) એરંડીયું વારંવાર નાકે સુંઘવું; **પૂતિનાસ**—ગળામાં અને તાળવામાં દુષ્ટ થયેલા

દોષો સાથે વાયુ મિશ્રિત થઇ નાક અને મોં વાટે દુર્ગંધયુક્ત કફ બહાર નીકળે છે, તેને પૂતિનાસ કહે છે. **ઉપાય**—(૧) વ્યાઘ્રિ તેલનાં ટીપાં પાડવાં અગર સુંઘવું. (બનાવટ) રીંગણી, દંતીમૂળ, વજ, સરગવાની છાલ, તુલસીનાં પાન, રાસ્ના, સુંઠ, મરી, લીંડીપીંપર અને સિંધવ સમભાગે લઇ તેનો કલ્ક કરી તેનાથી ચારગણું તલનું તેલ અને તેલથી ચારગણું પાણી નાંખી ઉકાળવું; તેલ બાકી રહે ત્યારે ગળી તેલનાં ટીપાં નાકમાં પાડવાં અગર સુંઘવું. **નાસાપાકમાં**—નાકમાં પિત્ત દુષ્ટ થઈ વ્રણ કરે છે, અંદર પાકે છે અને તેમાંથી દુર્ગંધીયુક્ત લીંટ નીકળે છે. **ઉપાય**—(૧) રાળ, અરજુન સાદડ, ઉંબરો, અને કડાની છાલનો કવાથ કરી નાકને ધોવું અને તેના કવાથ અને કલ્કથી સિદ્ધ કરેલું ઘી સુંઘવું અને તેનાં ટીપાં નાકમાં નાંખવાં. **પૂય રક્તમાં**-માથામાં વાગવાથી અગર વાતાદિ દોષ કુપિત થઇ નાકમાંથી પરૂની સાથે લોહી પડે છે. ઉપાય-(૧) જેઠીમધ, ઉપલેટ, ભાંગરો અને આંબાહળદરને ઘીમાં કકડાવી તે ઘીનું નસ્ય લેવું. (૨) શંખજીરૂ ઝીણું કરી સુંઘવું. (૩) બદામ ઘીમાં કકડાવી તે ઘીનાં ટીપાં પાડવાં. **નાસા પરિશોષમાં**—પિત્તને લીધે નાકનું દ્વાર તપી જવાથી શ્વાસ બરાબર લઇ શકાતો નથી. ઉપાય—(૧) સાકર નાંખી દુધ પીવું. (૨) નાગકેસર બએ આનીભાર દુધ સાથે લેવું. **નસકોરી ફુટવી** નાકમાંથી લોહી પડતું હોય તો—(૧) ઠંડુ પાણી માથા ઉપર તથા નાક ઉપર ખુબ રેડવું; અથવા માથા ઉપર ઠંડા પાણીમાં કપડું બોળીને મૂકવું. કાળી માટી ઠંડા પાણીમાં પલાળી માથા ઉપર મુકવી (૨) આંબળાં શેર ૦। અને જીરૂં શેર ૦। ને ખાંડી ચાળી તેને ગુલાબજળમાં અગર સુરાખારના પાણીમાં પલાળી માથા ઉપરથી વાળ કઢાવીને ચોપડવું અને તેના ઉપર ગુલાબજળમાં ભીજવેલું કપડું મુકવું. આ થેપલી માથા ઉપરની સુકાવા દેવી નહીં. આ પ્રમાણે કરવાથી નાકમાંથી પડતું લોહી બંધ થાય છે. (૩) શંખજીરૂ અને તવખીર બંનેને એક કરી તેની ભૂકી સુંઘાડવી. (૪) ફટકડી અથવા માયાની ભૂકી નાકમાં

દાબવી અગર સુંઘાડવી. [૫] મુલતાની માટીનું બારીક ચૂર્ણ સુંઘાડવું. [૬] મેંદીના પાનની થેપલી માથા ઉપર મુકવી. [૭] દાડમના ફુલનો રસ અથવા ધરોના રસનાં ટીપાં નાકમાં નાંખવાં.

## પ્રતીશ્યાય-સળેખમ.

સળેખમના શરદી, જુકામ, શ્લેષ્મ વગેરે જુદા જુદા નામો છે. કારણ–ઘણે ભાગે હવાપાણીના ફેરફારથી સળેખમ થાય છે. સળેખમ શરદીથી થાય છે અને શરદી પાણીના ફેરફારથી, નવું અનાજ ખાવાથી, બહુ શરદ હવામાં રહેવાથી, રસાજીર્ણથી, ભેજવાળી અને છોબંધ જગા ઉપર સુવાથી, વગેરે કારણોથી થઇ આવે છે. કેટલાકને આ રોગ વારંવાર થાય છે ને દબાય છે. આ દરદમાં ઉપરના કારણોથી નાકની અંદરના પડમાં સોજો થાય છે. મીઠાં, ભારે, ચીકણાં અને બહુ પ્રવાહી પદાર્થો ખાવાથી, દહીં ખાવાથી, દિવસે નિદ્રા કરવાથી, કસરત નહિ કરવાથી વગેરે કારણોથી કફ વધે છે. **લક્ષણ**–સળેખમનો અનુભવ નહિ હોય એવાં કોઇ માણસો હશે નહિ. શરૂઆતમાં નાક સુકું પડી એકદમ ઉપરા ઉપરી છીંકો, બેચેની, હાથ પગમાં કળતર, માથામાં ભાર, કમ્મરમાં દરદ, દમ લેવામાં અડચણ અને તેથી પણ વધારે સ્પષ્ટ લક્ષણોમાં ગળામાં દાહ, નાકમાં બળતરા, નાક તથા આંખોમાંથી પાણી ઝરે, કંઠ બેસી જાય, જીભ ઉપર સફેદ છારી, નાકમાં ખજવાળ, થોડો તાવ, અગ્નિની મંદતા અને અને ઝાડાની કબજીયત થાય. ઉપાય–સળેખમનું દરદ સાધારણ સમજીને લોકો વૈદ્ય કે દાક્તર પાસે જતા નથી અને સાધારણ રીતે પોતાની મેળે ઉપાય કરી લે છે. આ દરદ કેટલીક વખતે એવું ગંભીર સ્વરૂપ પકડે છે કે તેમાંથી કફનો રોગ, ન્યુમોનીયા, ખાંસી અને ક્ષય જેવા ભયંકર રોગો સળેખમમાંથી થઇ આવે છે, માટે આ દરદની ઉપેક્ષા કરવી નહિ. [૧] પેટ સાફ લાવનારી દવા લેવી. [૨] સુંઠના કવાથમાં એરંડીયું બે તોલા લેવું. [૩] દુધમાં ફુદેનો,

તજ, એલચી અને ગરમ મસાલો નાખી દુધ લેવું. [૪] મગનું ઓસામણ અથવા સાબુચોખાની કાંજી દુધમાં લેવી. [૫] સળેખમમાં કફનો ઉપાડ થયો હોય તો છાતીએ અજમાનું તેલ અથવા ટરપેન્ટાઇન લગાડી પોસના ડોડાનો શેક કરવો. આ પ્રમાણે ઉપાય કરતાં શાંત ન પડે તો બીજા ઉપાયો કરવા. [૫] અરડુશીનો સ્વરસ કહાડી મધ નાખી પીવો. [૬] આંબળાં, સુંઠ, મરી અને પીંપરનું ચૂર્ણ મધ અગર ઘીમાં લેવું. [૭] અફીણનો કસુંબો કાઢી ઉનો કરી નાક ઉપર ચોપડવો. [૮] સુંઠ, તજ અને મરીનો ઉકાળો રાત્રે લેવો. [૯] સિતોપલાદિ ચૂર્ણ મધમાં ચાટવું. (૧૦) સુંઠ અને તજનો લેપ માથે કરવો; (૧૧) લીલી ચાહ, તજ અને આદાનો ઉકાળો કરી પીવો. (૧૨) અજમાની પોટલી કરીને સુંઘવી. સળેખમ ઘણા દિવસ જારી રહે તો નીચેના ઉપાયો કરવા. વાસાવલેહ, હરિતકી અવલેહ, લવંગાદિવટી, સુદર્શનચૂર્ણ. સળેખમમાં (૧૩) યુકેલીપ્ટસ ઓઇલ સુંઘવાથી આરામ રહે છે. માથા ઉપર (૧૪) જાયફળનો દુધમાં ઘસી લેપ કરવો; (૧૫) એરંડીયું ઉંનું કરી માથા ઉપર ઘસવું. આ દરદમાં ન્યુમોનીયા જેવાં ભયંકર દરદો થાય છે માટે જે જે ઉપદ્રવો માલુમ પડે તે ઉપર વિચાર કરી ઔષધ યોજના કરવી. **નાકનાં બીજાં દરદો** જેવાં કે નાકના અર્શ,, નાકનાં વ્રણો, નાસુર વગેરે ઘણાં ગંભીર દરદો થાય છે, તેને માટે સારા વૈદ્ય દાકતરોની સલાહથી ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—હલકો અને પચે તેવો ખોરાક લેવો.

---

## શિરો રોગ—માથાનું દરદ.

આર્ય વૈદ્યકશાસ્ત્રમાં શિરોરોગના ૧૧ પ્રકાર બતાવ્યા છે. વાત, પિત્ત, કફ, ત્રિદોષ, રક્તજ, ક્ષયજ, કૃમિજન્ય, સૂર્યાવર્ત, અનંતવાત (ઝામર), અર્ધાવભેદક (આદાશીશી) અને શંખક.

**કારણ અને લક્ષણ**—અતિ જાગરણ, અતિ નિદ્રા, જળક્રીડા, તાપ, ધુંણી, વાયુનો નિગ્રહ, મળમૂત્રનો અટકાવ, કૃમિ, ( કરમીયાંથી ) ઘણા વખત સુધી એકી નજરે જોવું, ખરાબ ગંધ, ખરાબ અન્ન, ઉંચા સ્વરથી ભાષણ, વગેરે કારણો મસ્તક રોગના છે. માથાનાં દરદ થવાના બીજા અનેક કારણો છે, અને તે દરેક કારણ ઓળખ્યા કે સમજ્યા વિના માંથાના દરદનો ઉપાય કરી શકાતો નથી. માથાના દરદનો સંબંધ નીચેના સ્થળો સાથે છે. અમાશય ( હોજરી ), યકૃત ( લીવર ), પકવાશય ( આંતરડા ), મજ્જાતંતુઓ અને મગજ.

**ઉપાય—વાયુથી** માથું દુઃખતું હોય તો (૧) એરંડાના મૂળ, ઉપલેટ અને સુંઠ છાશમાં વાટી ગરમ કરી માથે લેપ કરવો. (૨) ઘોડાવજ, તજ, સુંઠ અને મરીનો લેપ ઉંનો કરી માથે ચોપડવો. **પિત્તથી**—(૧) ટંકુ પાણી માથા ઉપર રેડવું અગર (૨) વિરણનો વાળો, કપુર, કપુરકાચલી, ચંદન અને રતાંજલીનો લેપ ગુલાબજળમાં કરી માથા ઉપર ચોપડવો. **કફથી**—(૧) નાગરમોથ, તગર, રેણુકબીજ, ઘોડાવજ એલચી, દેવદાર, જટામાંસી અને એરંડાના મૂળનો લેપ ગરમ કરી ચોપડવો. (૨) કાયફળ, ઉપલેટ, ઘોડાવજ અરડુશીની છાલનો લેપ ઉંનો કરી માથા ઉપર ચોપડવો. **સંનિપાતથી**—(૧) મીંઢળ, નાક છીંકણીનાં પાંન અને વડનાં બીયાંનું બારીક ચૂર્ણ કરી સુંઘાડવું **રક્તજથી**—( લોહીના જમાવથી અગર મસ્તકની અગર મસ્તકની શીરામાંથી લોહી પડવાથી )—(૧) કાળી માટી ટાંકાના પાણીમાં પલાળી માથે થેપલી કરવી. (૨) સો વખત ધોયેલું ઘી માથા ઉપર ઘસવું. (૩) આંબળાં અને જીરાનો લેપ કરવો. (૪) સુંઠના કલ્કમાં દુધ નાંખી તેનું નસ્ય કરવું. (૫) કમળ અને રાસ્નાનો લેપ કરવો. (૬) ઉંબરાના ફળને ઘી સાકરમાં મેળવી તેનું સેવન કરવું. **કૃમિથી** માથામાં ભાલા મારવા જેવી પીડા થાય છે અને મગજ કીડા ફોલીખાતાં હોય એમ લાગે છે અને નાકમાંથી લોહી, પરૂ અને કીડા પડે છે.

ઉપાય—(૧) સુંઠ, મરી, પીંપર, સરગવાની છાલ, કણજીની

છાલ એ સર્વેના ચૂર્ણને બકરીના મૂત્રમાં વાટી તેનું નસ્ય આપવું. (૨) કડવા લીંબડાનાં પાન અને મરી વાટી તેનાં ટીપાં નાકમાં નાંખવાં. (૩) કાંટાશેળીઆનાં પાંદડાનો રસ ઘીમાં કકડાવી તેનાં ટીપાં નાકમાં પાડવાં. (૪) કુકડવેલના પાનના રસનું નસ્ય આપવું અગર તે પાનનું ચૂર્ણ કરી સુંઘવું એટલે તમામ કૃમિ બહાર પડી જશે. વાઘરી લોકો કુકડવેલના પાંદડાનો રસ નાકમાં પાડી માથામાંથી જીવડાં કહાડે છે. **સૂર્યાવર્તમાં** સૂર્યનો ઉદય થયાની સાથે ધીમે ધીમે કપાળનો દુઃખાવો શરૂ થાય છે. જેમ જેમ સૂર્ય ચઢતો જાય તેમ તેમ માથામાં શૂળો, આંખોમાં વેદના અને ભ્રમરો તુટી પડતી હોય એમ થાય છે અને સૂર્ય નમ્યા પછી તે દરદ ઓછું થાય છે. ઉપાય–(૧) દશમૂળના ક્વાથમાં ઘી અને સિંધવ નાખી તે ક્વાથ પીવો. (૨) ગોળમાં ઘી મેળવી લેવું અને તલને દુધમાં વાટી માથે લેપ કરવો. (૩) નારાયણતેલનાં ટીપાં મુકવાથી મટે છે. (૪) બદામ ઘીમાં કકડાવી, તે ઘીનાં ટીપાં મુકવાં. (૫) ચુનો અને નવસાર એકઠો કરી સુંઘાડવાં. (૬) બદામનાં બી, પસ્તાં, ચારોળી, દુધનો માવો અને ઘી સાકર મેળવી તેનો આથો કરી, તેમાંથી દરરોજ સવારે ચાર વાગે ઉઠી દાતણ પાણી કરી અધોળ ભાર ખાઇને સૂઈ જવું. **અનંતવાતમાં** (ઝામર) ત્રણે દોષો કોપ પામી ગળાની પાછલી શિરાને પકડી આંખો અને ભ્રમરોમાં તીવ્ર વેદના કરે છે. આ રોગથી આંખોને નુકશાન થાય છે. આપણા લોકોમાં કહેવત છે કે ઝામરવા આંખે ઉતરે તો આંખો જાય અને દાંતે ઉતરે તો દાંત પડી જાય. **આ ઝામરવાનો** વ્યાધિ ભયંકર છે.

ઉપાય—સૂર્યાવર્તની તમામ દવાઓ લાગુ પડે છે. વિશેષમાં (૧) અનંતના ઝાડનું મૂળ ઉત્તર દિશાએ ઉભા રહી કહાડી તે મૂળને પાણીમાં ઘસી માથે લેપ કરવો અને તાળવા ઉપર ચોળતા રહેવું. તે મૂળનો કકડો દોરે વીંટી ગળે બાંધવો અને દશદશ ઘસરકા પાણીમાં ઘસી પીવા. (૨) *ગલકીના એક શેર પાનના રસમાં ઘઉં-

* ૧ સિદ્ધ ભેષજ મણિમાલા.

નો લોટ બંધાય તેટલો મેળવી, તેમાં ગાયના ઘીનું મોણ નાખીને ખાખરો બાંધી લોઢાની તવેતી ઉપર બરાબર શેકીને પછી તેનું ચુરમું કરવું. તે ચુરમામાં ગાયનું ઘી, સાકર† ગોદંતિ ભસ્મ તોલો ૧ નાંખી અધોળ અધોળના મોદક કરવા. સવારમાં ચાર વાગે ઉઠી દાતણપાણી કરી મોદક ખાઇને ઉંધુ માથું રાખી સૂઇ જવું. આ પ્રમાણે મોદકનું સેવન કરવાથી અનંતવાત એટલે ઝામરવા મટે છે. આ અકસીર ઈલાજ છે. **અર્ધાવભેદક**-(આધાશીશી)માં રૂક્ષાન્ન, અતિ ભક્ષણ, મળમૂત્રનો અટકાવ, વ્યાયામ વગેરે કારણોથી કોપ પામેલો વાયુ અગર કફ સાથેનો વાયુ અરધું મસ્તક પકડી ગળાની શિરા, ભ્રમરો, આંખ, કાન, ડોળા, કપાળ એ સર્વેની એક બાજુ પકડી કુહાડીના ઘાની પેઠે વેદના કરે છે. **ઉપાય**-(૧) ચુનો અને નવસાર મેળવી સુંઘવું અગર લમણા ઉપર ચોપડવું. (૨) સુંઠ અને અરીણ પાણીમાં ઘસી તેનો લેપ ઉનો કરી ચોપડવો. (૩) મરીને સરગવાના રસમાં વાટી લેપ કરવો. (૪) અગથીયાના પાન અગર ફુલનો રસ દુઃખાવા ઉપર ચોપડવો અને નાકમાં બે ટીપાં નાંખવાં. (૫) કેસર અને ઘીનું નસ્ય આપવું. આ સાથે મગજ તર થવા માટે પ્રથમ બતાવ્યા પ્રમાણે બદામ વગેરેનો આથો કરી સવારમાં ખાવો. કેટલીક વખતે સળેખમને લીધે મગજ ખાલી પડી જવાથી પણ આધાશીશી ચઢે છે, તેમ ચોથીઓ તાવ, એકાંતરીઓ તાવ, વગેરે તાવ ગયા પછી પણ આધાશીશી ચઢે છે, માટે તે બાબતનો સંપૂર્ણ વિચાર કરી જે જે કારણો મળી આવે તે તે કારણો ધ્યાનમાં લઈ તેના ઉપાયો કરવા. (૬) બદામનો શીરો માવા સાથે કરાવી ખાવો. (૭) રાસ્ના, સુંઠ, વાવડીંગ, એરંડાના મૂળ, ત્રિફળા, દશમૂળ અને હરડેનો ક્વાથ આપવો. તે આધાશીશી, અર્દિતવાયુ વગેરેને મટાડે છે, (૮) આધાશીશી જે બાજુ તરફ ચઢતી હોય તે બાજુ તરફની ભ્રમરને અડાયા છાંણાની રાખ આંગળીથી લઇ તેના ઉપર ફેરવીને ભ્રમર ચ-

---

† આ ભસ્મ ન નાંખે તો પણ ચાલે.

પટીથી પકડવી. આ પ્રમાણે ત્રણ વખત ધન્વંતરિ ભગવાનનું સ્મરણ કરી કરવું એથી આધાશીશી મટી જાય છે. (૯) તજનો અર્ક, અજમાનો અર્ક અને એલચીનો અર્ક લગાડવો. (૧૦) દુઃખાવો બહુ થતો હોય તો પોસના ડોડાનો શેક કરવો. પાશ્ચિમાત્ય વિદ્વાનો આ રોગમાં એમોન્યા સુંઘાડે છે અને ક્વીનાઇન અને ફેનાસીટીન આપે છે. પેટ સાફ થાય અને પાચન થાય તેવા ઉપાયો લેવા.

**શંખકમાં**—પિત્ત તથા રક્ત દુષ્ટ થઈ આંખો ઉપર ભયંકર સોજો થાય છે, તેથી સણકા ઘણા આવે છે, બળતરા થાય છે અને સોજો વધીને ગળા સુધી આવે છે. (૧) દારૂહળદર, મજીઠ અને પદ્મકાષ્ટનો લેપ કરવો. (૨) દશાંગલેપ સોજા ઉપર ચોપડવો. (૩) આદાનો રસ, લીંડીપીંપર, ગોળ અને સિંધવ પાણીમાં ઘસીને નસ્ય આપવું. **ક્ષયજમાં**—(૧) દુધમાં બદામની ખીર કરી આપવી. (૨) ગોળ, ઘી, માવો અને બદામનો શીરો કરી આપવો. (૩) માથા ઉપર બદામના તેલનું માલીસ કરવું અને તેના નાકમાં ટીપાં પાડવાં.

## નેત્રરોગ–આંખના દરદો.

આર્ય વૈદ્યકશાસ્ત્રમાં નેત્રરોગના ૭૮ પ્રકાર છે.

કારણ અને લક્ષણ—શરીર તપ્યા છતાં ટાઢા પાણીથી સ્નાન કરવું. દૂર દૃષ્ટિ કરી જોવું, વખતસર નહિ ઉંઘવાથી, ધૂળ, ધૂમાડો અને પરસેવાનો આંખોએ સ્પર્શ થવો, ઉલટી રોકવાથી, અતિ ઉલટી થવાથી, મળમૂત્ર અને અપાન વાયુનો વેગ રોકવાથી, રડવાથી, તાપ, ક્રોધ, અને માથાકુટ કરવાથી, અતિ મદ્યપાનથી, દરેક ઋતુમાં જે પ્રમાણે નિયમો પાળવાના બતાવ્યા છે તે પ્રમાણે વર્તન નહિ રાખવાથી, અભિઘાત, અતિ મૈથુન, આંસુ રોકવાથી, અતિ સૂક્ષ્મ પદાર્થો નિરંતર જોવાથી વગેરે કારણોથી નેત્રરોગ થાય છે.

(૧) અભિષ્યંદ ( આંખ ઉઠવી )—આંખની અંદરની ત્વચા ક્ષોભ પામી લાલ થાય છે અને દાહ, વેદના અને સ્રાવ થાય છે,

અને તે વધારે જોરમાં આવે છે તો અંદરથી પરૂ પાચ નીકળે છે. તેનો તરત ઉપાય ન થાય તો તેમાંથી ફુલ્લાં પડે છે. આંખ ઉઠે કે તુરત તેનો ઉપાય કરવો.

**ઉપાય**—(૧) રસવંતી તોલો ૦ા, ફટકડી તોલો ૦ા, અફીણ એ આનીભારને લીંબુના રસમાં ઘુંટી આંખની આગળ પાછળ ચોપડવો. (૨) જીરૂ તોલો ૦ા, આંબાહળદર તોલો ૦ા, રસવંતી તોલો ૦ા અને અફીણ એ આનીભાર, એ સર્વેનું ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી તેનો ઉપટો આંખની આગળ પાછળ ચોપડવો. (૩) ગુલાબજળનાં પોતાં મુકવાં. (૪) એખરો તોલો ૦ાા વાટી દુધમાં પલાળી તેમાં રૂનાં પેલ બોળીનો આંખ ઉપર મુકીને પાટો બાંધવો. માથે ગરમી ચઢી જવાથી તેમ ઝાડાની કબજીયતથી આંખોમાં સણકા થાય છે માટે (૫) મેદીનાં પાંન પાણીમાં વાટીને તેની થેપલી માથા ઉપર મુકવી અને ઝાડો સાફ લાવવાની દવા લેવી. નીચે લખેલી દવાઓનાં ટીપાં આંખની રાતાશ ઓછી કરીને સોજો ઉતારે છે. (૬) મોરથુથુ એક રતી અને પાણી તોલા ૩ ને એક કરી તેનાં ટીપાં નાંખવા. (૭) ફટકડી એક રતી અને પાણી તો. ૧ને એક કરી તેનાં ટીપાં નાંખવાં. (૮) જસતનાં ફુલ એક રતીને ગુલાબજળમાં મેળપી ટીપાં નાંખવાં. આ સાથે (૯) કપુર હળદર, લોધર, ફટકડી, કડવા લીંબડાનાં બીયાં અને અફીણ, મેંદીના રસમાં ખરલ કરી લેપ કરવો. આંખોની ગરમી ઓછી કરવા માટે. (૧૦) અરડુશી, હરીતકી, વજ, હળદર અને સુંઠનો કવાથ પીવો. રક્તશ્રાવ તથા કફનો નાશ કરે છે અને આંખોને હિતકારક છે. ઉપર પ્રમાણે ઉપાયો કર્યા છતાં આંખની રતાશ ઓછી ન થાય તો (૧૧) ચીમેડાને ફોલી અંદરના બીજને તડકે થોડીવાર રહેવા દઇ તેમાં અરધી રતી મીઠું મેળવી થાળી ઉપર વાડકીથી ખુબ વાટી તેનું ભરણુ આંખોમાં ભરવું. આથી આંખોની રાતાશ ઓછી થઈ દુઃખાવો ઓછો થાય છે. આ પ્રમાણે ત્રણ દિવસ ભરણુ ભરવાં. ભરણુ બપોરે ભર્યા પછી સાંજરે ઘીમાં બોળેલાં રૂના પોતાં આંખ

ઉપર બાંધવાં. **આંખોમાં ખીલ** પડયા હોય અને તેને લીધે આંખોમાં રાતાશ જણાય અને અંદર શૂળો ઘોંચ્યા જેવી તીવ્રવેદના થતી હોય તો (૧૨) જસતનાં ફુલ ૧ ભાગ અને ફટકડી ૪ ભાગને ખરલ કરી તેની ભૂકી બનાવી તેમાંથી અકેક રતી એક તોલા પાણીમાં નાંખી તેના ટીપાં નાંખવાં. આથી આવેલી આંખો, ખીલ, પીયા અને રાતાશ મટે છે. (૧૩) ત્રિફળાના ક્વાથનાં ટીપાં નાંખવા (૧૪) હળદર, ફટકડી અને અફીણને તાંબાની કથરોટમાં નાંખી તેને લીંબુના રસમાં ખરલ કરી તેનો લેપ કરવો. આંખોમાં **શૂળ આવતું હોય તો** (૧૫) પોસના ડોડાનો શેક કરવો. (૧૬) લીંબડાનાં પાંન વરાળીયાં કરી બાંધવાં. શેક ઘણું કરીને દિવસે કરવો. દરદ ઘણું થતું હોય તો રાત્રે પણ કરવો. આંખ બહુ આવી હોય, પરૂ નીકળતું હોય અને પોપચાં સુજી ગયાં હોય તેઃ પ્રથમ બતાવ્યા પ્રમાણે ચીમડોનું ભરણુ ભરાવવું અને તેથી પણ આરામ ન થાય તો પછી (૧૭) સીલ્વર નાંઇટ્રેટનાં ટીપાં નાંખવાં. સીલ્વર નાઇટ્રેટ ૧ થી ૩ ગ્રેન અને પાણી ૧ ઔંસ. બહુ પરૂને લીધે પોપચાં બીડાઇ ચોંટી જાય તો ફટકડીના ગરમ પાણીની પીચકારીનો ઉપયોગ કરવો અગર આંખો ધોવા માટે કાચનો પ્યાલો આવે છે તેમાં પાણી ભરી આંખે લગાડવાથી આંખો ધોવાઇને તમામ પરૂ બહાર નીકળી જાય છે. આંખનાં પોપચાં રાત્રે ન ચોટી જાય માટે એરંડીયું અગર સાદો મલમ લગાડવો.

**ખીલ**—પાંપણની અંદર રાતા અને સાબુચોખા જેવા દાણાદાર નાના ધોળા દાણા થાય છે તેને ખીલ કહે છે. પાંપણ ઉથલાવી જોતાં ઘણીવાર તે ખીલ જણાય છે. આખ ઉઠે છે ત્યારે પણ તેવા દાણા જણાય છે.

લક્ષણ—ખીલમાં પણ આંખ આવવાનાં કેટલાંક ચિન્હો જણાય છે. આંખ લાલ થઈ સુજી આવે છે, પાણી ઝરે છે, અજવાળું સહન થતું નથી, આંખમાં કાંકરી જેવું ખુંચે છે અને ખટકો થાય છે.

ખીલ જુના થાય તેમ આંખ વારંવાર દુઃખવા આવે છે. ખીલ ડોળા સાથે વારંવાર ઘસાવાથી ડોળો ઝાંખો પડે છે, દૃષ્ટિ મંદ પડે છે, પાંપણ અંદર વળી જાય છે, ઝાંખ વધતી જાય છે. **ઉપાય**—આંખ ઉઠવાના તમામ ઉપાયો લાગુ પડે છે. ખીલનાં સખ્ત ચિન્હોમાં (૧) મોરથુથાની સળી ફેરવવી. (બનાવટ) મોરથુથુ તોલો ૧ ને લીંબુના રસથી ૨૧ દિવસ ઘુટીને સળીઓ કરી તડકે સુકવવી. (૨) ફટકડીની સળીઓ પણ સારૂં કામ કરે છે, તેની બનાવટ ઉપર પ્રમાણે (૩) કોડીખારે પાણીમાં ઓગાળી તેનાં ટીપાં નાંખવાં. મોરથુથુના ટીપાં પાડવા. મોરથુથુ લગાડ્યા પછી એરંડીયું તથા ઘી લગાડવું. (૪) કાસાંજણ આંજવાથી સારો ફાયદો થાયછે. પાશ્ચિમાત્ય વિદ્વાનો (૫) ખીલ ઉપર આટ્રોપીન સારૂં ગણે છે. ફુલું-(શુક્ર)-આંખોમાં ફુલ પડે છે તે ઉપર (૧) હીંમજ, પલાસપાપડો, સિંધવ, રતાંજલીને ગુલાબજળમાં વાટી ગોળી કરી, આંજવાથી ફુલું મટી જાય છે (૨) નિર્મળીનાં બી મધમાં ઘસી આંજવાં. (૩) સમુદ્રફીણ અને સાકરનું ચૂર્ણ આંજવું. (૪) વડના દુધમાં બરાસ કપુર મેળવીને આંજવું. (૫) ઘીમાં તળેલી હીંમજ તોલા ૧૦, ગાયના દુધનો સુકો માવો તોલા ૧૦, મોરથુથુ ટંકણખાર, રસવંતી, ફોલેલી ચીમડ અને જેઠીમધનો શીરો દરેક તોલો ૧, એ સર્વેને વાટી ચૂર્ણ કરી તેને ધંતુરાના રસમાં ઘુંટી લુગદી બનાવી તેની સળીઓ કરી તડકે સુકાવવી. સુકાયા બાદ તે સળીને ઠંડા પાણીમાં આંજવાથી આંખોમાં પડેલું ફુલું, ખીલ,ઝાંખ, પાંપણની ખવાઈ ગએલી કોરો મટે છે. (૬) બરાસકપુર, કનકબીજ, સુંઠ, મરી, પીંપરીમૂળ અને સમુદ્રફીણ દરેક માષો ૧, એ સર્વેને બારીક વાટી જાઇના ફુલના રસમાં ગોળી બનાવી તે ગોળી પાણીમાં ઘસી એક મહિના સુધી અંજન કરવું. (૭) ધોળી સાટોડીનું મૂળ ઘીમાં ઘસી અંજન કરવાથી ફુલું ઝરી જાય છે, મધમાં ઘસીને આંજવાથી આંખોમાં થતાં પીયા બંધ થાય છે, તલના તેલમાં ઘસીને આંજવાથી તિમિર રોગ (અંધારાં) મટે છે, દુધમાં ઘસીને આંજ-

વાથી આંખનો કુંકુ (ચેળ) મટે છે, ગુલાબજળમાં ઘસીને આંજવાથી પડળ મટે છે. (૮) સરગવાનાં બી, સમુદ્રફીણુ, શંખ અને સિંધવની સરખા વજને કરેલી ગોળી પાણીમાં ઘસીને આંજવાથી ફુલું મટે છે. **તિમિર**–(ઝાંખ, અંધારાં અને નજલો) ડોળાની અંદર પડદા છે, તેમાં દોષ જવાથી આ રોગ થાય છે અને તેથી દરદી બહારની આકૃતિઓનાં વિપરીત સ્વરૂપ દેખે છે, એટલે પદાર્થનો જે રંગ હોય છે તેથી જુદો રંગ જોવામાં આવે છે. છેટે હોય તે પાસે અને પાસે હોય તે છેટે જોવામાં આવે છે. દૃષ્ટિ સામે કુંડાળાં દેખાય છે. **ઉપાય—વાતતિમિર**–(૧) દશમૂળ અને ત્રિફલાના કવાથમાં એરંડીયું આપવું. (૨) શતાવરી, બળદાંણા, શિલાજીત, અતિવિષ અને ત્રિફળાના કવાથમાં ઘી સિદ્ધ કરી લેવું. (૩) ઉપલસરી, વાળો, મોતી, ચંદન અને પદ્મકાષ્ટની ગોળી કરી અંજન કરવું. (૪) સરગવાના પાંદડાનો રસ મધમાં નાંખી આંજવો. (૫) આંબળાં અને રસવંતી મધમાં ઘુંટી અંજન કરવું. (૬) દારૂહળદર, ત્રિફળા અને જેઠીમધ પ્રત્યેક બબ્બે તોલાને અરધોશેર નાળીએરના પાણીમાં ઉકાળી ઘાટું કરવું, તેમાં કપુર, સિંધવ અને મધ મેળવી અંજન કરવું. (૭) ખાપરીયું, શંખ, હીરાબોળ અને મોરથુથાનું સમભાગે ચૂર્ણ કરી લીંબુના રસમાં ખરલ કરી સળી બનાવવી. તે સળી આંજવાથી ઝાંખ, આંખની ચેળ, મોતીયા, પડળ, ફુલું, વગેરે દરદો મટે છે. **પિત્તતિમિર**—(૧) (પિત્ત વધી જવાથી બધા પદાર્થો પીળા દેખાય છે) રસાંજન,ઘી, મધ, તાલીસપત્ર અને સોનાગેરૂ ને ગાયના છાંણના રસમાં ખરલ કરી અંજન કરવું. **કફતિમિર**—( કફે કરી સર્વે પદાર્થો ધોળા દેખાય છે ) (૧) ખાખરાનાં બી અને પીંપળનાં બી, એ બંન્નેને બકરીની લીંડીઓના રસમાં અગર ગાયના છાંણના રસમાં ખરલ કરી અંજન કરવું. **પરવાળાં**—પાંપણુ અંદર વળી જવાથી તેના વાળ ખુંચે છે. અથવા પોપચાની કોર ઉપર નવા વાળ ઉગીને આંખની અંદરના ભાગ તરફ જઇને આંખને ઇજા કરે છે-**ઉપાય**—(૧) વાળ અંદર વળી ગયા હોય

તેને ચુંટાવી કાઢવા. આ બાબતમાં સારા નેત્રવૈદ્યની સલાહ લેવી. આંજણી (અંજનનામિશ) પાંપણના મૂળમાં નાની ફોડકીઓ થાય છે, તેને આંજણી કહે છે. તે પાકે છે ત્યારે તેમાંથી પીળું પરૂ નીકળે છે અને આંજણી મટી જાય છે. આ દરદ લોહી બીગાડવાળા બાળકોને વધારે થાય છે. બેદરકારી રાખવામાં આવે છે તો પાંપણોને ઇજા પહોંચે છે. ઉપાય—(૧) ગરમ પાણીથી શેક કરવો. (૨) ફટકડી નાંખેલા ગરમ પાણીથી ધોવું. (૩) સિંદુર લગાડવું અગર મલમ કરી ચોપડવો. (૪) કેસર, સુખડ, રતાંજળી અને રસવંતી એ સર્વેને પાણીમાં ઘસીને ચોપડવું. (૫) લોહી સુધરે તેવા ઉપાયો કરવા. આંખના દરદોના સામાન્ય ઉપાયો—(૧) ધાંણા શેર ૧ ને અધકચરા કરી તેમાંથી જે દાળ નીકળે તેના ભૂકામાં બે તોલા ચાંદીના વરખ મેળવી ખરલ કરવો. ત્યારપછી શેર ૧ ગુલકંદમાં તેને મેળવી રહેવા દેવો, તેમાંથી રાત્રે દરદીને એક થી બે તોલા સુધી ખવડાવવો, જેથી મગજ ઉપરનું પિત્ત શાત થઇ આંખોમાં થતી ગરમીને શાંત કરે છે. તેનું સેવન કરવાથી આંખો ઉંડી આવવી, ખીલ થવા, પાણી નીકળવું. ઝાંખ વગેરે ઉપર સારો ફાયદો કરે છે. (૨) વાસાદિકવાથ સાથે પથ્યાદિ ગુગળની એકેકી ગોળી સવારસાંજ લેવી. (૩) **કાળો સુરમો**—કાળો સુરમો તોલા ૨૦ ને વાટી તેમાં બહેડાનાં બીજ તોલા ૨, કોડીની ભસ્મ તોલો ૧, મોતી તોલો ૧, મનસીલ તોલો ૧, એ સર્વેને વાટી મેળવવાં. પછી મોરથુથુ તોલો ૧ લઇ તેનું શેર ૧ પાણી બનાવી તે પાણી સુરમામાં નાંખતાં જવું અને ખરલ કરતાં જવું. તે પ્રમાણે ખરલ કરતાં સુકાઇ જાય એટલે પાંચશેર ગુલાબજળમાં પણ ઉપર પ્રમાણે ખરલ કરવો. આ સુરમાના અંજનથી ફુલાં, છારી, ઝાંખ, ખીલ અને ચાંદીઓ વગેરે મટે છે. (૪) **ધોળા મોતીનો સુરમો**—મોતીનો ભૂકો તોલો ૧, સમુદ્રફીણ તોલો ૧, જસતનાં ફુલ તોલો ૧, અને બરાસકપુર તોલો ૦।। ને વાટી તેને ગુલાબજળની પચીસ વખત ભાવનાં આપવી એટલે

સુરમો તૈયાર થાય છે. તે સુરમો સીસાની સળીથી લઇ આંખોમાં આંજવાથી ઝાંખ, ખીલ, ફુલું, રતાશ અને રતાધળાપણાને મટાડે છે.

**પથ્યાપથ્ય**—( પથ્ય ) ઘઉં, ચોખા, મગ, કળથી, જવ, તાંદળજો, પંડોળાં, મધ, દુધ, ઘી, માંખણ વગેરે હિતકર છે. (અપથ્ય) ક્રોધ, શોક, મૈથુન, તાપ, દહીં, ગરમ પદાર્થોનું સેવન, ખારાં, તીખાં પદાર્થો અહિતકર છે.

## સ્ત્રીરોગ ( સ્ત્રીઓનાં દરદો. )

સ્ત્રીઓના દરદોના ઉપાયો લખતાં પહેલાં ગર્ભાધાનના તથા ગર્ભાવસ્થાના કેટલાક ઉપયોગી નિયમો આર્ય વૈદ્યકશાસ્ત્રના આધારે જણાવવામાં આવેછે. તે નિયમોનું પાલન કરવામાં આવે તો સ્ત્રીઓ રોગના સંકટમાંથી બચી જઇ શરીરસંપતિ સારી રીતે મેળવે છે.

### સગર્ભાવસ્થામાં પાળવાના નિયમો.

(૧) ગર્ભિણીએ પહેલાં ત્રણ માસ સુધી વધારે સાવચેતીથી વર્તવું, કેમકે ઘણાખરા ગર્ભસ્ત્રાવ ત્રણ મહિને થઈ જાય છે. ત્રણ ચાર મહિના સુધી બહુ સાચવીને હરવું ફરવું, વખતે પગ લપશી પડે, ઉંચો નીચો પડીને શરીરને ધક્કો લાગે, કોઈ વજનવાળી ચીજ ઉંચકે ઇત્યાદિ કારણોથી ગર્ભસ્ત્રાવ થઇ જાય છે. વાહનમાં બેસવું નહિ કેમકે શરીરને આંચકો લાગે તો ગર્ભસ્ત્રાવ થઈ જાયછે. ગર્ભિણીને ચોથે કે પાંચમે મહિને વાહનમાં લઈ જવાય.

(૨) કેટલીક સ્ત્રીઓને મહિને અટકાવ આવે છે, ત્યારે પીડા ઉપડી આવે છે. આવી સ્ત્રીએ ગર્ભ રહ્યા પછી પણ સાવચેત રહેવું જોઇએ, કેમકે વખતે તેને બીજાં કારણથી પણ દસ્તાનના જેવી પીડા ઉપડી આવે છે અને ગર્ભસ્ત્રાવ થઇ જાય છે.

(૩) પડોશમાં કોઇ સ્ત્રીને પ્રસત થતો હોય તે વખતે ગર્ભિણી સ્ત્રીએ અને ખાસ કરીને પહેલીવારની ગર્ભિણી સ્ત્રીએ તેની પાસે

જવું નહિ, કારણકે તેનું પ્રસવ દુઃખ જોઇને તે ભય પામી જાય છે અને પ્રસવ વખતે કષ્ટાય છે.

(૪) ગર્ભિણી સ્ત્રીઓનો કોઠો હમેશાં કબજીયતવાળો રહે છે, તે વખતે પ્રસવ વખતે દુઃખ પામે છે અને બાળકનું માથું બહાર આવી શકતું નથી. પ્રસવ થયા પછી ઝાડા થઈ આવે છે. દુધની સાથે એરંડીયું પીવાથી ઝાડાનો ખુલાસો થઈ જાય છે.

(૫) ગર્ભિણી સ્ત્રીએ સખ્ત રેચની દવા લેવીનહિ. હદ ઉપરાંત રેચ લાગવાથી ગર્ભપાત અને કસુવાવડ થઇ જવાનો સંભવ રહે છે.

(૬) ગર્ભિણીને ઝાડાના ખુલાસાની જેટલી જરૂર છે એટલીજ જરૂર પેસાબના ખુલાસાની પણ છે. પેસાબ કબજ રહેવાથી પેસાબની અંદર જે ઝેર શરીરમાંથી બહાર નીકળવું જોઇએ, તે ઝેર શરીરમાં રહે છે. પેસાબના અટકાવથી પ્રસવવેદના શરૂ થયા પહેલાં કે વેણુ શરૂ થતાંજ ખેંચતાંણુ જેવું દરદ થઇ આવે છે. ગર્ભિણી સ્ત્રીને ઝાડાના તથા પેસાબના અવયવો ઉપર ગર્ભનું દબાણ થવાથી ઝાડા પેસાબનો કબજો થવાનો સંભવ રહે છે. તેને માટે લાંબડીનાં બીયાંની ફાકી તોલા ૦ાા પાણી અથવા દુધ અને પાણીમાં પીવી.

(૭) ગર્ભિણીએ ખાવાપીવામાં ઘણી સંભાળ રાખવાની છે. તેણે સાદો, સહેલાઇથી પચે તેવો અને પૌષ્ટિક ખોરાક ખાવો જોઇએ. વાયડો, ભારે અને ચાવ્યા વિનાનો ખોરાક જ્યારે પચતો નથી ત્યારે કોઇવાર પેટ પીડ ઉપડેછે, અને અજીર્ણથી વેદના થાયછે, છતાં પ્રસવ વેદના જેવું તેને લાગે છે તેથી ઘણા ચિંતામાં પડી જાય છે અને આવા ભયમાં વખતે ગર્ભ અધુરે પણ જાય છે.

(૮) ન પચે એવો ભારે ખોરાક અને મિષ્ટાન્ન વારંવાર ખાવાથી પેટમાં દરદ ઉપડી આવે છે અને તેમાંથી પ્રસવનાં જેવી ખરી પ્રસવ પીડા ઉપડી આવીને ગર્ભપાત થઇ જાય છે.

(૯) જમતાં જમતાં વારંવાર પાણી પીવું નહિ, જમી ઉઠીને તરત ઘણું પાણી પીવું નહિ, કેમકે તેથી અગ્નિ મંદ પડે છે, જમી

ઉઠીને તરત કાંઈ મહેનતનું કામ ન કરવું. તેમ ખાઇને ઉંઘવું નહિ.

(૧૦) ગર્ભિણીને બહુ ભુખી પણ રાખવી નહિ. સવારમાં ઉઠતાંજ ખરી ભુખ લાગે તો પચે એવો ખોરાક ખાવા આપવો. વારંવાર અપવાસ કરવા નહિ, કેમકે તેથી અંદરનું છોકરૂં ભુખે દુઃખ પામે છે અને નબળું આવે છે.

(૧૧) ગર્ભિણી સ્ત્રીએ આળસુ થઇ પડયા રહેવું નહિ, શરીરને કસરત મળે એવું ઘરનું કામકાજ કરવું, બહુ શ્રમ પડે એવું મહેનતનું કામ ન કરવું; પણ સાધારણ ઘરનાં કામકાજ તો કર્યાજ કરવાં જે શ્રીમંતના ઘરની સ્ત્રીઓ કામ કરતી નથી અને આળસુ થઈ ઘરમાં પડી રહે છે, તેમનો પ્રસવ સુખથી કદી પણ થતો નથી.

(૧૨) ગર્ભિણીએ પોતાનાં લુગડાં સાફસુફ રાખવાં, કપડાં તંગ નહિ પહેરવાં, વળી કપડાં ભીના પહેરવાં નહિ.

(૧૩) ગર્ભિણી સ્ત્રીને ભય લાગે એવા સ્થળમાં કે અંધારે કદિ પણ એકલી મોકલવી નહિ; કેમકે એવાં સ્થળમાં ઝબકે છે, તો તેના શરીરને એવો ધકકો લાગે છે કે વખતે, તેજ દિવસે કે એકાદ દિવસ પછી ગર્ભસ્ત્રાવ થઈ જાય છે, અને કવાચિત જીવ પણ જોખમમાં આવી પડે છે. વળી ગર્ભિણી ભય પામવાથી અંદર છોકરૂં બુદ્ધિનું જડ થાય છે. સંક્ષેપમાં પરિશ્રમ, પુરૂષ સમાગમ, બોજો ઉંચકવો, દિવસે સુવું, રાત્રે જાગવું, શોક કરવો, સ્વારી કરવી, ભય, વાંકું વળવું, ઝાડા તથા પેસાબનો અટકાવનો ત્યાગ કરવો. સારો અને સાદો ખોરાક લેવો, ચોખ્ખી હવામાં રહેવું, સદાચાર અને સારા સહવાસનું સેવન કરવું, આનંદમાં રહેવું, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવાં. સુશોભિત ચિત્રોને ઉત્તમ પુરૂષોની છબીઓનું નિત્ય દર્શન કરવું તથા સ્ત્રી પુરૂષોના ઇતિહાસો તથા કથા વાર્તાઓનું શ્રવણ કરવું, કારણ કે ગર્ભાવસ્થામાં સ્ત્રીઓ જે જે વસ્તુઓનું નિત્ય દર્શન કરે છે અને જે જે પુરૂષોનું ચિંતવન કરે છે, તેવા તેના સંસ્કારો બંધાય છે. માટે ઉપરના નિયમોનું પાલન કરવું છે. **સગર્ભાવસ્થાના**

**દરદો**–સ્ત્રીઓને ગર્ભ એટલે હમેલ રહ્યા પછી કેટલાક દરદો થાય છે; માટે સગર્ભાવસ્થાની સ્થિતી જોઇને ઉપાયો કરવા. **તાવનો ઉપાય**– (૧) પિત્તપાપડો, જેઠીમધ, રતાંજલી, વાળો, ઉપલસરીનો ક્વાથ મધ સાકર નાંખીને આપવો. (૨) દ્રાક્ષ, ધાણા, વરીઆળી અને ફાલસાનો ક્વાથ સાકર નાંખી આપવો. તાવમાં શોષ બહુ પડે તો પિત્ત જ્વરના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણેના ઉપાયો કરવા. (૩) પદ્મકાષ્ટ, કાળી દ્રાક્ષ, વાળો, સાલવણ, ચંદન, જેઠીમધ અને આંબળાંનો ક્વાથ આપવો. છાતીએ દાહ બહુ થતો હોય તો [૪] આંબળાનો શરબત અગર દ્રાક્ષ અને આંબળાનો ક્વાથ સાકર નાંખી આપવો. (૫) ગળોનું સત્વ વાલ ૨ અને પ્રવાલ ભસ્મ વાલ ૧ દુધ અને સાકરમાં આપવી. વિષમજ્વર ઉપર બકરીના દુધમાં સુંઠ ઉકાળીને આપવી. તાવ સાથે ઝાડા ઉપર મજીઠ જેઠીમધ અને લોધરનું ચૂર્ણ સાકર મેળવી લેવું. ઝાડા ઉપર (૧) ધાવડીનાં ફુલ, મોચરસ અને ઇંદ્રજવનું ચૂર્ણ આપવું. (૨) ખસખસ તોલો ૧, જાયફળ તોલો ૧, સુંઠ તોલો ૦। નું ચૂર્ણ બબે આનીભાર સાકર સાથે લેવું. (૩) જાયફળ અને મરડાસીંગી પાણીમાં ઘસી પીવાં. (૪) અતિવિષની કળી તોલો ૧, બીલીનો ગરભ તોલા ૨, મોચરસ તોલો ૧, સુંઠ તોલો ૦॥નું ચૂર્ણ પાવલીભાર સવાર સાંજ પાણી સાથે લેવું. મરડા ઉપર–(૧) આંબાની ગોટલી તોલા ૨, ખસખસ તોલા ૨, જાયફળ તોલો ૧, લવીંગ તોલો ૧, કેસર તોલો ૦। અને સાકર તોલા ૨ ને ખાંડી તેનું ચૂર્ણ તો. ૦। લેવું. (૨) જાયફળ જાવંત્રી, એલચી, લવીંગ, કેસર અને બીલીનો ચૂર્ણ લેવું. (૩) **જાતીફલાદિચૂર્ણ**–બબે આનીભાર સવાર, બપોર ને સાંજરે ચોખાના ધોવરામણ સાથે લેવું. **ઉલટી**–સગર્ભા સ્ત્રીઓને હમેલને લીધે ઉલટી વધારે થાય છે. પાણી અને અન્ન બીલકુલ ટકતું નથી માટે (૧) ધાંણા તોલો ૧, સુંઠ તોલો ૦॥, અતિવિષની કળી તોલો ૦। નો ક્વાથ કરી આપવો. (૨) હિંગ્વાષ્ટક ચૂર્ણ બબે આનીભાર આપવું. (૩) કોથમીર ધાણાનો રસ બે રૂપીઆભાર સાકર

નાખી પાવો. (૪) રાઇનું પ્લાસ્તર છાતીએ લગાડવું અને ત્યાર પછી દવા આપવી. (૫) બીજેરાદિવટી અગર (૬) શંખવટીની એકેકી ગોળી બે ત્રણ વખત લેવી. ખોરાકમાં દુધનો તજ, એલાયચી અને ફુદીનો નાખી તેનો ઉકાળો આપવો. અગર ડાંગરની ધાંણીની રાબ આપવી પણ ભારે ખોરાક આપવો નહિ. **અરૂચી**–(૧) સુંઠ,તજ, એલચી, તમાલપત્ર, ધાંણાજીરૂં અને સિંધવનું ચૂર્ણ બબે આનીભાર પાણી સાથે લેવું. (૨)પંચસમચૂર્ણ(૩) ભાસ્કરલવણચૂર્ણ અથવા (૪) દ્રાક્ષાદિચૂર્ણ (અરોચક પ્રકરણમાં જુઓ) લેવું. ઝાડાના ખુલાસા માટે (૧) દીનદયાળચૂર્ણ અથવા મળશુદ્ધિચૂર્ણ લેવું. નેપાળો,નસોતર,એળીયો, રેવંચીના શીરાની કોઇપિણ બનાવટ આપવી:નહિ. (૨) કાળી દ્રાક્ષ તોલા ૪,હરડેદળ તોલા ૪, સિંધવ તોલો ૧ની લીંબુના રસમાં મોટાબોર જેવડી ગોળીઓ કરી, તેમાંથી એકેકી આપવી. (૩) ઝાડો સાફ લાવવા સારૂ રાત્રે દુધ લેવું. (૪) દુધના ઉકાળામાં એરંડીયું આપવું. આ પ્રમાણે કરતાં ઝાડો સાફ ન થાય તો એરંડીયાની પીચકારી આપવી, પણ સખ્ત જુલાબ આપવો નહિ. **ઉધરસ**–(૧) ભારંગમૂળ, સુંઠ અને લીંડીપીંપરનું ચૂર્ણ ગોળમાં આપવું. (૨) લવીંગાદિવટી એકેકી મોંમાં રાખવી. (૩) સિતાપલાદિચૂર્ણ બબે આનીભાર મધ અને ઘીમાં ચાટવું. (૩) જેઠીમધનો શીરો મોંમાં રાખવો. (૪) બહુફળીના મૂળ, બળદાણાનાં મૂળ અને અરડુશીના પાનનો ક્વાથ પીવાથી કમળો, સોજો, શ્વાસ, કાસ તથા રક્તપિત્તના દરદો મટે છે. (૫) ખેરસાર, જેઠીમધ અને કાથાની ગોળી મોંમા રાખવી. **શોથ ઉપર**–(૧) ચંદન, જેઠીમધ, વાળો, નાગકેસર, સાટોડી, તલ મેઢાશીંગી, મજીઠ, અને આકડાના મૂળનો લેપ કરવો. (૨) શાહજીરૂં, ધોળું જીરૂ અને કડુનો કવાથ પીવો. (૩) પુનર્નવાદિ કવાથ મધ નાખી પીવો. (૪) આસોંદના તાજા મૂળ ગોમૂત્રમાં ઘસી સોજા ઉપર લેપ કરવો. (૫) ધોળી સાટોડીનાં મૂળ પાણીમાં ઘસી ઉંનો લેપ કરવો. (૬) દશાંગ લેપ કરવો. **શૂળ ઉપર**–(૧) અજમોદ,

સુંઠ, લીંડીપીંપર, અને જીરાનું સમભાગે ચૂર્ણ કરી આપવું. (૨) ગોખરૂં, જેઠીમધ, અને દ્રાક્ષ દુધમાં નાખી તે સાથે સાકર મેળવીને લેવું. (૪) પદ્મકાષ્ટ, જેઠીમધ, ગોખરૂ અને નીલકમળનો કવાથ કરી સાકર નાખી પીવો. **શ્વેતપ્રદર**–(૧) ધાવડીનાં ફુલ, રસાંજન, સોનાગેરૂ અને રાળનું સમભાગે ચૂર્ણ કરી તેમાંથી બએ આનીભાર ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે સવાર, બપોર ને સાંજરે લેવું. (૨) વરધારો ૧, સમુદ્રશોષ અને લોધરનું ચૂર્ણ કરી તેમાંથી બએઆની ભાર સવાર સાંજ ગાયના દુધ સાથે લેવું. (૩) વાળો, અતિવિષ, નાગરમોથ, મોચરસ અને ઇંદ્રિજવનો કવાથ આપવો. **ગર્ભિણી સ્ત્રીઓનો રક્તશ્રાવ**—હમેશ રહ્યા પછી ઋતુ બંધ થાય છે, તોપણ કોઇ વાર દેખાય છે માટે (૧) વાળો,રતાંજલી, કમલ,વડ, ઉંબરો, પીંપળો, પીંપર, જાંબુની અંતર છાલ એ સર્વેને ખાંડી પલાળી તેનો રસ કહાડી તેમાં ઘી નાંખી ઉકાળી, તેમાં ફટકડી બે આની ભાર નાંખી તે ઘીમાં રૂનું પુમડું બોળી યોનીમાં રાખવું અને ડુંટીએ તે ઘીનો લેપ કરવો. (૨) જીરાનો પાક કરીને સવાવારમાં લેવો. (૩) શાહજીરૂં રાત્રે તોલો ૧ પલાળી સવારમાં અરધા રૂપીઆભાર સાકર નાંખી તેનો લુઆબ ચાટવો. (૪) પ્રવાલ ભસ્મ એક વાલ સવારસાંજ આંબળાના મુરબ્બામાં લેવી. (૫) વાંસકપુર તોલો ૧, એલચી તોલો ૦ાા, જેઠીમધ તોલો ૦ાાનું ચૂર્ણ કરી તેમાંથી બે આનીભાર,એક વાલ ચાંદીનાવરખ, માંખણ અને સાકર મેળવી ચાટવી.

**ગર્ભસ્રાવ અને પાતના કારણો અને લક્ષણો**—શોક,ભય, અભિઘાત, વિષમાશન, નીચે ઉપર અને ઉપરથી નીચે ઉતરવું; ક્રોધ કરવો, તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોનું સેવન, ભાર ઉચકવો, શ્રમ કરવો, જુલાબ વગેરે કારણોથી સ્રાવ અને પાત થાય છે. ગર્ભશ્રાવ થવા લાગે ત્યારે દાહ, પડખાંમાં શૂળ, પ્રદર, આફરો, પેસાબનો અટકાવ વગેરે ઉપદ્રવો થાય છે.

ઉપાય—(૧) કળથીનો કવાથ પીવો. (૨) રીંગણી, ભોંયરીંગણી,

સાલવણ, પીઠવણ અને ગોખરૂનો કવાથ પીવો. પહેલા મહિનામાં ગર્ભશ્રાવ થતો હોય તો-દ્રાક્ષ, શતાવરી, જેઠીમધ, અને રતાંજલી કવાથ **બીજા મહીનામાં થતો હોય તો**-નાગકેસર, કમળ, નગર, કપુર અને બીલાંનું ચૂર્ણ તો. ૦ા બકરીનાં દુધ સાથે પીવું. ત્રીજા મહિનામાં નાગકેસર, પદ્મકાષ્ટ, ચંદન, વાળો, કમળ અને સાકરનું ચૂર્ણ તો. ૦ા દુધ સાથે લેવું. ચોથા મહિનામાં રાસ્ના, ધમાસો, ઉપલસરી, કમળનું ડીંડું અને જેઠીમધનું ચૂર્ણ તો. ૦ા બકરીના દુધ સાથે પીવું. ચોથા મહીનામાં ઘણી વખતે તાવ,ઉધરસ,શ્વાસ,શૂળ અને દાહ થાય છે, માટે સિતોપલાદિ અને સુદર્શન ચૂર્ણ લેવું. પાંચમા મહિમાં (૧) દાડમના પાંદડાનો રસ મધ નાંખી પીવો અ-થવા રતાંજળી પાણીમાં ઘસી સાકર નાંખી તેનું ચંદન પીવું, (૨) નાગકેસર, પદ્મકાષ્ટ, કમળ અને જેઠીમધનું ચૂર્ણ તો ૦ા પીવું. છઠ્ઠા મહિનામાં--(૧) પીઠવણ, બલદાંણા, ગોખરૂ, સરગવો અને શીવણનું ચૂર્ણ તો.૦ા બકરીના દુધસાથે પીવું. (૨) સોનાગેરૂ,અઠીયા છાંણાની રાખ, પીંપર અને મુલતાની માટી સમભાગે લઇ દુધમાં નાંખી પીવું.**સાત મહિનામાં**—(૧) શીંગોડાં, કમળતંતુ, દ્રાક્ષ, અને જેઠીમધના ચૂર્ણની લાપશી દુધમાં કરીને આપવી. (૨) વીરણવાળો, ગોખરૂ, નાગરમોથ, પદ્મકાષ્ટ અને મજીઠનું ચૂર્ણ મધના પાણી અગર દુધ સાથે લેવું. **આઠમા મહિનામાં**—(૧) કોઠીનાં મૂળ, બીલાં, ઉભી રીંગણી, પટોળ અને શેરડીના મૂળનો કવાથ પીવો અને ઉપર બકરીનું દુધ પીવું. (૨) લોધર અને પીંપરનું ચૂર્ણ મધના પાણી સાથે પીવું. [1] **નવમા મહિનામાં**—(૧) જેઠીમધ, ધમાસો, શતાવરી અને ઉપલસરીનો કવાથ દુધ સાથે પીવું. આ પ્રમાણે નવમા મહિનામાં પ્રસૂતિનો સમય ગણાય છે છતાં નવ મહિના પછી પ્રસૂતિ ન થાય તો ગર્ભ અને ગર્ભિણીનું રક્ષણ કરવા માટે ઉપાયો બતા-વવામાં આવ્યા છે. **દશમા મહિનામાં**—(૧) શતાવરી અને

---

૧. નવથી બાર માસ સુધી પ્રસૂતિ થવાના ઉત્તમ મહિના ગણેલા છે.

સુંઠનો ક્વાથ દુધ સાથે પીવો. **અગિયારમા મહિનામાં**—(૧) રાયણની છાલ, કમળ, આંબળાં, લજામણીના મૂળને દુધમાં વાટી પીવાં. **બારમા મહિનામાં**—આસોંદ, શતાવરી, કમળતંતુ, અને ભોંયકહોળુને દુધમાં વાટી તે પાવું. **ગર્ભપાત ઉપર**—(૧) દુધ ઉકાળીને સાકર નાંખી આપવું. (૨) ધાવડીનાં ફુલ, લજામણુ, જેઠીમધ અને લોધરનો ક્વાથ પીવો. (૩) કસ્તુરી એક રતી, જાવંત્રી ત્રણ રતી, જાયફળ બે રતી, અને પીંપળાનાં બી નંગ ૭ લઈ તેની નાગરવેલના પાંનના રસમાં ચણોઠી પ્રમાણે ગોળી કરી, તેમાંથી એકેકી ગોળી સવારસાંજ લેવી. આ ગોળીનો પ્રયોગ સાત મહિના સુધી રાખવો. (૪) ગોખરૂ, જેઠીમધ અને દ્રાક્ષ ન દુધમાં ઉકાળી તે દુધ પીવું. **ધાતુસ્ત્રાવ ઉપર**—(૧) કાળી મુસળી, વાંસકપુર, એલાચી, મુગલાઇ બે દાંણા અને સાકર સમભાગે લઇ ચૂર્ણ કરવું તેમાંથી બબે આનીભાર દુધ સાથે લેવું. આ રોગમાં પાણી જેવો પ્રવાહી ભાગ જાય છે તેને માટે પ્રથમ પ્રદરમા બતાવેલા ઉપાયો કરવા. ઉપર પ્રમાણે ગર્ભિણી સ્ત્રીઓના સાધારણ દરદોના ઉપચારો બતાવેલા છે છતાં વિશેષ ઉપચારો માટે વિદ્વાન વૈદ્યની સલાહથી લેવી.

---

## સુવારોગ.

સુવાવડ તથા કસુવાડમાંથી રહી ગયેલા દોષથી જે દરદ થાય છે તેને સુવારોગ કહે છે.

લક્ષણો—તાવ, ખાંસી, ઝાડો, મરડો, ઉલટી, યોનીશૂળ, અરૂચી વગેરે લક્ષણો છે. કેટલી સ્ત્રીઓને અપચો, મોળ, પેટ ચડવું, ઝાડો, શૂળ માથામાં દરદ, ઝાડાની કબજીયત વગેરે વાયુ પ્રાધાન્ય ચિન્હો થાય છે. અને કેટલીક સ્ત્રીઓને શરીરમાં તથા હાથ પગમાં દાહ, પેસાબમાં દાહ, તથા ઉનવા, મોં આવી જવું, અવાળાં ફુલી જવાં, શરીરમાં પીકાશ, પેટમાં દાહ; અતિ પરસેવો, વગેરે પિત્તપાધાન્ગ લક્ષણો માલમ પડે છે. બાળક જન્મ્યા પછી યોનીને રગડી, વાયુ

અંદર પ્રવેશ કરે નહિ એવી રીતે તેનું સંરક્ષણ કરવું; નહિ તો યોની-ગત સુવાવડી સ્ત્રીઓનો વાયુ કોપ પામવાથી, શરીરમાંથી બહાર નીકળતું રૂધિર રોકાય છે અને તેથી માથામાં, બસ્તિમાં અને કોઠામાં શૂળ આવે છે તેને મક્કલશૂળ નામનો રોગ કહે છે. ઉપાય—(૧) **પીપલ્યાદી કવાથ**–સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, જુનો ગોળ અને એલચીનું ચૂર્ણ આપવું. (૨) જવખાર ઉના પાણી સાથે આપવો. (૩) **પીપલ્યાદિગણ**–પીંપર, પીંપરીમૂળ, મરી, ગજપીંપર, સુંઠ, ચિત્રો, ચવક, પીત્તપાપડો, એલચી, અજમોદ, સરસવ, હીંગ, ભારંગમૂળ, પહાડમૂળ, ઇંદ્રજવ, જીરૂ, બદામ, લીંબડાનીછાલ, મોરવેલ, અતિવિષની કળી, કડુ અને વાવડીંગનો કવાથ મીઠું નાંખીને આપવો. આ કવાથ કફ, વાયુ, તાવ, શૂળ અને ગોળાનો નાશ કરે છે અને દીપન પાચન કરીને આમને પકાવે છે. (૪) સુંઠ, મરી, પીંપર,તજ, તમાલપત્ર, એલાયચી, નાગકેસર અને ધાંણાનું ચૂર્ણ જુના ગોળ સાથે આપવાથી ઉપરનો વ્યાધિ દૂર થાય છે. (૫) હીંગ ઘીમાં લેવાથી મક્કલશૂળ મટે છે. [1]**સુતિકાજવરના ઉપાય**--(૧) **દેવદાર્વ્યાદિ કવાથ**–સવાર સાંજ મધ નાંખી પીવો. (બનાવટ) દેવદાર, વજ, કઠ, પીંપર, સુંઠ, કાયફળ, મોથ, કરીઆતુ, કડુ,ધાણા, હીમજ, ગજપીં-પર, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, ધમાસો, અતિવિષ, ગળો, કાકડા-સીંગી અને શાહજીરૂ. આ કવાથ સુવાવડી સ્ત્રીઓના તમામ રોગ જેવાં કે પેટનું શૂળ, તાવ, ખાંસી, શ્વાસ, મસ્તકશૂળ, મૂર્છા, કંપ-વાયુ, અપસ્માર વગેરેને મટાડે છે. (૨) ધાંણા, મોથ, કાળો વાળો, ધોળો વાળો, મોટો અરડુસો, ગળો, અતિવિષની કળી, બળબીજ, પિત્તપાપડો અને ધમાસાનો કવાથ પીવો. (૩) દશમૂળનો કવાથઆપવો. (૪) ગળો,સુંઠ,પંચમૂળ અને નાગરમોથનો કવાથ મધ નાંખી આપવો. છતાં તાવ ન ઉતરે તો પછી (૫) જુનાલીંબડાની અંતરછાલને ઉકાળી

---

૧ જવર પ્રકરણમાં બતાવેલા ઉપાયો ઉપરાંત વિશેષ ઉપચાર અત્રે બતાવવામાં આવ્યા છે.

ત્રણુ દિવસ બાફ આપવો એટલે શરીરમાંથી પરસેવા રૂપે સર્વ રોગ નીકળી જશે. (૬) દશમૂળનો અર્ક કહાડી બબ્બે તોલા આપવો. (૭) **પંચજીરા પાક**—જીરૂ, શાહજીરૂ, વરીઆળી, સુવા, અજમો, અજમોદ, ધાંણા, મોથ, સુંઠ, પીંપર, પીંપરીમૂળ, ચિત્રો, શેરડી, ઉપલેટ, કહોળાનું ચૂર્ણ અને અરડુશી દરેક ચાર તોલા, ગોળ ૪૦૦ તોલા, મધ ૧૨૮ તોલા, ઘી ૧૬ તોલાનો પાક સિદ્ધ કરવો. તે સુવારોગનો તાવ, ઉધરસ, દમ, ક્ષયરોગ, વાતરોગ વગેરેને મટાડે છે. સુવાવડી સ્ત્રીઓને (૮) **સાૈભાગ્ય સુંઠીપાક** આપવાનો રીવાજ ઘણા વખતથી ચાલ્યો આવે છે. આ પાક સુવાવડી સ્ત્રીઓને આપવાથી બળ, વર્ણ અને પુષ્ટી આપનાર છે અને સૂતિકા રોગ, મક્કલશૂળ, આમવાત, મંદાગ્નિ, જ્વર અને શ્વાસને મટાડે છે. (બનાવટ) સુંઠ તોલા ૩૨નું ચૂર્ણને ગાયના ઘીમાં ધ્રાબો દઈ આઠ શેર ગાયના દુધમાં નાંખી માવો કહાડવો. પછી તે માવામાં ઘી નાંખી દાંણો પાડવો; પછી સાકર શેર ૮ ની ચાસણી કરી તેમાં ઉપર પ્રમાણે તૈયાર કરેલો સુંઠનો માવો તથા ધાણા તોલો ૦।, વરીઆળી તોલો ૧।, વાવડીંગ, સુંઠ, નાગકેસર, મરી, પીંપર, મોથ એ દરેક તોલા ૪ એ સર્વેનું ચૂર્ણ તથા પ્રકૃતિને માફક આવે તે પ્રમાણે બદામ, પસ્તાં અને ચારોળી નાંખીને પાક તૈયાર કરવો. (૯) ચિંતામણી રસ એકેક રતિ તુલસીના પાનના રસમાં આપવી અને છાતીએ પોસ્તના ડોડાનો અથવા અરડુશીના પાનનો શેક કરવો. ઉધરસનું જોર બહુ હોય તો (૧૦) લવંગાદિવટીની ગોળી એકેકી સવાર, બપોરને સાંજરે મોંમાં રાખવી અને રસ ઉતારવો. ત્રિભૂવનકીર્તિરસ, મહામૃત્યુંજયરસ, શ્વાસકુઠારરસ, પ્રતાપલંકેશ્વરરસ વગેરેનો ઉપયોગ કરવો.

---

## રક્તપ્રદર ( લોહીવા, રકતસ્રાવ, ધુપણી. )

કારણુ—વિરૂદ્ધ આહાર, અજીર્ણ, ગર્ભપાત, અતિ મથુન, મદ્યપાન, ઘણું ચાલવું, અતિ શોક, ઘણા ઉપવાસ કરવા, ભાર ખેંચ-

ચાથી, દિવસે સુઇ રહેવાથી વગેરે કારણોથી રક્તપ્રદર થાય છે.

લક્ષણ—નબળાઇ, ભ્રમ, ખીકાશ, મૂર્ચ્છા, તૃષા, તંદ્રા અને યોનિ માર્ગેથી લોહીનું વહેવું એ રક્તપ્રદરનાં લક્ષણો છે.

ઉપાય—(૧) આસોપાલવ, અરડુશી, લીંબડો, બાવળ અને બોરડીની છાલનો ઉકાળો કરી તેની પીચકારી આપવી. (૨) આસોપાલવની છાલ, ફટકડી, જીરૂ અને સાકરનું ચૂર્ણ પાવલીભાર સવાર, બપોરને સાંજરે ચોખાના ધોવરામણ સાથે લેવું. (૩) તાંદળજાનું મૂળ અને રસાંજનનું ચૂર્ણ પાવલીભાર ઉપર પ્રમાણે લેવું. (૪) લાખ, અરડુશીનાં સુકાં પાન, શંખજીરૂ અને શાહજીરૂનું ચૂર્ણ પાવલીભાર ટાઢા પાણી સાથે સવાર, બપોરને સાંજરે લેવું. આ રોગમાં સવાર સાંજ ઉપર પ્રમાણે પંચવલ્કલના ઉકાળાની પીચકારી આપવી અને તે સાથે ગોક્ષુરાદિગુગળની અકેકી ગોળી ચોખાના ધોવરામણ સાથે આપવી. (૫) **બોળપર્પટી રસ** બબે વાલ સાકર અગર મધ સાથે સવારસાંજ લેવી. (બનાવટ) શુદ્ધ પારો અને શુદ્ધ ગંધક સમભાગે લઇ તેની પર્પટી કરી તેટલાજ વજને હીરાબોળ લઈ મેળવવું. (૬) અરડુશીના પાનનો અથવા ગળોનો રસ મધમાં આપવો. (૭) ગળજીભીનો રસ તો.૨ અને ગોદન્તિ હરતાલ બેવાલ અરધા રૂપીઆર સાકર સાથે મેળવી લેવું. (૮) નાગકેસરનું ચૂર્ણ બે આનીભાર ઘી સાકરમાં લેવું. (૯) ઉંદરની લીંડીઓનું ચૂર્ણ બબે વાલ ચોખાના ધોવરામણ સાથે લેવું. (૧૦) કોદના પાનનો રસ તોલો ૧ સવાર સાંજ સાકર નાંખી લેવો. આ રોગમાં રક્તશ્રાવ થઈ જવાથી હીસ્ટીરીઆ વગેરે ઉપદ્રવો થઇ જાય છે માટે તે ઉપર ધ્યાન આપીને તે તે રોગમાં બતાવેલા ઉપચારો કરવા. (૧૧) દારૂહળદર, રસાંજન, અરડુશી, નાગરમોથ, કરીઆતુ, સુકાં બીલાં અને ભીલામાનો કવાથ મધ નાંખી પીવો. (૧૨) ધાવડીનાં ફુલ અને હીરાબોળનું ચૂર્ણ તો. ૦। સવાર સાંજ ચોખાના ધોવરામણ સાથે લેવું. (૧૩) અશોકાસવ બબે રૂપીઆભાર લેવો.

## શ્વેતપ્રદર.

યોનીના સંબંધવાળા જુદા જુદા ભાગોમાંથી અને કમળના મોંમાંથી પાણી જેવો શ્રાવ નિરંતર આવ્યા કરે છે, તેને ધાતુશ્રાવ, શ્વેતપ્રદર, ધુપણી અથવા શરીરનું ધોવાવું કહેવામાં આવે છે.

**કારણ**—અતિ મૈથુન કરવાથી, ટુંકા ટુંકા સમયે વારંવાર ગર્ભ રહેવાથી, દસ્તાન બંધ કરે એવી વસ્તુઓ વાપરવાથી, ઘણું દસ્તાન જવાથી, દારૂ વગેરે ગરમ ચીજો વાપરવાથી થાય છે.

**લક્ષણ**—ધોળી, પીળી, કે મળગુગળી રસી વહેવી, પાણી જેવી અથવા ઘાટી અને ચીકણી રસી વહેવી, એ આ રોગનું મુખ્ય લક્ષણ છે. માથામાં પીડા, મંદાગ્નિ, પેટમાં વાયુ, કમ્મરમાં દુઃખાવો, થાક, શ્વાસ, જીભ ઉપર મેલ, ફીકાસ, ઝાડાનો કબજો. છાતીમાં ફડક, ફેર, મૂર્છા, માથામાં તથા જમણા પડખામાં દરદ અને વખતે હીસ્ટી-રીઆ જેવાં ચિન્હો થઇ આવે છે.

**ઉપાય**—(૧) પંચવલ્કલના કવાથની પીચકારી આપવી. સ્ત્રીઓ માટે ખાસ કાચની જુદી પીચકારીઓ મળે છે તે વાપરવી. (૨) ફુલાવેલી ફટકડી વાલ ૨ શેર ૧ પાણીમાં નાંખી તેની પીચકારી લેવી. (૩) મુલતાની માટીની ગોળીઓ કરીને પહેરવી. (૪) ધાતુસ્ત્રાવના કારણો પ્રથમ દુર કરવાં. આહાર તથા વિહારમાં નિયમિત રહેવું. (૫) રક્તપ્રદરમાં બતાવેલી ઘણીખરી દવાઓ શ્વેતપ્રદરમાં લાગુ પડે છે. વિશેષમાં (૬) આસોંદનું ચૂર્ણ બબેઆનીભાર ગાયના દુધમાં સાકર નાખી લેવું. (૭) કાળી મુસળી, કૌવચનાં બી, ગોખરૂ, અને સાકરનું ચૂર્ણ તો. ૦ા સવારસાંજ ગાયના દુધ સાથે લેવું. (૮) ધોળી જાસુંદીનાં મૂળ, કમળકંદ, ધોળા શેમળાનો કંદ અથવા છાલનું ચૂર્ણ તો. ૦ા ગાયના દુધ સાથે લેવું. (૯) ચંદ્રપ્રભા એકેકી ગોળી સવાર સાંજ દુધ સાથે લેવી. આ રોગમાં (૧૦) માલિનીવસંત એકેક વાલ મધ પીંપર સાથે લેવાથી શ્વેતપ્રદર નિર્મૂળ થાય છે. પથ્યમાં ફક્ત ભાત દુધ રાખવું.

(૧૧) સુવર્ણ વસંત માલીની એકેક વાલ મધપીંપરમાં લેવી. (૧૨) સાલમ, રૂમીમસ્તકી, શતાવરી અને સાકરનું ચૂર્ણ તો. ૦। ગાયના દુધ સાથે લેવું.

# નષ્ટાર્તવ, પીડિતાર્તવ અને અત્યાર્તવ.

**નષ્ટાર્તવ–કારણ**–અવયવની સ્વાભાવિક ખામી, યોનીમાર્ગનો સંકોચ અથવા પ્રતિબંધ, કમળનું મોં બંધ થવું, વગેરે કારણોથી દસ્તાન થતું નથી અથવા પેદા થાય છે તો પ્રતિબંધને લીધે બહાર દેખાતું નથી. આળસ, ઘણી ઉંઘ, એશઆરામ, ખરાબ હવા, ભેજવાળું ઘર એ પણ આર્તવ રોગના કારણ છે. **લક્ષણ**–દરમાસે ઋતુ વખતે દસ્તાન બહાર આવવાનો યત્ન કરે પણ બહાર આવી શકતું નથી, તેથી પેડુ, કમ્મર તથા સાથળોમાં દરદ, શરીરમાં ધ્રુજ, ગળામાં ગાંઠો, પ્રદર, નાક અને મોંમાંથી લોહીનો સ્રાવ, હીસ્ટીરીઆ, છાતીમાં ગભરામણ, ઝાડાની કબજીયત,મંદાગ્નિ વગેરે તેનાં લક્ષણો છે. ઉપાય–(૧) કોઇ અવયવની ખામી હોય તો તેનો તપાસ કરાવી ઉપાય કરવો. દસ્તનો કબજો હોય તો (૨) દીનદયાળ ચૂર્ણ તો. ૦॥ સવારસાંજ લેવું અથવા (૩) મળ પ્રભંજન ગુટિકાની એકેકી ગોળી લેવી. (બનાવટ) સોનામખી તોલા ૫, હીંમજ તોલા ૫, સંચળ તોલા ૩ એ સર્વેનું ચૂર્ણ કરી પાણીમાં મોટા બોર જેવડી ગોળીઓ કરવી. (૪) ગરમ પાણીની પીચકારી લેવી અગર ગરમ પાણીમાં બેસવું અથવા પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવો. (૫) એળીઓ સુરોખાર અને હીરાબોળના ચૂર્ણને પાણીમાં વાટી નાના બોર જેવડી ગોળીઓ કરી એકેકી ગોળી નીચે બતાવેલા ક્વાથ સાથે સવાર સાંજ લેવી. (૬) વાંસની ગાંઠો, સુવા, જુનો ગોળ દરેક તોલો ૧નો ક્વાથ કરી લેવો. (૭) એળીઓ અને હીરાબોળના ચૂર્ણની સુલકંદમાં બબે વાલની ગોળી કરીને સવાર સાંજ એકેકી લેવી. કેટલીક વખતે દસ્તાનના બંધ ને લીધે રક્તગુલ્મની ગાંઠ થાય છે માટે (૮) ઉપરની

ગોળીઓનું સેવન કરવાની સાથે કુમાર્યાસવ બબ્બે રૂપીઆભાર સવાર સાંજ લેવો. આ પ્રમાણે કરતાં પણ દસ્તાન બરાબર ન આવે તો પછી (૯) કેસર, એળીઓ અને હીરાબોળને વાટી તેની ચણા જેવડી ગોળીઓ કરી, તેમાંથી એકેકી ગોળી લેવી. **પીડિતાર્ત્તવ**–દરદ સાથે દસ્તાન જવું. **કારણ**–શારીરિક તથા માનસિક નાજુકાઇ, ગર્ભસ્થાનનો વરમ અને ઋતુસ્રાવને પ્રતિબંધ થવાનું ખાસ કારણ, એ આ દરદોના કારણો છે. **લક્ષણ**—દસ્તાન શરૂ થયા પહેલાં એકાદ દિવસ અગાઉથી દરદ શરૂ થાય છે. કમરમાં શૂળ, માથામાં દરદ, પેડુમાં ગાંઠ જેવો દેખાવ, હીસ્ટીરીઆ, ઓડકાર, તથા ઝાડાની કબજીયત. ઉપાય—(૧) કેસર, એળીઓ અને હીરાબોળ સમભાગે લઇ તેની સોગઠી પહેરવી. (૨) અફીણ એક રતી અને કપુર બે રતીની છ ગોળીઓ કરી એકેક ગોળી ત્રણ ત્રણ કલાકે લેવી. (૩) ગરમ પાણીમાં બેસવું અથવા ગરમ પાણીનો શેક પેડુ ઉપર કરવો. (૪) પુનર્નવાદિ મંડુર બે વાલ કુમાર્યાસવ તો. ૨ સાથે લેવી. (૫) કુષ્માંડાવલેહ આ રોગ ઉપર સારૂં કામ કરે છે (૬) લોહભસ્મ, માક્ષિકભસ્મ જે દવામાં આવે તેવી દવા આપવી. (૭) મહાયોગરાજ ગુગળની એકેકી ગોળી સવાર સાંજ લેવી. **અત્યાર્તવ**–દસ્તાન દર માસે આવવાને બદલે થોડી થોડી મુદતે આવે. જોઇએ તે કરતાં વધારે પ્રવાહથી આવે અને દર મહિને ત્રણ ચાર દિવસે દેખાવું જોઇએ તેને બદલે વધારે દિવસ સુધી દેખાયા કરે તે અત્યાર્તવ કહેવાય. **કારણ**–શરીરના બીજા વ્યાધિ જેવાં કે રક્તાશય, યકૃત, પ્લીહા તથા ફેફસાનાં વ્યાધિ તથા પાંડુ વગેરે દરદોમાં આ દરદ થાય છે. **લક્ષણ**–શરીર ફીકું પડે, ખાલી ચડે, શ્વાસ, ઉલટી, મંદાગ્નિ, ઝાડાનો કબજો. ઉપાય–(૧) રક્તપ્રદરના શરૂઆતના તમામ ઉપચારો કરવા. (૨) પ્રવાલભસ્મ બબ્બે વાલ આંબળાના મુરબ્બા સાથે સવાર સાંજ લેવી. (૩) મોતીની ભસ્મ ઉપર પ્રમાણે લેવી. (૪) ઉથમીજીરૂ, જીરૂ, ટંકણ, કહેળું, હીરાબોળ, ગુગળ અને શિલાજીત જેમાં આવે તેવી

દવાઓ આ રોગ ઉપર સારૂં કામ કરે છે. (૫) ચંદ્રપ્રભાની એકેકી ગોળી સવાર સાંજ લેવી. સ્ત્રીઓના બીજા દરદો જેવાં કે સંગ્રહણી, ક્ષય, ચાંદી વગેરેને માટે તે તે પ્રકરણમાં બતાવેલી દવાઓ યોગ્ય વિચાર કરીને કરવી. **પથ્યાપથ્ય**–રક્તપિત્ત ઉપર જે પથ્ય બતાવેલું છે તે પથ્ય પ્રદરરોગ ઉપર પણ રાખવું. વાતવ્યાધિ ઉપર જે પથ્ય બતાવેલું છે તે ઉપરાંત સાઠીચોખા, મગ, જવ, ઘઉં, ઘી, દુધ, મધ, સાકર, ફણસ, કેળાં, આંબળાં, દ્રાક્ષ, મીઠા અને ઠંડા પદાર્થો. **અપથ્ય**—ઉલટી, શોક, વિષમાશન, મૈથુન, ક્ષાર પદાર્થો, પરિશ્રમ, ભાર ઉંચકવો, તીખા, ખાટા, કડવા અને તુરા પદાર્થો ગર્ભિણીએ તજવાં; કારણકે વાયુ કરનાર પદાર્થો ખાવાથી ગર્ભ જડ અને ખુંધો થાય છે, પિત્તકારક પદાર્થો ખાવાથી ગર્ભનું માથું વાળ રહિત થાય છે અને તે પીળા વર્ણનો થાય છે; તથા કફ પદાર્થોનું ભક્ષણ કરવાથી ગર્ભ શ્વેત, કુષ્ટી અને પાંડુ રોગી થાય છે. **વિશેષ ઉપચાર રક્તપ્રદર**–આસોપાલવ, એલચી, ઉથમુંજીરૂ, જીરૂ, નાગકેસર, આંબો. **શ્વેતપ્રદર**–આસોંદ, કાળી મુસળી, જાસુંદીનાં ફુલ, વરધારો. **ઋતુ-પ્રાપ્તિ**–એળીઓ, હીરાબોળ, કેસર, ગાજર, તલ, અંઘેડા, ઈંદ્રિવરણા. **સુવારોગ**–અતિવિષ, દેવદાર, અરડુસો, ષડકચુરો, ગળો, સમેરવો, કાંટા-શેળીઓ. **સુવાવડીના રક્તસ્રાવ માટે**–રસાંજન, તાંદળજો, શંખજીરૂ.

---

## સોમરોગ–મૂત્રાતીસાર

સ્ત્રીઓને પુરૂષોની પેઠે પેસાબ વાટે પુષ્કળ પાણી જેવો પ્રવાહ ચાલે છે, તેને આર્ય વૈદ્યકશાસ્ત્રમાં સોમરોગ કહે છે.

**કારણ**—અતિ મૈથુન, શોક, ભય, અતિસાર કિંવા વિષદોષે કરી શરીરમાંનું પાણી ક્ષોભ પામી, મૂત્રમાર્ગે આવી પહોચી મૂત્ર-દ્વારે આવે છે.

**લક્ષણ**—યોનીદ્વારે પાણી જેવો પ્રવાહી ભાગ વહ્યા કરે છે, માથું દુઃખે છે, તાળવું સુકાય છે. મૂર્છા, બકવાટ, તથા શરીરની

ચામડી રૂક્ષ થાય છે, ભોજ  રવા છતાં પણ તૃપ્તિ થતી નથી.

**ઉપાય**—(૧) પાકેલાં  ગાં સાકર નાખી લેવાં. (૨) આંબળાનો રસ સાકર નાંખી લેવો અગર આંબળાંનો શરબત પીવો. (૩) કાળી મુસળી, ખારેકો, જેઠીમધ અને ભોંયકહોળાનું ચૂર્ણ મધ અને સાકરમાં લેવું. (૪) અડદનો લોટ, જેઠીમધ અને વીદારીકંદનું ચૂર્ણ મધ સાકર નાંખી લેવું. (૫) તલ અને ચારોળી સવારમાં ચાવી જવાં. (૬) કુંવાઠીઆના મૂળને ચોખાના ધોવરામણમાં ઘસી પીવાં. (૭) નાગકેસરનું ચૂર્ણ તો. ૦। છાશ સાથે લેવું અને તે ઉપર છાશ અને ભાત ખાવાં. (૮) શુદ્ધ પારો તોલો ૧ અને શુદ્ધ ગંધકની તોલો ૧ ની કજલી કરી તેને લોઢાની કડાઇમાં ઉનું કરી તેમાં મરીનું ચૂર્ણ તોલો ૧ મેળવીને તેમાંથી એકેક વાલ ભુરા કહોળાના પાંનના રસમાં અથવા કેળના કંદના રસમાં પીવું. પ્રમેહમાં જે પથ્ય બતાવ્યું છે તે પથ્ય આ રોગમાં પાળવું. ગરમ પદાર્થો ખાવાં નહિ. વડ, પીંપળો, ઉંમરો, પારસ પીંપળો, આંબો, જાંબુ, નેતરની છાલ ઉકાળીને મધ નાખી પીવાથી પેસાબનો અટકાવ થાય છે. પંચવક્ત્રરસ એકેક રતિ સવાર સાંજ મધમાં લેવો. **સ્તનપાક** માટે પ્રથમ આંબલીના પાન બાફીને બાંધવાં અગર અળસી અગર ઘઉંની શુલીની પોટીસ કરવી અને પાકયા પછી કાળા મલમ તથા રાતા મલમની પટી મારવી. બહુ દાહ થતો હોય તો દશાંગલેપ પાણીમાં ઉંનો કરી ચોપડવો.

---

## બાળરોગ ચિકિત્સા.

જેમ સ્ત્રીઓના ખાસ દરદ હોય છે, તેમ બાળકોનાં પણ કેટલાંક ખાસ દરદો હોય છે. બાળકોને રોગ થવાનું કારણ તેની મા છે. માએ ભારે ખોરાક ખાધો હોય, તેમ પ્રકૃતિને માફક ન આવે તેવા આહાર વિહાર કરવાથી શરીરમાં દોષનો પ્રકોપ થઇ ધાવણ વિકારવાળું થાય છે. બાળકોને અનિયમિત રીતે ધવરાવવાથી, ઘણીજ વખત ઉંઘાડવાથી, ઘણીજ વખત પાણી પાવાથી ગરમીમાં બહાર

લઇ જવાથી બાળરોગ ઉત્પન્ન થાય છે. બાળકોની સ્થિતિ ત્રણ પ્રકારની છે. (૧) દુધ પીનાર (૨) દુધ અને અન્ન ખાનાર (૩) કેવળ અન્ન ખાનાર. આ પ્રમાણે ત્રણ સ્થિતિના બાળકો હોય છે. અન્નને દુધ સારાં હોય તો બાળક નિરોગી હોય છે અને દુધ અને અન્નમાં ફેરફાર થવાથી તાવ, ઝાડા, ઉલટી, વરાધ, વાવલી, કફ, અને રતવા વગેરે રોગો થાય છે. બાળકોના ખાસ દરદોમાં જેમકે દાંત આવવાની વખતે તાવ, આંચકી, કરમીયાં, ઉધરસ, ઓરી, અછબડાં, ઉંટાટીઓ, ગાલપચોળાં, વાવલી, વરાધ વગેરે. બાળકોના દરદોની ચિકિત્સામાં મોટા માણસોના દરદોની ચિકિત્સા કરતાં વધુ વિચાર કરવો પડે છે. બાળકોને દવા આપવામાં સોમલ, વછનાગ, ધંતુરો, રસકપુર એવી કેટલીક ઝેરી દવાઓનો ઉપયોગ કરવો નહિ, કારણકે નાના બાળકો ઉપર જોખમ ભરેલી દવાઓનો ઉપયોગ કરવાથી પરિણામ માઠું આવે છે. બાળકને સૌમ્ય અને બેચેની ન કરે તેવાં ઔષધો આપવાં અને જરૂર સિવાય રેચ આપવો નહિ. બાળકોને ઔષધ આપવાનું માપ બાળક ઉત્પન્ન થાય એટલે તેને વાવડીંગના દાણા જેટલું અથવા ચણોઠીના પ્રમાણ જેટલું આપવું અને પછી ઉમ્મરના પ્રમાણમાં એકેક માસો વધારતા જવું.

**કારણ**—(૧) નાના બાળકોના દરદોનો ઘણો આધાર તેની માતાઓની સાથે સંબંધ રાખે છે અને ઋતુ, હવા, પાણી વગેરે બહારના સામાન્ય કારણો પણ જોવામાં આવે છે. (૨) માતાઓનો અવ્યવસ્થિત આહાર તથા પ્રકૃતિનો વિકાર બાળકોની પ્રકૃતિને પણ બગાડે છે, તેમ ધાવણનો બીગાડ બાળકોને રોગ ઉત્પન્ન કરે છે. (૩) દાંત આવવાના હોય છે ત્યારે બાળકોને તાવ, ઉલટી, ઝાડા, આંચકી વગેરે ઉપદ્રવો થાય છે. (૪) ખાવા શીખ્યા પછી અજીર્ણ ઝાડા, ઉલટી, વગેરે અપચાનાં દરદો થાય છે. (૫) ઓરી, અછબડા, બળીઆ, ખાંસી વગેરે ચેપી રોગો થાય છે.

**રોગપરીક્ષા**—નાના બાળકોના રોગની પરીક્ષા કરવામાં ઘણી

જ ચાતુરી વાપરવી પડે છે; કારણકે નાના બાળકો પોતાના દર-દોની કોઇપણ વાત કરી શકતાં નથી, તેમ દરદ થવાની જગ્યા બતાવી શકતાં નથી. રડવા ઉપરથી બાળકોના દરદની પરીક્ષા થઇ શકે છે. ભુખ્યું હોય તો રડતાં રડતાં પોતાના હાથની આંગળીઓ વાંકી કરે છે તથા હાથ પગ વાળે છે. પેટમાં ચુંક કે આંકડી આવતી હોય તો જોરથી રડે છે અને બેચેનીના લીધે શરીર જોરથી હલાવી શકે છે. આંખો બંધ કરીને ઉંઘમાં પડેલું બાળક રહી રહીને તીક્ષ્ણ બુમો પાડી ઉઠતું હોય તો જાણવું કે બાળકના માથામાં દાહ થાય છે. શરદીમાં બાળકને લઇ જવામાં આવવાથી કેટલીક વખત સળેખમ થઈ તાવ સાથે સસણીનું જોર થવા માંડે છે ને છાતીમાં કફ ભરાય છે, ત્યારે જણાય છે કે વરાધની શરૂઆત થઈ. બાળક રડયા વગર સુઇ રહ્યું હોય તો સમજવું કે ઘણું નબળું પડી ગયું છે ને દરદના જોરથી અશક્ત થઈ ગયું છે. આ સિવાય પેટ, આંખો, ચામડી, ચહેરો વગેરે ઉપરથી દરદીની પરીક્ષા થઇ શકે છે. **જવર** (તાવ)— નાના બાળકોને તેની માતાના અજીર્ણ—અપચો વગેરે દરદોવાળાં ધાવણના કારણથી તેમજ શરદી કે ગરમી લાગવાથી તાવ આવે છે. તાવ શરૂ થયાની સાથે રડવા માંડે છે. તાવ આવ્યા પછી પારણામાં સુવાડી કપડાનો બંદોબસ્ત સારી રીતે રાખવો અને પારણા નીચે લોઢીમાં દેવતા રાખી અજમાની કે સુવાની ધુંણી આપવી. પેટમાં બગાડ જણાતો હોય તો (૧) જન્મ્યા પછી નાના છોકરાંઓને પેટમાંથી મળ નીકળતો નથી માટે જન્મઘુંટી (બાળાગોળી)નો ઉપ-યોગ કરવો પડે છે. (બનાવટ) વાવડીંગ, વરીઆળીનાં મૂળ, ગર-માળો, સોનામખી, હરડે, હીંમજ, વજ,જીરૂ,અજમો, ગુલાબનાં ફુલ, ખાખરાનાં બી,કાળી દ્રાક્ષ, જુનો ગોળ,ટંકણ,સંચળ અને એળીઆનો ચૂર્ણની પાણીમાં બોરબોર જેવડી ગોળી કરીને રાખવી. તેના બબે લસરકા પૈસાભાર પાણીમાં ઘસીને પાવા. આ પ્રમાણે કરીને પાવાથી પેટ સાફ થઇ તાવ ઉતરી જાય છે. (૨) હરડે, સંચળ, કરીઆતુ,

ઇંદ્રજવ, જેઠીમધ અને કાયફળનું ચૂર્ણ એકેક રતી સવારસાંજ મધ સાથે આપવું. આથી ઝાડો થઈ પેટ સાફ થશે. કફ પાકવા માટે (૩) અરડુશીનાં પાન વરાળીયાં કરી છાતીએ બાંધવાં. (૪) નાગરવેલનું પાન ઉંનું કરી છાતીએ મુકી તે ઉપર અજમો નાખેલા ઘીના દીવાના તાપથી શેક કરવો. (૪) ભારંગમૂળ, કાયફળ,આંબા-હળદર અને સાજીખારને પાણીમાં વાટી ઉંનું કરી છાતી ઉપર લેપ કરવો. ઉપર પ્રમાણે કરવાથી તથા બાળાગોળી પાવાથી ઝાડો સાફ ન થાય તો (૫) વાજીવર્મા (અશ્વચોળી) એક રતી બાળકની ઉમ્મ-રનો વિચાર કરી ગોળના ગરમ પાણીમાં મેળવીને આપવી અને તે સાથે પેટ ઉપર (૬) એળીઓ, દેશી સાબુ, હીંગ અને દીકામાળીના ચૂર્ણને પાણીમાં ગરમ કરી લેપ કરવો. (૭) **શૃંગ્યાદિચૂર્ણ**–કાકડાશીં-ગી, અતિવિષ, કાયફળ અને પીપરનું ચૂર્ણ રતી ૧ થી વાલ ૧ સુધી મધના પાણીમાં પાવું. આથી તાવ સાથે ખાંસી અને ઉલટી મટે છે. (૮) હરડાં, બહેડાં, જેઠીમધ અને કાયફળ પાણીમાં ચાર ચાર લસરકા ઘસી ઉંનું કરી તેમાં ૧ રતી સિંધાલુણ નાંખી હલાવીને દિવસમાં બે વખત પાવું. (૯) અરડુશીના પાનનો રસ મધ સાથે મેળવી પાવો. છાતીએ કફનું જોર વધારે હોય તો (૧૦) પાપડીઓ ખાર ચણાની દાળ જેટલો લઈ ગોળના ઉંના પાણીમાં તથા દુધમાં મેળવી પાવાથી ઉલટી થઈ કફ નીકળી જશે.

**વરાધ**—(સસણી)–બાળકોને વરાધનું દરદ થાય છે ત્યારે તે દરદમાં કફથી છાતી ભીડાઇ જાય છે, પેટ ફુલી ભારે થાય છે અને તાવ ૧૦૩ થી ૧૦૪ સુધી રહે છે. કેટલીક વખતે તાવ વધારે વધે ત્યારે આંચકી આવે છે, તેને વરાધ કહે છે. જેવી રીતે મોટા માણ-સોને સંન્નિપાત, ન્યુમોનીયા વગેરે દરદો થાય છે, તેવી રીતે બાળ-કોને પણ વરાધ, વાવલી વગેરે દરદો થાય છે. છાતીમાં કફનું જોર વધારે હોય તો પ્રથમ બતાવ્યા પ્રમાણે (૧) કાયફળ, ભારંગમૂળ વગેરેનો ગરમ લેપ છાતીએ કરવો. (૨) ટરપેન્ટાઇન તલના તેલ

સાથે મિશ્રણ કરી લગાડવું અને તે ઉપર પોસના ડોડાનો વરાળીયો શેક કરવો. (૩) અરકુશીના પાનનો રસ તો. ૦॥, એક રતી જવખાર અને ફુલાવેલ ટંકણ એક રતી મેળવી પાવું અથવા (૪) વાવડીંગ, ઇંદ્રજવ, કાંકચીયા, અતિવિષની કળી અને સંચળનું ચૂર્ણ એકેક રતિ બાળકના ઉમ્મરના પ્રમાણમાં મધના પાણીમાં આપવું. ઝાડો સાફ ન આવતો હોય તો ઝાડો સાફ આવે તેવી દવા આપવી અથવા એરંડીયું આપવું. (૫) શૃંગ્યાદિ ચૂર્ણ એકેક રતિ મધમાં આપવું. (૬) સુવર્ણ માક્ષિકભસ્મ (૭) ગોદન્તિ હરતાલ ભસ્મ એકેક રતિ મધમાં આપવી. શરદીથી તથા હવાથી શરીરનું રક્ષણ કરવું. ગરમ કપડાં પહેરાવી રાખવાં.

**કૃમિજ્વર**—નાના બાળકોને કેટલીક વખતે નાના મોટા કરમીયાં પડે છે અને તેથી એકદમ જોસભેર તાવ આવે છે અને બાળક તંદ્રામાં પડી રહે છે અને ઉંઘમાં દાંત કકડાવે છે, તે માટે તાવના ઉપચારોની સાથે કૃમિરોગના સામાન્ય ઉપચારો કરવાની જરૂર છે. (૧) કંપીલો, ભૈરવસીંગ ( કૌવચની ઉપરની છાલ ) અને સાકરનું ચૂર્ણ એકેક રતિ બાળકની ઉમ્મર પ્રમાણે હરડે અને જેઠીમધના ઉકાળામાં આપવું અને બીજે દિવસે એરંડીયું આપવું. તેથી જુલાબ ન લાગે તો (૨) વાજીવર્માનો જુલાબ પ્રથમ સૂચના પ્રમાણે આપવો. આથી ઝાડા સાથે કરમીયાં નીકળી જશે અને તાવ ઉતરી જઇ પેટ સાફ થશે. આ પ્રમાણે કરતાં પણ પેટ વધારે કઠણ જણાતું હોય તો [૩] બંધારણ—મહુડાં તોલો ૫, એરંડાના ગોળા તોલા ૫, ઉસ તોલા ૫, એળીયો તો.૧, દેશીસાબુ તો. ૧, રેવંચીનો શીરો તો. ૧. આંબાહળદર તો. ૧, બકરીની લીંડીઓ તો. ૫ ને અધકચરાં કરી ગાયના મૂત્રમાં અગર પાણીમાં ગરમ કરી બંધારણ આખા દીવસમાં દશબાર વખત કરવું. આ પ્રમાણે બંધારણ કરવાથી પેટ હલકું પડીને ઝાડાવાટે મળ નીકળશે. (૪) અતિવિષનું ચુર્ણ (૫) કટફલાદિ ચૂર્ણ રતિ એક મધ સાથે આપવી.આ દવાઓ બાળકોના તાવ સાથે ઝાડો,

ઉલટી, ખાંસી, કરમીઆં વગેરે તમામ દરદોને મટાડનાર છે. (૭) પદ્મકાષ્ટ, કડવો લીંબડો, ધાણા, ગળો, અને રતાંજલીનો ક્વાથ બાળકને તથા તેની માને પાવો; હરડે, કંપીલો અને સંચળનું ચૂર્ણ અકેક રતિ મધ સાથે સવાર સાંજ આપવું. દાક્તરો આ રોગમાં ક્યાલોમેલ સાથે સેન્ટોનાઈન આપવાની ભલામણ કરે છે. આ બાબતની વિશેષ ચિકિત્સા કૃમિ પ્રકરણ ( પાનું ૬૪ ) મા બતાવ્યા પ્રમાણે કરવી. **તાવ સાથે ઝાડો**—(૧) બીલીનો ગરભ અને અતિવિષની કળીનું ચૂર્ણ અકેક રતિ ચોખાના ધોવરામણ સાથે આપવું. (૨) મોચરસ, અતિવિષની કળી, જાવંત્રી, એલચી અને પીંપરનું ચૂર્ણ અકેક રતિ મધ સાથે આપવું. તે ઉપરાંત પ્રથમ તાવ અને અતિસારના પ્રકરણમાં જે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે તે તે ઉપાયો બાળકનો રોગ, પ્રકૃતિ અને ઉમ્મરનો વિચાર કરી યોજવા. **મરડો**—(૧) એરંડીયાનો પ્રથમ જુલાબ આપીને આમનો નીકાલ કરવો અને પછી (૨) બીલીનો ગરભ અને અતિવિષની કળી ચોખાના ધોવરામણમાં ઘસીને પાવાં; (૩) ઈંદ્રજવને શેકી તેનું ચૂર્ણ કરી તેમાંથી અકેક રતિ સવારસાંજ ચોખાના ધોવરામણ સાથે આપવું; (૪) ચાતુર્ભદ્ર–અતિવિષ, મોથ, કાકડાશીંગી અને પીંપરનું ચૂર્ણ અકેક રતિ મધના પાણીમાં આપવું. (૫) કડુને પાણીમાં ઘસી તે પાણી પાવું. (૬) જાયફળ, જાવંત્રી અને કેસરનું ચૂર્ણ અરધી રતિ પાણીમાં સવાર સાંજ આપવું. **ખાંસી** (૧) વંશલોચન તોલો ૧, એલચી તોલો ૦॥, ખેરસાર તોલો ૦। અને જેઠીમધ તોલો ૦॥નું ચૂર્ણ અકેક રતિ અરડુશીના રસમાં નાંખી પાવું. (૨) ફુલાવેલો ટંકણખાર, આંબાહળદર અને ફુલાવેલી ફટકડીનું ચુર્ણ અરડુશીના રસ સાથે આપવું; (૩) અરડુશી, રીંગણી, જેઠીમધ અને કાકડાશીંગીનો ઉકાળો મધ તો. ૦॥ નાંખી પાવો. (૪) જેઠીમધનો શીરો પાણીમાં ઘસી પાવો. (૫) ગળોસત્વ એક રતિ અને માલીનીવસંત અરધી રતિ મધના પાણીમાં અગર જેઠીમધમાં ઉકાળામાં પાવાં; **ઉટાંટિયો**—નાના છોકરાઓને આ દરદ

વિશેષ જોવામાં આવે છે. તે એક ચેપી દરદ છે માટે બીજાં બાળકોને દરદીથી અલગ રાખવાં. ખાંસી સાથે તાવ હોય છે અને ખાંસી ખાતાં ખાતાં ઉલટી પણ થાય છે. ખાંસી થોડીવાર આવે છે પણ એવી તો જોરથી આવે છે કે બાળકનો ચહેરો લાળચોળ બની જાય છે, શરીર વાંકુ વળી જાય છે અને વખતે ઝાડો પેસાબ થઇ જાય છે, વખતે આંચકી પણ આવે છે. **ઉપાય**--ખાંસીના તમામ ઉપાયો લાગુ પડે છે. (૧) **શ્વેત ખર્પર**—ધાપાંણને દીવેલમાં અઠવાડીયું રાખીને પછી ગળજીભીના રસમાં પલાળી ગજપુટ આપવો એટલે એટલે ભસ્મ થશે. તે ભસ્મ તોલો ૧ અને નેવાનું ખાપરીયું ગૌમૂત્રમાં શુદ્ધ કરેલું તો ૧ એ બંનેને ખરલ કરી તેમાંથી એકેક રતિ મધમાં આપવી અગર અરડુશીના રસમાં અગર શરબત સાથે આપવી; (૨) વાસાવલેહ અથવા (૩) હરિતક્યાવલેહ સાથે આપવામાં આવે તો સારો ફાયદો કરે છે. આ સાથે તાવ ન હોય તો ઉપરની માત્રા એકેક રતિ, ગરમ ઘી તો. ૦। અને સંચળનું ચૂર્ણ રતી એક મેળવીને ઉટાંટીયાના દરદીને પાવું. ઉંટાટીયો પહેલા અઠવાડીઆમાં વધારે જોર કરે છે અને બીજા અઠવાડીયામાં સહજ નરમ પડે છે અને ત્રીજા અઠવાડીઆમાં તદ્દન નરમ પડી જાય છે. આ દરદ કેટલીક વખતે ગંભીર સ્વરૂપ પકડે છે માટે સારા વૈદ્યની સલાહ લઇ બીજા ઉપાયો યોજવા. **ઉલટી**---(૧) કરમીયાંના કારણથી તેમ ધાવણના દોષથી થાય છે, માટે તેના ઉપાયો કરવા. ઉછાળા બહુ આવતા હોય તો કરમીયાંના કારણથી સમજી પ્રથમ બતાવ્યા પ્રમાણે કરમીયાના પ્રકરણમાં બતાવેલી દવાઓ આપવી. શરદીને લીધે ઉલટી થતી હોય તો (૧) બાળપર્પટી (પાનું ૬૪) એકેક રતિ મધમાં આપવી. (૨) જાવંત્રી અને એલચીનું ચૂર્ણ એકેક રતિ અને બાળ પર્પટી એકેક રતિ મેળવી મધના પાણીમાં આપવાં. (૩) રાઈની પટી એ ચાર મીનીટ રાખવી. (૪) પીંપળાના છોડાની રાખ એકેક રતિ મધમાં આપવી. **દાંત કુટવા**-દાંત આવે ત્યારે ઝાડો વધારે થાયછે. તાવ

આવે છે અને કેટલીક વખતે આંચકી પણ આવી જાય છે. **ઉપાય**–ધાવડીનાં ફુલ અને જાવંત્રીનુ ચૂર્ણ બબે રતિ મધમાં મેળવી દાંતના પારા ઉપર ઘસવું. **આંચકી** માટે માથા ઉપર ઠંડુ કપડું મુકવું અગર ગુલાબજળનાં પોતાં મુકવાં. (૧) ગરમ પાણીનો સેક છાતી, પેટ અને હાથપગ ઉપર કરવો. (૨) ઝાડો સાફ થાય તેવી દવા આપવી અગર એરંડીયું અને મધ એકત્ર કરી ઉનું કરી પાવું અગર ચટાડવું અને સાબુઅને એરંડીયું સમભાગે લઇ મિશ્રણ કરી તેમાં રૂ બોળી ગુદામાં રૂની દીવેટ મૂકવી. જે જે દરદથી આંચકી આવતી હોય તે તે દરદોના ઉપાયો કરવા. **અપસ્માર** (વાઇ)–(૧) વજનું ચૂર્ણ એકેક રતિ મધમાં આપવું. (૨) કેસરના ત્રણ પુંખડાને પાણીમાં વાટીને પાવું. (૩) ભુરાં કહોળાના રસમાં જેઠીમધનું ચૂર્ણ પાવું. **મુખ-પાક**—મોં પાકી જાય છે અને બાળક ધાવી શકતું નથી. મોંમાંથી લાળ નીતરે છે. મોમાં, તાળવે, જીભે ચાંદીઓ પડેલી હોય છે. (૧) શંખજીરૂ, હીંમજ અને સાકર પાણીમાં ઘસીને તે ચોપડવું. [૨] તપ-ખીરને મધમાં મેળવી ચોપડવું. ચોપડયા પછી બાળકને ઉંધુ સુવાડવું જેથી મોંમાંથી તમામ લાળ નીકળી જશે. (૩) બકરીના દુધની શેડ બાળકના મોઢામાં પાડવી. (૪) ગધેડીનું દુધ પાવું. (૫) વાંસ-કપુર, ફુલાવેલી ફટકડી અને સોનાગેરૂની ભુકી મધમાં કાલવી ચોપ-ડવી અને લાળ બહાર જવા દેવી. આ રોગમાં પેટ સાફ રાખવાની જરૂર છે માટે (૬) હરડે સાકરમાં ઘસી આપવી અગર એરંડીયાનો જુલાબ આપવો. **થુલીઓ**—દાંત આવવાના સમયમાં પાચનક્રિયા બગડવાથી મોંની અંદર જીભની નીચે અગર દાંતના પારા ઉપર અગર તાળવા ઉપર સફેદ ધાબાં પડે છે અને થર બાઝે છે અને તેમાં ગોળ આકારના જખમ પડીને ચામડી ધોળી થઈ જાય છે, રેશમના લુગ-ડાની રાખ કરીને મધમાં કાલવી લગાડવી. (૨) હરડેદળની રાખ મધમાં મેળવી લગાડવી. પેટ સાફ કરવાની દવા સાથે પાચનક્રિયા સુધરે તેવી દવાઓ આપવી. **ગુદપાક**—આગરૂ–ઝાડાની જગા પાકી

આવે તેને ગુદાપાક કહે છે. (૧) પંચવલ્કલના પાણીથી તે ભાગ ધોઇ સાફ રાખવો. (૨) શંખજીરૂ તોલો ૧ અને કાથો તોલો ૦ાની ભુકી ધોયેલા ઘીમાં ચોપડવી. ચાંદીના ઘણાખરા મલમ અને ભુકીઓ આ રોગમાં સારૂં કામ કરે છે. **મૃત્પાંડુ**(માટી ખાવી) નાનાં છોકરા માટી તથા ભોંયના પોપડા ઉખાડી ખાય છે માટે તેની દેખરેખ રાખવી. (૧) મંડુરભસ્મ અકેક રતિ અને હરડે ઘસીને પાણી અગર ગોમુત્રમાં આપવી. (૨) કડુ અને હરડે પાણીમાં પાવલી ભાર પાવું. પાંડુરોગની દવાઓ આપવી. **પારગલો**–ગર્ભવાળી સ્ત્રીઓને ધાવવાથી આ રોગ થાય છે. લક્ષણ–હાથ પગ દોરડી અને પેટ ગાગરડી થાય છે; ખાંસી, તાવ, અગ્નિમાંદ્ય, ઉલટી, અરૂચી વગેરે દરદો થાય છે. ઉપાય—(૧) હરડે દરરોજ ગાયના મૂત્રમાં ઘસી પાવી. (૨) અજમોદ, શાહજીરૂ, જીરૂ, અને લીંડીપીંપરનું ચૂર્ણ મધમાં ચટાડવું. (૩) બાળપર્પટી મધમાં ચટાડવી. (૪) પ્રવાલભસ્મ અને ગળોસત્વ અકેક રતી મધમાં આપવી. **અશક્તિ માટે**--(૧) સુવર્ણ વસંત માલતી, (૨) પ્રવાલ ભસ્મ (૩) માક્ષિક ભસ્મ (૪) બાળપર્પટી (૫) બાળસંજીવન (૬) શ્વેત ખર્પર વગેરે દવાઓનો ઉપયોગ કરવો. **પથ્યાપથ્ય**—નાના છોકરાઓને માનું દુધ ઉત્તમ છે. છોકરાની માએ પ્રકૃતિને માફકસર આહાર વિહાર કરવો. હલકો અને પચે તેવો ખોરાક લેવો. છોકરાને દુધ આપવામાં આવે તો નિરોગી ગાયનું દુધ આપવું. દુધમાં પાણી બમણું નાંખી તે દુધ ઉકાળી ઠંડુ થયા પછી આપવું. છોકરાની માએ વાલ, ચણા, અડદ, ખાંડ, વગેરે પદાર્થો ખાવાં નહિ.

